

نقشبندی اولیاء

# નકશબંદી ઔલિયા

ગ્રંથ બીજો






અબદુલકાદિર ફાનીવાલા

بسم الله الرحمن الرحيم

ألا إن أولياء الله لا خوف عليهم ولا هم يحزنون وما خلقت الجن والإنس إلا ليعبدون

**નેસ્ત ખૌફો ગમ બરાયે ઓલિયા,**

ઓલિયાઓના માટે ન કંઈ ખૌફ (ભય) છે અને ન કંઈ ગમ (ચિંતા)

**ઈં ચુનીન ફરમુદ હક જલ્લો અલા,**

એ પ્રમાણે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે.

**મા ખલકતુલ જિન્ન વલ ઈન્સ બે બયાન;**

કુર્આન શ.ની આયત 'મા ખલકતુલ જિન્ન...' અર્થાત્ 'અમે ઇન્સાન અને જિન્નાતને પયદા કર્યા છે...' ને ધ્યાનથી પઢો.

**જુઝ ઈબાદત નેસ્ત મકસૂદ અઝ જહાન.**

એમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે ઇન્સાન અને જિન્નાતને દુનિયામાં પયદા કરવાનો હેતુ ઈબાદત સિવાય બીજો કંઈ નથી.



# નક્શબંદી ઔલિયા

## ગ્રંથ બીજો



'ફ કસુસિલ કસસ લઅલ્લહુમ યતફક્કરૂન'
પારો ૯, સૂરએ 'અઅરાફ' આયત ૧૭૬

'તુ તે કિસ્સાઓને બયાન કર, જેથી તેઓ સમજે અને વિચારે'



અબ્દુલકાદિર ફાતીવાલા
નક્શબંદી મુજદ્દિદી

પ્રકાશક :
**'જામેઆ હિદાયત' પ્રકાશન અને પ્રસારણ વિભાગ**
પો. બો. નં. ૨, જયપુર (રાજસ્થાન) ૩૦૨ ૦૦૧
ફોન : ૬૧૨૪૭ (ઘર), ૪૪૨૭૯ (જામેઆ), ૬૯૯૩૫ (ઓફિસ)

વ્યવસ્થા અને મુખ્ય વેચાણ કેન્દ્ર :
**'અંજુમને હિદાયત'**
C/o 'સત્કાર કાપડ કેન્દ્ર' (ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ)
ઝાંપા બજાર, પોસ્ટ ઓફિસ સામે,
સુરત ૩૯૫ ૦૦૩

પ્રથમ આવૃત્તિ : પ્રત ૧૧૧૧
પૃષ્ઠ સંખ્યા : ૧૬ + ૩૧૨ = ૩૨૮
પ્રકાશન વર્ષ :
રમઝાન શરીફ, હિ. સ. ૧૪૧૧
માર્ચ, ઈ. સ. ૧૯૯૧

મૂલ્ય : રૂ. ૩૫
ટપાલ ખર્ચ : રૂ. ૨-૫૦ + રૂ. ૬ રજિ. ખર્ચ

મુદ્રક :
યોગેન્દ્ર પરીખ
સુરુચિ છાપશાળા
સુરુચિ વસાહત
બારડોલી ૩૯૪ ૬૦૧

# અનુક્રમ



□

# આમુખ

હઝરત મૌલાના

શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા.બ.)

નક્શબંદી, મુજદ્દિદી, જયપુરી

بسم الله الرحمن الرحيم

نَحْمَدُهٗ وَنُصَلِّیْ عَلٰی رَسُوْلِہِ الْکَرِیْمِ

મુહતરમ અબ્દુલકાદિર ફાતીવાલાએ 'ઔલિયાએ નક્શબંદ' ('નક્શબંદી ઔલિયા')માં અકાબિરીન ઉરફા (મહાન આરિફો)ના હાલાત અને તેમની મુબારક સીરત (પવિત્ર જીવન ચરિત્ર)ના મહત્ત્વના બનાવોને મહેનત, મથામણ અને કોશિશ કરીને ગુજરાતી ભાષામાં પહેલી વખત સંપાદિત કર્યા છે. ઉપરાંત તેમના બાતિની હાલાત અને કમાલાત પણ સંકલિત કર્યા છે જે પ્રશંસા અને તારીફને લાયક છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પછી આપના સિલસિલાના એક શાખા આપના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) અને તેમના સાહબઝાદા હઝરત સૈફુદ્દીન (રહ.)થી આગળ વધી હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.) તરફ જાય છે. એ શાખાના ઔલિયાએ કિરામ અને બુઝુર્ગોના હાલાત સંપાદિત થતાં રહ્યાં છે. હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.) પછી આપના સિલસિલાના બુઝુર્ગો જેમની ગણત્રી મુતાખિરીન ઉરફામાં થાય છે તેઓની સીરતે મુબારક (પવિત્ર જીવન ચરિત્રો)ની પણ કેટલીક મહત્ત્વની કિતાબો મળી શકે છે.

પરંતુ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પછી આપના સિલસિલાની જે શાખા આપના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ

સઈદ ઉર્ફે 'ખાઝીનુર્રહમત' (રહ.) અને તેમના સાહબઝાદા હઝરત ખ્વાજા અબ્દુલ અહદ (રહ.)થી આગળ વધી હઝરત સૈયદ ઈમામ-અલી શાહ સાહબ (રહ.) તરફ જાય છે તે શાખાના મોટાભાગના અકાબિરોના હાલાત કયાં તો ખૂબ ટૂંકાણમાં સંપાદિત થયેલા છે અથવા ઈ. સ. ૧૯૪૭ની રાજકીય ઊથલપાથલ તથા દેશના વિભાજન પછી રજવાડાંઓનું વિલીનીકરણ, મુસલમાનો પર અમાનુષી અત્યાચારો અને દમન, તેમના ઇલ્મી મરકઝોની તબાહી અને બરબાદીની સાથે આ ઇલ્મી અને તારીખી કેન્દ્રો અને ખઝાનાઓને પણ તબાહ અને બરબાદ કરી દેવામાં આવ્યા જેના કારણે આપણે આપણાં સિલસિલાના આરિફો અને અકાબિરોના સાચાં સંસ્મરણો, હુસ્ને સીરત, ઝાહિરી અને બાતિની કમાલાત તથા પાકીઝા હાલાતથી મેહરૂમ થઈ ગયા. એનું પણ જ્ઞાન નથી કે આ નેકસીરત અકાબિરો અને અલ્લાહના આરિફો વિલાયતે આમ્મહ યા વિલાયતે ખાસ્સહના હામિલ છે!

સુન્નતુલ્લાહ તો એ જ છે કે હકના જે તાલિબો ઝિક્રેઈલાહીમાં ઈસ્તેકામતની સાથે ઈત્તિબાએ શરીઅતમાં [illegible] ધરાવે છે અને હકીકતે કલ્બ તેમ જ નૂરે કલ્બની નેઅમતથી સરફરાઝ થાય છે ત્યારે અલ્લાહ તઆલા આવા તાલિબોને વિલાયતે ખાસથી સરફરાઝ ફરમાવે છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની નઝદીક ઈન્સાનની જિંદગીનો મકસદ નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ સિવાય બીજો કોઈ નથી. હુઝૂર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ વગર અલ્લાહ તઆલાની રઝા અને ખૂશનૂદી તેમ જ બાતિની કમાલાત હાસિલ થઈ શકતા નથી.

પત્ર નંબર ૨૫ જે આપે ખ્વાજા જહાંને લખેલો છે તેમાં આપ (રહ.) ફરમાવે છે કે:

'તમામ કમાલાત હાસિલ થવાનો આધાર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લિમની ઈત્તિબાઅ પર અને આપ (સલ.)ના

ખુલ્ફાએ રાશિદીનની ઈત્તિબાઅ પર છે કારણ કે (તેઓ) હિદાયતના સિતારા અને વિલાયતના આફતાબ છે. જેણે તેઓની પૈરવી કરી તેણે હિદાયત મેળવી અને જેણે મુખાલિફત કરી તે ગુમરાહ થયો.' ('દુર્રેલાસાની' ભાગ–૧)

એક બીજા પત્રમાં આપ (રહ.) લખે છે કે :

'હઝરાતે નકશબંદિય્યહને તજલ્લીએ દાઈમી નસીબ થાય છે. એટલે એ બુઝુર્ગવારોની નિસ્બત તમામ નિસ્બતો કરતાં વધારે શક્તિવાન અને તેઓનો કમાલ તમામ કમાલો કરતાં ઉચ્ચતર છે. અને જેવી રીતે વિલાયતે મુહમ્મદિય્યહ અલયહિસ્સલાતો વસ્સલામ તમામ પૈગમ્બરોની વિલાયત કરતાં વધીને છે તે જ રીતે એ બુઝુર્ગ-વારોની વિલાયત પણ તમામ ઔલિયાએ કુદ્દુસ સિર્રુહુમની વિલાયતથી વધીને છે.' ('દુર્રેલાસાની')

□

એક બીજા મકતૂબ(પત્ર)માં લખે છે કે:

'ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈને જે કંઈ મેળવ્યું છે તે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅથી જ મેળવ્યું છે. દીન અને દુનિયાની ફલાહ તથા બેહબુદી (નજાત અને બેહતરી) માત્ર શરીઅતની ઈત્તિબાઅ પર (આધારિત) છે.'

□

મિર્ઝા બદીઉઝઝમાં (રહ.)ને લખે છે કે :

'બંને જહાનની બેહતરી શરીઅતની ઈત્તિબાઅ પર આધારિત છે.' (દુર્રેલાસાની ભાગ–૧, પત્ર–૭૫)

□

ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનનો સૌથી મોટો કમાલ (ખૂબી) એ છે કે તેઓનું બાહ્ય શરીઅતના આભૂષણોથી શણગારેલું અને સુશોભિત હોય છે તથા તેઓના દિલનો સંબંધ દિલવાળા (ખુદા) સાથે જોડાયેલો હોય છે.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) એ બહાદુરખાંને લખેલા પત્રમાં ફરમાવે છે કે :

'ઝાહિરને રોશન શરીઅત વડે શણગારવું અને બાતિનને હક તઆલાની સાથે રાખવું મોટું કામ છે.' ('દુર્રે લાસાની' ભાગ-૧, પત્ર-૮૩)

ઓલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈને પોતાના અહવાલ અને મવાજિદને શરીઅતની ઈત્તિબાઅ વડે જ હાસિલ કર્યા છે. તેઓ એની પાબંદી કરતા હતા કે તેઓનું કોઈ કાર્ય શરીઅતે મુહમ્મદી અલૈહિસ્સલામથી ખિલાફ ન હોય.

પત્ર ૧૮૪માં લખે છે કે :

'કાલે કયામતમાં જે વાત કામ આવશે તે સાહેબે શરીઅત અલૈહિસ્સલાતો વસ્સલામ (હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિવસલ્લમ)ની તાબેદારી છે. એટલે જે અહવાલ, મવાજિદ, ઉલૂમ, મઆરિફ, ઈશારાત અને રુમૂઝ આ તાબેદારીના અનુસાર હોય તે બેહતર છે, અને નસીબદાર છે, નહિતર ખરાબી અને ઈસ્તિદરાજ સિવાય કંઈ નથી.' ('દુર્રે લાસાની' ભાગ-૧)

□

વિલાયતની અફઝલિય્યત અને તેના ફૈઝાનની દષ્ટિએ તેમ જ તવજ્જુહ ઈલલ્લાહ અને તકવા તથા 'ફદ્દલના બઅદકુમ અલા બઅદ' અનુસાર અલ્લાહ તઆલાએ કેટલાક ઓલિયાએ કિરામને કેટલાક ઓલિયાએ કિરામ પર ફઝીલત અને બુઝુર્ગી આપી છે. શરીઅતના દષ્ટિ બિંદુથી કેટલાકને કેટલાક પર ફઝીલત આપી શકાતી નથી.

આ અકાબિરીન રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈનને એક બીજા પર ફઝીલત અને બુઝુર્ગી ફૈઝાને વિલાયત અને ફૈઝાને નુબુવ્વતના કારણે આપવામાં આવતી રહી છે. જેમ કે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે :

'કેટલાક ઓલિયા અલ્લાહ માત્ર ફૈઝાને વિલાયતથી મુશર્રફ

છે અને કેટલાક ફૈઝાને નુબુવ્વતથી ફૈઝયાબ છે અને કેટલાક નુબુવ્વત અને વિલાયત બંનેના ફૈઝાન અને અનવારથી ફૈઝયાબ છે. તો એમાથી જેઓ ફૈઝાને નુબુવ્વતથી મુશર્રફ છે તેઓ તે ઓલિયા અલ્લાહથી અફઝલ અને બેહતર છે કે જેઓ માત્ર અનવારે વિલાયતથી મુશર્રફ છે. અને જેઓ અનવારે નુબુવ્વત અને ફૈઝાને વિલાયત (બંને)થી કામિલ મુશર્રફ છે તેઓ વધારે ફઝીલતના હકદાર છે.'

હઝરત શાહ સાહબ રહમતુલ્લાહિ અલૈહ આગળ લખે છે કે :

'શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ વિલાયતને નુબુવ્વતના કરતાં એ અર્થમાં બેહતર જાણે છે કે વિલાયતનું રૂખ હકની તરફ છે અને નુબુવ્વતનું રૂખ ખલ્કની તરફ છે. પરંતુ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહની ઉપરોક્ત તહકીકાત (સંશોધનો) અને દલીલો શરીઅત અનુસાર આરીફો નઝીક સ્વીકારવા યોગ્ય નથી કારણ કે વિલાયત નુબુવ્વતની શાખા છે અને શાખાને મૂળ પર કોઈ રીતે સરસાઈ આપી શકાતી નથી.' ['અહસનુત્તકવીમ' (ઉર્દૂ) પા. ૧૩૫]

એ પછી ફરમાવે છે કે :

'આ વાત ગંભીરતાથી વિચારવા જેવી છે કે જે કુર્બે હકને પ્રાપ્ત કરીને નબી (અલૈ.) ખલ્કની હિદાયતના માટે ખાલિકના તરફથી (ખલ્કના તરફ પાછા) આવી રહ્યા છે, તે કુર્બે હકની તલાશમાં વલી (હજુ) રબની તરફ જઈ રહ્યા છે! સાહબે નુબુવ્વતને પોતાનો મકસદ અને કુર્બે રબ હાસિલ થયો હોવા છતાં રઝાયે હકના માટે મિલનને છોડીને વિયોગને કબૂલ કરી ખલ્કની તરફ (પાછા) આવી રહ્યા છે. વલી માત્ર મજઝુમ[1] જેમ ઝિલાલે અસ્મા-

● ૧ જેવી રીતે જઝમ વાળા અક્ષરનો સંબંધ તેના આગળના માત્ર એક અક્ષર જોડે જ હોય છે તેવી રીતે વલીનો સંબંધ માત્ર ખાલિક સાથે હોય છે, ખલ્ક સાથેનો સંબંધ તૂટી જાય છે એટલે આ ઉપમા આપી છે.

એ સિફાતને અસલે હક જાણીને એ તરફ જઝબ (આકર્ષિત) થઈ રહ્યા છે અને 'ફના'ની તરફ આગળ વધી રહ્યા છે.' ('અહસનુત-તકવીમ')

આ પ્રમાણે ફૈઝાને વિલાયતને ફૈઝાને નુબુવ્વતના કરતાં અફઝલ કહી શકાય નહિ.

અંતિમ વાત એ છે કે ઔલિયાએ કિરામ વધારે ભાગે ફૈઝાને વિલાયતથી મુશર્રફ થાય છે. અલ્પ સંખ્યામાં તાલિબો એવા હોય છે કે જે ફૈઝાને વિલાયત અને ફૈઝાને નુબુવ્વત બંનેથી મુશર્રફ થાય છે. એવા ફૈઝાન અને નિસ્બતના હામિલ બુઝુર્ગ એવા મરતબાના હોય છે કે જો નુબુવ્વત ખત્મ ન થતે તો અલ્લાહ તઆલા તેઓને નુબુવ્વતથી મુશર્રફ ફરમાવતે પરંતુ હવે [illegible] નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની બિઅસત અને નુબુવ્વત પછી કોઈ નબી આવનાર નથી એટલા માટે [illegible] એવા ઔલિયાએ કિરામની પાસે ઉમ્મતની ઇસ્લા[illegible].

એ જ વાત હઝરત શાહ [illegible] સાહબ અલૈહિર્રહમત આ રીતે લખો છે કે:

'જો કે નુબુવ્વત ખત્મ થઈ ગઈ છે પરંતુ વિલાયત ખત્મ નથી થઈ.' ('અહસનુત્તકવીમ')

મુહતરમ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાએ 'ઔલિયાએ નકશબંદ' ('નકશબંદી ઔલિયા') શીર્ષકથી અકાબિરીને નકશબંદિયહ મુજદ્દિદિયહ (રહ.)ના હાલાત અને કમાલાત ક્રમવાર સંપાદિત કરીને 'અંજુમને હિદાયત'ની નિગરાનીમાં સાત ગ્રંથોમાં પ્રગટ કરવાનું આયોજન કર્યું છે. જેની સરપરસ્તીનો શર્ફ કેટલાક મુખ્લિસ અઝીઝોને ફાળે જાય છે. જેઓમાં–

હાજી શૈખ ગુલામ મુહમ્મદભાઈ,
અઝીઝે મુહતરમ ગુલામ મુસ્તફામિયાં કાપડીઆ,
શૈખ પીર મુહમ્મદભાઈ એડવોકેટ,
જનાબ હાજી મુખ્તાર અહમદ સાહબ એડવોકેટ,
હાજી અબ્દુર્રહમાનભાઈ,

હાજી શેઠ અબ્દુસ્સત્તારભાઈ ચોકસી,

હાજી અહબ્દુલ હમીદભાઈ અ. બાકી (કાપડીઆ) મરહૂમ...વગેરે છે.

તેઓ પૈકી હાજી અબ્દુલ હમીદભાઈ અ. બાકી મરહૂમ તો આ અંજુમનની રૂહે રવાં હતા જેમનો ઈન્તેકાલ થઈ ગયો છે. અલ્લાહ તઆલા મૌસૂફની મગફિરત ફરમાવે અને તેમની કબર પર રેહમતો નાઝિલ ફરમાવે. (આમીન)

આ 'અંજુમને હિદાયત'ની જ સહાય અને સરપરસ્તીથી હઝરત શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમતની તમામ કિતાબો ઉપરાંત બીજા અકાબિરીનની કિતાબોના પણ મુહતરમ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાએ ગુજરાતી ભાષામાં અનુવાદો કરીને પ્રગટ કર્યા છે. એમની આ કોશિશ હરેક રીતે કાબિલે લિહાઝ છે અને પ્રશંસાને પાત્ર છે.

મુહતરમ મૌસૂફને ઓલિયાએ નક્શબંદ (રહ.)ના હાલાત સંપાદિત કરવામાં જે [illegible] અને મુશ્કેલીઓ પેશ આવી તેના પર ભારે કુનેહ અને [illegible]ના કારણે કાબૂ મેળવ્યો. છેવટે અલ્લાહ તઆલાએ [illegible]ના મકસદમાં નુસરત (મદદ) અને કામિયાબી (સફળતા) અતા ફરમાવી.

અલ્લાહ તઆલા મૌસૂફની આ ખિદમતોને કબૂલ ફરમાવે અને અકાબિરીને નકશબન્દિયહના ફૈઝાનથી ફૈઝયાબ ફરમાવે અને ખલ્કે ખુદાને ઈસ્તિફાદહ (લાભ લેવા)નો મોકો અતા ફરમાવે. આમીન.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ

હે અમારા પરવરદિગાર!
અમારા અમલોને કબૂલ ફરમાવ!
બેશક તું સાંભળનાર અને જાણનાર છે!

ખાદિમે દુઆગો,
મુહમ્મદ અબ્દુર્રહીમ મુજદ્દિદી

૫, ઝિલકઅદ, ૧૪૧૦
૩૦, મે (બુધવાર), ૧૯૯૦

[મૂળ ઉર્દૂનો ગુજરાતી ભાવાનુવાદ]

# આભાર દર્શન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

نَحۡمَدُهٗ وَنُصَلِّيۡ عَلٰى رَسُوۡلِهِ الۡكَرِيۡمِ

'નકશબંદી ઓલિયા' ગ્રંથ પહેલાની પ્રસ્તાવનામાં આ ગ્રંથમાળા લખવાના હેતુઓ, એની ફઝીલતો, ગુજરાતમાં નકશબંદી સિલસિલાના આગમનનો ઇતિહાસ, ગુજરાતી ભાષામાં નકશબંદી સિલસિલાનું સાહિત્ય વગેરે વિષે વિગતે વાતો લખેલી છે જેનું અહીં પુનરાવર્તન ન કરતાં માત્ર આભાર દર્શન માટે થોડા શબ્દો લખવા પૂરતા થશે.

સર્વ પ્રથમ તો હું અલ્લાહ તઆલાનો બેહદ શુક્ર ગુઝારું છું કે તેણે માત્ર પોતાના ફઝલો કરમથી, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સદકા અને તુફૈલથી તેમ જ બુઝુર્ગોના વસીલાથી અને મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા. બ.)ની નઝરે કરમ અને દુઆથી મુજ ગુનેહગાર, નાકારહને 'નકશબંદી ઓલિયા'નો આ બીજો ગ્રંથ વાચકોની ખિદમતમાં રજૂ કરવાનું પરમ સૌભાગ્ય અર્પણ કર્યું. અલ્લાહ તઆલા બાકીના ગ્રંથો પણ, પોતાની કુદરતે કામિલાથી એ જ પ્રમાણે પૂર્ણ કરાવે અને તેના માટે તમામ જરૂરિયાતો પૂરી ફરમાવે એવી દુઆ કરવા વાચકોથી ગુઝારીશ છે.

જો કુછ હુવા, હુવા કરમસે તેરે,
જો કુછ ભી હોગા, તેરે કરમસે હોગા.

□

ઇન્શાઅલ્લાહ પાંચમા ગ્રંથમાં જેમનો જીવન પરિચય આપવાની ગણત્રી છે તે બુઝુર્ગો પૈકી નીચે જણાવેલા ત્રણ બુઝુર્ગો વિષે સુજ્ઞ વાચકોમાંથી કોઈ પાસે જો કિતાબો કે અન્ય સાહિત્ય હોય તો મને જાણ કરવા નમ્ર ગુઝારીશ છે. હું તેમનો ખૂબ જ આભારી

થઈશ.

૧ હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ (રહ.)
હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના પૌત્ર ખ્વાજા
અ. અહદ (રહ.)ના ખલીફા
વફાત : ૧ સફર હિ. સ. ૧૧૩૩ દફન સ્થળ : બામિયાન

૨ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી પારસા (રહ.)
હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ (રહ.)ના ખલીફા
વફાત : હિ.સ. ૧૧૪૩ દફન સ્થળ : ઈન્નકી સાઈફી(અરબસ્તાન)

૩ હઝરત ખ્વાજા મુહમ્મદ મઝહર ઠઠવી ઉર્ફે 'અબૂલ મસાકીન'(રહ.)
હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી પારસા (રહ.)ના ખલીફા
વફાત : ૯, ઝીલ કઅદ, હિ.સ. ૧૧૨૯ દફન સ્થળ : ગઢ્ઢા શરીફ

□

ઘણા મહાનુભાવો નકશબંદી સિલસિલાના બુઝુર્ગો વિષે ઊંડો અભ્યાસ, માહિતી અને સાહિત્ય ધરાવે છે. તેઓનો સહકાર જરૂર મળશે એવી આશા છે.

દરેક બુઝુર્ગના જીવન ચરિત્ર સાથે તેમના મઝારે મુબારકનો તથા તેમના સાથે સંકળાયેલાં સ્થળો, ઈમારતો વગેરેના ફોટાઓની આર્ટ પ્લેઈટો આપવાની અભિલાષા પણ અધૂરી રહી છે કારણ કે એ માટે જરૂરી સાહિત્ય મળ્યું નથી. એ માટે પણ સહકારની વિનંતી છે.

□

નકશબંદી તરીકાના ઈમામ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ઉપરાંત બીજા અનેક બુઝુર્ગો સાથે સંકળાયેલાં સ્થળો હાલમાં સોવિયેત રશિયામાં આવેલાં છે એટલે 'સોવિયેત રશિયાના મુસ્લિમ પ્રદેશો' શીર્ષકથી કેટલીક માહિતી આપવામાં આવી છે જે વાચકોને ઉપયોગી નીવડશે એવી આશા છે.

વાચકો, દરેક સ્થળનું ચોક્કસ ભૌગોલિક સ્થાન જાણી શકે તે માટે સોવિયેત રશિયાના મુસ્લિમ પ્રદેશો ઉપરાંત મધ્યપૂર્વના આરબદેશો, અફઘાનિસ્તાન, પાકિસ્તાન અને ભારતનો એક

સંયુક્ત બહુરંગી નકશો પણ આપવાની આરઝૂ હતી પરંતુ એનું છાપકામ ઓફસેટ પ્રિન્ટિંગથી કરાવવું પડે અને તે માટે હજારોની સંખ્યાગાં નકશાઓ છપાવવા પડે જ્યારે આ ગ્રંથની માત્ર ૧૧૧૧ (અગિયારસો અગિયાર) નકલો છપાય છે અને તેને પણ ખપતા લાંબો સમય લાગે છે!

દરેક ગામના અમૂક ઉત્સાહી ભાઈઓ પોતાના ગામમાં કોશિશ કરીને આ ગ્રંથમાળામાં રસ ધરાવનાર વાચકોનું વર્તુળ બનાવે તો ગ્રાહકોની સંખ્યામાં વધારો થાય અને ગ્રંથોની પડતર કિંમત ઓછી થાય ઉપરાંત દરેક ગામના બધાં ગ્રાહકો એક સાથે કિતાબો મંગાવે તો ટપાલ ખર્ચ વગેરેની બચતના કારણે તેઓને કિતાબો ઘણી સસ્તી પડે અને અંજુમનને પણ સરળતા થાય.

આ ગ્રંથમાળાના પ્રકાશન અને પ્રસારણમાં તન, મન, ધનથી, લેખન અને વચનથી, પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર આપનાર સૌનો હું આભારી છું.

ગ્રંથના મનમોહક મુદ્રણ માટે 'સુરુચિ' છાપશાળા, બારડોલીનો પણ હું અત્યંત ઋણી છું.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ

હે અમારા પરવરદિગાર!
અમારા અમલોને કબૂલ ફરમાવ!
બેશક તું સાંભળનાર અને જાણનાર છે!

૫, રજબ, ૧૪૧૧ — નકશબંદી ઓલિયાના આસ્તાનાનો શ્વાન,
૨૨, જાન્યુ. ૧૯૯૧ — અબ્દુલકાદિર ફ઼ાતીવાલા
મોટા ઘાંચીવાડ, વલસાડ ૩૯૬ ૦૦૧



## 'નકશબંદી ઓલિયા' ગ્રંથ પહેલા વિશે

# અવલોકનો અને અભિપ્રાયો

**[પાન 3 ઉપરાંત બીજા કેટલાક અભિપ્રાયો અહીં આપ્યા છે.]**

'નશકબંદી ઓલિયા' ગ્રંથ પહેલો વાંચવો શરૂ કર્યો. જેમ જેમ વાંચન મંઝિલ આગળ વધતી ગઈ, તેમ તેમ વધુ ને વધુ રસ પડવા લાગ્યો પરિણામે એક જ બેઠકમાં વાંચન પૂરું કર્યું! રસ-થાળ વિસ્તૃત અને મનહર બન્યો છે.

આજે જ્યારે મુસ્લિમોને પણ ભૌતિકવાદે જકડી લીધા છે ત્યારે તો ઓલિયા અલ્લાહના જીવન પ્રસંગોનું વાંચન, ચિંતન, મનન હિદાયતની ઝંખના કરનારા માટે એક સુલભ માર્ગ છે. આ ગ્રંથમાં આલેખાયેલી સંક્ષિપ્ત પરંતુ મુદ્દાસર જીવન રેખાઓ માટે તો કયા શબ્દોમાં પ્રશંસા કરવી તે મારા જેવા અજ્ઞાની માટે મુંઝવણનો પ્રશ્ન છે!

ગુજરાતના દરેક શિક્ષિત ભાઈને હું ભારપૂર્વક વિનંતી કરું છું કે તે પોતાના ટેબલ ઉપર આ ગ્રંથ રાખે અને તેને રોજેરોજ ફરી ફરીને વાંચે અને ચિંતન મનન કરે. જનાબ ફાતીવાલા સાહેબની દરેક કૃતિ ગુજરાતી સાહિત્ય અને ઈસ્લામી સમાજના ઈલ્મી ખજાનાની મોંઘેરી મૂડી પુરવાર થઈ છે. એમની અનુવાદ કરવાની હથોટી ખરેખર પ્રશંસનીય છે. હું માનું છું કે એ અલ્લાહની દેન છે.

—મુહતરમ વકીલ કાલેખાન જી. પઠાણ સાહેબ (રાધનપુર)
બી. એ., એસએલ. બી. (એડવોકેટ)

('હિલાલ' પાક્ષિક), રાધનપુર ૧૬-૨-'૯૧

□

'જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ શ્રેષ્ઠ, સરળ, અનુ-કરણ પાત્ર વાંચન પીરસતા લેખકોમાં અગ્રસ્થાન ધરાવે છે. તેમણે ઈસ્લામી સમાજ માટે ગુજરાતી ભાષામાં વિવિધ પુસ્તકો દ્વારા ખૂબ જ મહત્ત્વની સેવા બજાવી છે. "નકશબંદી ઓલિયા" (ગ્રંથ)નું

નામ પણ સુંદર અને અંદર પીરસાયેલી જીવન ઝરમરો પણ કિંમતી છે. પ્રસ્તાવનામાં આ વિષય પસંદ કરવાના ૧૪ કારણો આપ્યા છે તે પણ ઉપયોગી છે. નકશબંદી સિલસિલો ગુજરાતમાં ક્યારથી આવ્યો એ વિષે પણ ટૂંકી છતાં પૂરતી માહિતી છે. ટૂંકસાર એજ કે કિતાબ ખરીદવા, વાંચવા, અનુસરણ કરવા પાત્ર તો ખરી જ.'

—મુહતરમ જનાબ કારી રશીદ અહમદ અજમેરી સાહબ (રાંદેર)
'હયાત' માસિક, સુરત (ડિસેમ્બર ૧૯૯૦)

□

'જેવી રીતે એક દીવાથી બીજો દીવો પ્રગટે છે તેવી જ રીતે અવલિયાએ કિરામના સાન્નિધ્યમાં બેસવાથી, એમની વાતો સાંભળવાથી મુર્દા દિલો રોશન થઈ જાય છે અને ગુમરાહ બંદાનો સંબંધ માલિકે હકીકી સાથે જોડાઈ જાય છે.

અવલિયાએ કિરામની વાતો વાંચીને ઘર બેઠાં લાભ ઉઠાવવા માટે જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે "નકશબંદી ઓલિયા" ગ્રંથમાળા પ્રગટ કરવાનું અતિ ઉપયોગી કામ શરૂ કર્યું છે. એમની સિદ્ધહસ્ત કલમથી સંપાદિત થયેલ આ ગ્રંથ, દરેક મુસ્લિમ પોતાના ઘરમાં અચૂક રાખે અને એનું વારંવાર વાચન કરે એવી નમ્ર ગુઝારિશ છે.'

—મુહતરમ જનાબ મૌલવી ફરીદબેગ ફલાહી સાહબ
'ઉમ્મીદ' સાપ્તાહિક, સુરત (તા. ૨૧-૧૨-૧૯૯૦)

□

'નકશબંદી ઔલિયા'ના સંપાદન કાર્યમાં આપે ખૂબ જ જહેમત ઉઠાવેલ છે, અને ખૂબ જ સચોટ હકીકતો રજૂ કરેલ છે. એક ઉત્તમ કોટીના નિર્ભેળ પુસ્તકનો પ્રથમ ભાગ તૈયાર કરવા બદલ ખૂબ ખૂબ અભિનંદન.

—મુહતરમ જનાબ કાસિમ અહમદ અબ્બાસી સાહબ,
તંત્રી : 'રહમાની કિરન' જૂનાગઢ

દીની તાલીમ સાથે ટેકિનકલ તાલીમ માટેનું અનોખું વિદ્યાલય

# જામેઆ હિદાયત

રામગઢ રોડ, જયપુર-દિલ્હી નેશનલ હાઈવે નં. ૮,
બંધ ગેઈટ બહાર, મુ. **માનપુર સરવા** પોસ્ટ: જયસિંગપુર ખોર,
જયપુર (રાજસ્થાન) પીન ૩૦૩૧૧૮

□

## પ્રવેશ લાયકાત

### ઉચ્ચ અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ પાંચ વર્ષનો છે; અને ગ્રેજ્યુએટની સમકક્ષ છે. એમાં દાખલ થવા માટે કોઈ જાણીતા મદ્રેસામાં તાલીમ મેળવેલી હોવી જોઈએ. દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૫ વર્ષ અને વધારેમાં વધારે ૧૭ વર્ષ હોવી જોઈએ. નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે.

૧ ફિકહમાં 'નૂરૂલ ઈઝાહ'ની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'અલ કિરાતુલ રાશિદહ' ભાગ-૩ સુધી.
૩ નહવમાં 'હિદાયતુન્નહવ' સુધી.

### ઉચ્ચ અભ્યાસનું બીજું વર્ષ

એમાં નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે. દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૬ વર્ષ અને વધારેમાં વધારે ૧૮ વર્ષ હોવી જોઈએ.

૧ ફિકહમાં કુદૂરીની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'મન્સૂરાત'ની કક્ષા સુધી.
૩ નહવમાં 'કતરૂન્નિદા'ની કક્ષા સુધી.
૪ અંગ્રેજી દસમા ધોરણની કક્ષા સુધી.

### પૂર્વ તૈયારીના અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ માધ્યમિક શાળાઓમાંથી આવનારા વિદ્યાર્થીઓને

'જામેઆ હિદાયત'ના ઉચ્ચ અભ્યાસક્રમમાં દાખલ થવાને લાયક બનાવવા માટે છે. એમાં દાખલ થવા માટે :

૧ માધ્યમિક શાળાનું ધો. ૮ પાસ કરેલું હોવું જોઈએ.

૨ ધોરણ આઠની કક્ષા સુધીનું ઉર્દૂનું જ્ઞાન હોવું જોઈએ.

૩ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.

૪ દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૩ વર્ષ અને વધારેમાં વધારે ૧૫ વર્ષ હોવી જોઈએ.

૫ કસોટી લઈને પછી દાખલ કરવામાં આવશે.

## હિફ્ઝ અને કિરાઅત

એમાં દાખલ થવા માટે :

૧ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.

૨ કસોટી લઈને દાખલ કરવામાં આવશે.

૩ દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી આઠ વર્ષ અને વધારેમાં વધારે પંદર વર્ષ હોવી જોઈએ.

## સૂચના

૧ 'જામેઆ'માં માત્ર છોકરાઓને જ દાખલ કરવામાં આવે છે.

૨ 'જામેઆ'નું શિક્ષણ-વર્ષ શવ્વાલ માસથી શરૂ થાય છે.

૩ 'જામેઆ'ના છાપેલા ફોર્મમાં અને નક્કી કરેલી તારીખ સુધીમાં કરેલી અરજીઓ જ સ્વીકાર્ય છે.

૪ 'જામેઆ'માં હવે કોમ્પ્યુટરનો કોર્સ પણ શરૂ થયો છે.

૫ સાત વર્ષના છોકરાને પ્રાથમિક વર્ગમાં પ્રવેશ મળે છે.

૬ હોસ્ટેલમાં રહેવું અને જમવું દરેક વિદ્યાર્થી માટે ફરજિયાત છે.

૭ હોસ્ટેલમાં રહેવા-જમવાનો ખર્ચ દર માસે ભરવો પડશે.

૮ ગરીબ વિદ્યાર્થીઓએ માફી મેળવવા માટે અરજી કરવાની રહેશે.

૯ દરેક વિદ્યાર્થીએ યુનિફોર્મ પહેરવો ફરજિયાત છે.

૧૦ 'જામેઆ હિદાયત'નો મૂળ હેતુ દીની તાલીમ તેમ જ ઉર્દૂ, ફારસી અને અરબી ભાષાઓનું શિક્ષણ આપવાનો છે તથા તે માટેનો જ ડીગ્રી કોર્સ છે પરંતુ વિદ્યાર્થીઓમાં લઘુતા-ગ્રંથિ ન બંધાય તેમ જ શિક્ષણ મેળવ્યા પછી આર્થિક રીતે પગભર થઈ શકે તે માટે ગૌણ (પેટા) વિષય તરીકે જ ટેકનીકલ તાલીમ તેમ જ વિજ્ઞાન, ગણિતશાસ્ત્ર, હિંદી, અંગ્રેજી વગેરે વિષયોનું શિક્ષણ મર્યાદિત કક્ષામાં આપવામાં આવે છે.

## પ્રવેશ મેળવવાની વિધિ

૧ રજબ માસના અંતમાં નીચેના સરનામે રૂપિયા દસ મની-ઓર્ડરથી મોકલી દાખલ થવા માટેનું અરજી પત્રક અને અભ્યાસક્રમ વગેરેની માહિતી પુસ્તિકા મંગાવો.

૨ અરજી પત્રક સંપૂર્ણ ભરીને નક્કી કરેલી તારીખ સુધીમાં પરત મોકલો.

૩ અરજી પત્રક મળ્યા પછી ઈન્ટવ્યુ માટે રૂબરૂ બોલાવવામાં આવશે.

૪ ઈન્ટવ્યુ લીધા પછી, ઈન્ટવ્યુ કમિટી પ્રવેશ માટે નિર્ણય લેશે.

પત્ર વ્યવહાર માટે સરનામું
રજિસ્ટ્રાર, 'જામેઆ હિદાયત'
પો. બો. નં. ૨ જયપુર (રાજસ્થાન) ૩૦૨ ૦૦૧

□

: હઝરત સાહેબનું ઘરનું સરનામું :
હઝરત મૌ. શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ, મુજદ્દિદી (દા.બ)
હાલુકાન સ્ટ્રીટ, ખેઝરેકા રાસ્તા, ઈન્દિરા બજાર,
દુકાન નં ૮૮ અને ૮૯ વચ્ચેની ગલી, જયપુર-૧
ફોન : ૬૧૨૪૭ (ઘર), ૪૪૨૭૯ (જામેઆ) ૬૯૯૩૫ (ઓફિસ)

# આધાર ગ્રંથો

૧ 'કુરઆન મજીદ અને ગુજરાતી તરજુમો'
(અરબી-ગુજરાતી) ૧૯૭૧
ભાષાંતરકાર : મૌલવી અબ્દુર્રહીમ સાદિક સાહબ (રહ.)
પ્રકાશક : સાદિક બુક ડેપો, રાંદેર (સુરત)

૨ 'અનવારૂલ આરિફીન' (ગુજરાતી લિપ્યંતર) ૧૯૮૫
લેખક : સૂફી આબિદમીયાં નકશબંદી મુજદ્દિદી (રહ.)
પ્રકાશક : બઝમે રૂકનુદ્દીન, ત્રણ દરવાજા, અમદાવાદ

૩ 'અનીસુત્તાલિબીન' (ઉર્દૂ અનુવાદ) (હિ.સ. ૧૩૨૬)
લેખક : સાલિહ બિન મુબારક અલ બુખારી (રહ.)
પ્રકાશક : મલિક ફઝલુદ્દીન, બાઝારે કશ્મીરી, લાહોર (પાકિસ્તાન)

૪ 'અબ્દાલિય્યહ' (ઉર્દૂ અનુવાદ) ૧૯૭૮
લેખક : હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)
અનુવાદક : મુહમ્મદ નઝીર રાંઝા નોશાહી નકશબંદી મુજદ્દિદી
પ્રકાશક : ઈસ્લામિક બુક ફાઉન્ડેશન, લાહોર (પાકિસ્તાન)

૫ 'અહસનુત્તકવીમ' (ગુજરાતી અનુવાદ) ૧૯૮૦
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા
પ્રકાશક : 'જામેઆ હિદાયત' જયપુર, 'અંજુમને હિદાયત' સુરત

૬ 'ઉમ્દતુસ્સુલૂક' (ઉર્દૂ) ૧૯૭૩
લેખક : હઝરત મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.)
પ્રકાશક : ઈદારએ મુજદ્દિદીય્યહ, કરાંચી (પાકિસ્તાન)

૭ 'કરામાતે મુસવિય્યહ' (ઉર્દૂ)
લેખક : મૌલાના અબ્દુશ્શકુર લખનવી (રહ.)
પ્રકાશક : હાજી ઈસ્માઈલ મેહતર, સેંટ આંદ્રે (રીયુનિયન)

૮ 'કુદસિય્યહ' (ઉર્દૂ અનુવાદ)

લેખક : હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા નકશબંદી (રહ.)
અનુવાદક : પીરઝાદા ઈકબાલ અહમદ ફારૂકી
પ્રકાશક : 'મકતબા નબવીય્યહ', લાહોર (પાકિસ્તાન)

૯ 'ચશમએ હિદાયત' (ઉર્દૂ) (હિ. સ. ૧૪૦૩)

લેખક અને પ્રકાશક : હમીદુલ્લાહ સુહરાબી, કરાંચી (પાકિસ્તાન)

૧૦ 'જવાહરે ઉલૂય્યહ' (મૂળ ફારસીનો ઉર્દૂ અનુવાદ)

લેખક : શૈખ રઉફ અહમદ મુજદ્દિદી (રહ.)
(ખલીફએ હઝરત સૈયદ ગુલામઅલી શાહ સાહબ દહેલ્વી રહ.)
પ્રકાશક : અલ્લાહવાલેકી કૌમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૧૧ 'દુર્રેલાસાની' ભાગ ૧ ૨, ૩ (ગુજરાતી અનુવાદ) ૧૯૮૮

લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા
પ્રકાશક : 'જામેઆ હિદાયત' જયપુર; 'અંજુમને હિદાયત' સુરત

૧૨ 'નફહાતુલ ઉન્સ' (ફારસીનો ઉર્દૂ અનુવાદ) ૧૯૫૬

લેખક : હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી નકશબંદી (રહ.)
અનુવાદક : મૌલાના હાફિઝ સૈયદ અહમદઅલી ચિશ્તી નિઝામી
પ્રકાશક : અલ્લાહવાલેકી કૌમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૧૩ 'મકતૂબાતે ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહ.' (ઉર્દૂ અનુવાદ)

અનુવાદક : મૌલવી કાઝી આલિમુદ્દીન (રહ.)
પ્રકાશક : અલ જન્નતુલ ઈલ્મિય્યહ, હૈદરાબાદ (ભારત)

૧૪ 'મશાઈખે નકશબંદિય્યહ' (ઉર્દૂ) ૧૯૭૫

લેખક અને પ્રકાશક : હઝરત મૌલાના અબ્દુલમુસ્તફા આ'ઝમી સાહબ

૧૫ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી અનુવાદ) ૧૯૮૩
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)
અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા
પ્રકાશક : 'જામેઆ હિદાયત', જયપુર; 'અંજુમને હિદાયત' સુરત

૧૬ 'રફીકુસ્સાલિકીન' (ઉર્દૂ અનુવાદ)
પ્રકાશક : મલિક ફઝલુદ્દિન, બાઝારે કશ્મીરી, લાહોર (પાકિસ્તાન)

૧૭ 'રસાઈલે નકશબંદિય્યહ' (ઉર્દૂ અનુવાદ)
અનુવાદક : પીરઝાદા મુહમ્મદ ઇકબાલ ફારૂકી
પ્રકાશક : 'મકતબએ નબવીય્યહ' લાહોર (પાકિસ્તાન)

૧૮ 'રિસાલએ અઝીઝાન' (ઉર્દૂ અનુવાદ)
લેખક : ખ્વાજા અઝીઝાં અલી રામેતની (રહ.)
અનુવાદક અને પ્રકાશક : નં. ૧૭ પ્રમાણે

૧૯ 'રિસાલએ ઉન્સિય્યહ' (ઉર્દૂ અનુવાદ)
લેખક : હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)
અનુવાદક અને પ્રકાશક : નં. ૧૭ પ્રમાણે

૨૦ 'હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદીય્ય રહ. (ઉર્દૂ)
લેખક : હઝરત મૌ. મુહમ્મદ હસન સાહબ નકશબંદી મુજદ્દિદી
પ્રકાશક : અલ્લાહવાલેકી કૌમી દુકાન, લાહોર (પાકિસ્તાન)

૨૧ 'સોવિયેત સંઘના મુસલમાનો' (૧૯૫૮)
લેખકો : વી. યેફ્રેમોવ અને એ. જબારોવ
પ્રકાશક : સોવિયેટ કોન્સ્યુલેટ, મુંબઈ

૨૨ 'ઉમ્મીદ' (અઠવાડિક) સુરત
તા. ૧, ૮, ૧૫ અને ૨૨ ફેબ્રુઆરી, ૧૯૯૧ના અંકો

☆

# સોવિયેત રશિયાના મુસ્લિમ પ્રદેશો

નકશબંદી તરીકાના ઈમામ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ઉપરાંત બીજા અનેક નકશબંદી બુઝુર્ગોના જન્મ સ્થાન, કાર્યસ્થાન અને દફનસ્થાન રશિયામાં આવેલાં છે એટલે એનો પરિચય વાચકોને ઘણો ઉપયોગી નીવડશે. ઈન્શાઅલ્લાહ.

## ઉઝબેકિસ્તાન

**વિસ્તાર :** આશરે ૧,૪૬,૦૨૪ ચોરસ માઈલ છે.

**વસ્તી :** આશરે એક કરોડ જેમાં ૮૦ ટકા મુસ્લિમો છે.

**પેદાશ :** રશિયાના રૂના કુલ ઉત્પાદનના ૬૦ ટકા પેદાશ ઉઝબેકિસ્તાનમાં થાય છે.

### ઈસ્લામનું આગમન

ઉમૈયા ખલીફા અબ્દુલ મલિક ઈબ્ને વાનના સમયમાં ઈ. સ. ૭૦૬ માં ખ્યાતનામ મુસ્લિમ વિજેતા કુતૈબા ઈબ્ને મુસ્લિમ બાહલીએ આ પ્રદેશ જીતીને ઈસ્લામી શાસનની સ્થાપના કરી અને સરકારી ભાષા તરીકે અરબીને દાખલ કરી.

### મુખ્ય શહેરો

૧ **તાશ્કંદ :** ઉઝબેકિસ્તાનનું પાટનગર છે.

૨ **સમરકંદ :** પ્રાચીન સમરકંદની આફ્રોસિયાબા ટેકરીના દક્ષિણ ઢોળાવ પર કેટલાક મકબરાઓ આવેલા છે. એ બધા શાહઝીંદના સામાન્ય નામથી ઓળખાય છે. આ મધ્ય એશિયાના મુસ્લિમોનું સૌથી સુંદર અને પવિત્ર ધામ ગણાય છે. એના વિષે એવી લોકોક્તિ છે કે ઈ.સ. ૬૭૭ માં અહીં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પિતરાઈ કાસિમ ઈબ્ને અબ્બાસ (રદિ.) ને દફન કરવામાં આવ્યા હતા. તેઓ શાહ-ઝીંદ એટલે કે 'જીવંત સુલતાન' કહેવાતા હતા.

૩ **બુખારા શરીફ :** ઉઝબેકિસ્તાનનુ પ્રખ્યાત શહેર છે અને ઉચ્ચ ગુણવત્તાવાળી જાજમોનું કેન્દ્ર છે. ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) નું પવિત્ર જન્મ સ્થાન, કાર્યસ્થાન અને દફનસ્થાન છે.

૪ **ખેવા :** ઘેટાં બકરાંના ઉછેર અને ઊન માટે પ્રખ્યાત છે.

૫ **બીજાં સ્થળો :** ફરઘાના, કાશકા દરિયા, સોરખાન, ખાકંદ, ઓઆઝાગ વગેરે ઉઝબેકિસ્તાનનાં જાણીતાં સ્થળો છે.

## તાઝિકિસ્તાન

**સરહદ :** એની સરહદ અફઘાનિસ્તાનને અડે છે અને કેટલોક ભાગ અફઘાનિસ્તાનમાં પણ છે. રશિયા અને અફઘાનિસ્તાનમાં રહેતા, તાઝિક ભાષા બોલતા લોકોને આમુક નદી જુદા પાડે છે.

**વસ્તી :** એની કુલ વસ્તી ૪૦ લાખ છે જેમાં ૯૮ ટકા મુસ્લિમો છે.

**ઈસ્લામનું આગમન :** ઈસ્વીસનના આઠમા સૈકામાં તાઝિકિસ્તાનની સમગ્ર વસ્તીએ ઈસ્લામ સ્વીકાર્યો હતો. ત્યારે અફઘાનિસ્તાનમાં પણ હજુ ઈસ્લામ પહોંચ્યો ન હતો.

**મુખ્ય શહેરો**

૧ **દોશમ્બા :** એ તાઝિકિસ્તાનનું પાટનગર છે. એનું રશિયન નામ 'સ્ટાલીનાબાદ' છે. હઝરત ખ્વાજા યાકૂબ ચરખી (રહ.) નો મઝાર દોશમ્બામાં છે. હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) નો મઝારે મુબારક પણ તાઝિકિસ્તાનમાં છે.

૨ **બીજાં શહેરો :** લેનીનાબાદ અને ખોરૂજ પણ તાઝિકિસ્તાનનાં મોટાં શહેરો છે.

## તુર્કમાનિયા

**વિસ્તાર :** એનો વિસ્તાર ૧,૭૧,૨૬૯ ચો.માઈલ છે.

**વસ્તી :** એની વસ્તી ૨૫ લાખ છે જેમાં ૯૦ ટકા મુસ્લિમો છે.

**ઈસ્લામનું આગમન :** ઈસ્વીસનના આઠમા સૈકામાં તુર્કમાનિયાના લોકોએ ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો.

**મુખ્ય શહેરો :**

૧ **ઈશાબાદ :** એ તુર્કમાનિયાનું પાટનગર છે.

૨ **મર્વ :** એનું વર્તમાન નામ 'મારી' છે. એ મુસ્લિમ સંસ્કૃતિનું કેન્દ્ર રહ્યું છે. હઝરત બુરિદ ઈબ્ને હસ્સાબ (રદિ) અહી આવ્યા હતા.

અહીં ઈ. સ. ૮૬૯ માં બંધાયેલી 'હમ્દાની મસ્જિદ' એક ઐતિહાસિક યાદગાર છે. એનું નામ મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) ના નામ ઉપરથી પડયું છે.

મર્વ શહેરની પડોશમાં હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ના અનુયાયી સુલતાન સાંજકની કબર છે. એ ૧૨ માં સૈકામાં બાંધવામાં આવી હતી. એનું સ્થાપત્ય અતિ સુંદર છે

૩ **બીજાં શહેરો :** ચિયાજો અને પોલરેક પણ તુર્કમાનિયાનાં પ્રખ્યાત શહેરો છે.

## કિરઘિઝિયા

**વિસ્તાર :** એનો વિસ્તાર ૭૫૯૪૨ ચોરસ માઈલ છે.

**વસ્તી :** એની વસ્તી ૩૦ લાખ છે જેમાં ૯૨ ટકા મુસ્લિમો છે.

**ઇસ્લામનું આગમન :** ઈસ્લામનું પ્રસારણ અહીં ૧૮ માં સૈકામાં થયું હતું.

**મુખ્ય શહેર :** 'ફ્રમન્દ' શહેર એનું પાટનગર છે.

## કઝાકિસ્તાન

**વિસ્તાર :** એનો વિસ્તાર ૧૦,૫૯,૩૭૭ ચો. માઈલ કરતાં વધારે છે.

**વસ્તી :** એની વસ્તી એક કરોડ છે. જેમાં ૭૦ ટકા મુસ્લિમો છે.

**ઈસ્લામનું આગમન :** ઈ. સ. ના આઠમા સૈકામાં આ પ્રદેશ ઈસ્લામના પ્રકાશથી ઝળહળી ઊઠ્યો.

## આઝર બૈજાન

### હદ, વિસ્તાર અને વસ્તી :

આઝર બૈજાન રશિયા અને ઈરાનમાં આવેલું છે. રશિયન ઉત્તર આઝર બૈજાનનો વિસ્તાર ૯૦,૦૦૦ ચો. માઈલ છે એની વસ્તી ૫૦ લાખ છે જેમાં ૮૦ ટકા મુસ્લિમો છે. એની પશ્ચિમે આર્મેનિયા તુર્કી અને ઈરાન આવેલાં છે જેથી ઈરાન માર્ગે મુસ્લિમ જગત સાથે સીધે સીધું જોડાયેલું છે. આ તેલ સમૃદ્ધ પ્રજાસત્તાક છે. સોવિયેત રશિયાનો સ્થાનિક વપરાશનો બધો તેલ પુરવઠો અહીંથી જાય છે.

### ઈસ્લામનું આગમન :

બીજા ખલીફા હઝરત ઉમર (રદિ.) ના જમાનામાં બકર બિન અબ્દુલ્લાહ (રદિ.) ના સેનાપતિ પદ હેઠળ ઈસ્લામી લશ્કર અહીં આવ્યું હતું. હિ. સ. ૧૧૩ માં ઉમૈયા ખલીફાઓના સમયમાં, ખલીફા હાશિમ બિન અબ્દુલ મલિકના સત્તાકાળ દરમ્યાન આઝર બૈજાન રીતસર ઈસ્લામી જગતમાં દાખલ થયું.

## કોકઝ (કોકેશિયા)

**હદ અને વિસ્તાર :** દક્ષિણ કોકઝ આઝર બૈજાનમાં છે જ્યારે ઉત્તર તરફનો ભાગ દાઘેસ્તાન અને ચરકસનો બનેલો છે. એનો વિસ્તાર ૧૬૬૧૭૭ ચો. માઈલ છે.

**વસ્તી :** એની વસ્તી ૧ કરોડ ૨૫ લાખ છે.

**બાકુ શહેર :** અહીં ટ્રાન્સ કોકેશિયા માટેની મુસ્લિમ ધાર્મિક સમિતિની કચેરી આવેલી છે.

**બુઈનાક્સ શહેર :** અહીં ઉત્તર કોકેસસ અને દાઘેસ્તાન માટેની મુસ્લિમ ધાર્મિક સમિતિની કચેરી આવેલી છે.

**ઈસ્લામનું આગમન :** ખિલાફતના જમાનામાં હિ.સ. ૨૪ માં આ પ્રદેશ ઈસ્લામના તાબામાં આવી ગયો હતો.

## જયોર્જિયા અને આર્મેનિયા

સામ્યવાદી ક્રાંતિ પહેલા અહીં મુસ્લિમોની બહુમતી હતી. હવે ઈસાઈઓની બહુમતિ થઈ ગઈ છે.

## ક્રેમિઆ

**હદ અને વિસ્તાર :** આ ફળદ્રુપ, હરિયાળો ટાપુ તુર્કીની ઉત્તરે કાળા સમુદ્રમાં આવેલો છે. એનો વિસ્તાર ૨૭૦૦૦ ચોરસ માઈલ છે.

**ઈસ્લામનું આગમન :** ૧૩ માં સૈકામાં ક્રેમિઆના રાજા બરકાખાને ઈસ્લામ સ્વીકાર્યો. તે વખતે અબ્બાસી ખલીફાઓ રાજ્ય કરતા હતા.

## તાતાર અને બશ્કર

તાતાર, બશ્કર, કાઝાન, ઉરલ અને વોલ્ગાની ખીણોમાં લગભગ ૧ કરોડ ૨૫ લાખ મુસ્લિમો વસે છે. તાતાર અને બશ્કરમાં મુસ્લિમોની બહુમતી છે. આ પ્રદેશો મોસ્કો સાથે જોડી દેવાયા છે.

## વિવિધ પંથો

સવિયેત સંઘની મોટા ભાગની વસ્તી સુન્ની છે. શિયા પંથાઓ પ્રમાણમાં ઓછાં છે. આઝરબૈજાનમાં શિયાઓની વસ્તી વધારે છે, જ્યારે દાઘેસ્તાન, તુર્કમેનિયા અને ઉઝબેકિસ્તાનમાં તેમની વસ્તી નજીવી છે. તાઝિકિસ્તાનમાં સુન્નીઓ ઉપરાંત ઈસ્માઈલીઓ પણ છે.

☆

# આટલું સુધારી લો



| પાનું | લીટી | ખોટું | ખરું |
|---|---|---|---|
| 1 | ૨૧ | હુયૂઝનો | કુયૂઝનો |
| 3 | ૧ | ૫૨.૦ | ૨.૫૦ |
| 3 | ૩ | અલહિ | અલૈહિ |
| 3 | છેલ્લી | પા. ૧૨ | પા. ૩ |
| 7 | ૫ | પા. ૧૨ | પા. ૩ |
| 7 | ૬ | પા. ૧૪ | પા. ૮ |
| ૧૮ | ૧૯ | ખુરાસના | ખુરાસાનના |
| ૬૫ | ૩ | નહિ ઠ' | નહિ ?' |
| ૧૦૭ | ૬ | અબ્દુલરહીમ | અબ્દુરહીમ |
| ૧૧૩ | ૭ | મદસૂદ | મકસૂદ |
| ૧૩૭ | ૧૬ | તઓ | તેઓ |
| ૧૩૭ | ૧૮ | ત | તે |
| ૧૩૯ | ૨૬ | તમૂર | તૈમૂર |
| ૧૪૭ | ૧૮ | પિસ્તાપ | પિસ્તાન |
| ૧૬૦ | ૧૭ | શખ | શૈખ |
| ૧૬૦ | ૨૪ | બોતિની | બાતિની |
| ૧૯૫ | ૧૩ | ખેલી | ખોલી |
| ૨ ૩ | ૧૭ | તસ્વુર | તસવ્વુર |
| ૨૨૩ | ૨૧ | ઈસ્તિકામ | ઈસ્તિકામત |
| ૨૫૬ | ૯ | અતે | અને |
| ૩૦૩ | ૨ | (બાદશાહ) | (બાદશાહ) |



# હઝરત ખ્વાજા અબૂ અલી ફારમદી તૂસી

## રહમતુલ્લાહિ અલૈહ

□

ઝિન્દા રખ ઔર માર તું
અપની મુહબ્બતમેં મુઝે,
બૂ અલીયે નામદારે
પેશવાકે વાસ્તે. (રહ.)

□

## પારદર્શિતા

હમઝહ નામના એક શખ્સ પોતાના ઘરે હાંડીમાં ગોશ્ત પકાવતા હતા. તેઓ જરા આઘા-પાછા થયા એટલામાં હાંડી ફૂટી ગઈ અને હાંડીમાંથી ગોશ્તની બોટીઓ વેરણછેરણ થઈ ગઈ. તરત જ ત્યાં એક કૂતરો આવી ચઢ્યો અને એ બોટીઓને ઉપાડી ગયો.

તે પછી હમઝહ પોતાના પીરની ખાનકાહે ગયા અને આપની ખિદમતમાં હાજર થયા. હમઝહને જોતાં જ આપના પીરે ફરમાવ્યું :

'હમઝહ ! જે પોતાના પીરનું કહ્યું માનતો નથી તેની હાંડી એમ જ ફૂટી જાય છે અને બોટીઓને કૂતરો આમ જ ઉપાડી જાય છે !'

પોતાના પીરનો કશ્ફ જોઈને હમઝહ સ્તબ્ધ થઈ ગયા કારણ કે હાંડી ફૂટયાની વાત એમના સિવાય બીજું કોઈ જાણતું ન હતું.[1]

હમઝહના એ પારદર્શી પીર હતા નક્શબંદી સિલસિલાના મહાન બુઝુર્ગ હઝરત અબૂ અલી ફારમદી (રહ.) !

### જન્મ

આપનો મુબારક જન્મ હિજરી સન ૪૩૪માં થયો.[2] આપનું મૂળ નામ ફઝલ બિન મુહમ્મદ હતું અને લકબ અબૂ અલી હતો. આપ ખુરાસાના શૈખુશ્શુયૂખ હતા. આપ તૂસની પાસે આવેલા ફારમદ નામના ગામના રહેવાશી હોવાથી ફારમદી કહેવાયા.

### મહાન બુઝુર્ગોથી ઈલ્મ અને ફૈઝ મેળવ્યો

વાઅઝ અને નસીહતમાં આપ ઉસ્તાદ અબૂલ કાસિમ કશીરીના શાગિર્દ હતા. પ્રાથમિક અવસ્થામાં બાતિની ફૈઝ પણ આપથી મેળવ્યો હતો.

તસવ્વુફમાં આપ હઝરત અબૂલ કાસિમ કુર્ગાની (રહ.)થી બૈઅત હતા અને આપથી ખિલાફત પણ મેળવી હતી પરંતુ

• ૧ મશાઈએ નક્શબંદિયહ : પા. ૨૭ [હવાલો : 'તઝકિરએ માહમૂદ']
૨ 'જવાહરે ફલ્સ્યહ' : પા. ૪૬

## પારદર્શિતા

હમઝહ નામના એક શખ્સ પોતાના ઘરે હાંડીમાં ગોસ્ત પકાવતા હતા. તેઓ જરા આઘા-પાછા થયા એટલાંમાં હાંડી ફૂટી ગઈ અને હાંડીમાંથી ગોસ્તની બોટીઓ વેરણછેરણ થઈ ગઈ. તરત જ ત્યાં એક કૂતરો આવી ચઢ્યો અને એ બોટીઓને ઉપાડી ગયો.

તે પછી હમઝહ પોતાના પીરની ખાનકાહે ગયા અને આપની ખિદમતમાં હાજર થયા. હમઝહને જોતાં જ આપના પીરે ફરમાવ્યું :

'હમઝહ ! જે પોતાના પીરનું કહ્યું માનતો નથી તેની હાંડી એમ જ ફૂટી જાય છે અને બોટીઓને કૂતરો આમ જ ઉપાડી જાય છે !'

પોતાના પીરનો કશ્ફ જોઈને હમઝહ સ્તબ્ધ થઈ ગયા કારણ કે હાંડી ફૂટવાની વાત એમના સિવાય બીજું કોઈ જાણતું ન હતું.[1]

હમઝહના એ પારદર્શી પીર હતા નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગ હઝરત અબૂ અલી ફારમદી (રહ.) !

### જન્મ

આપનો મુબારક જન્મ હિજરી સન ૪૩૪માં થયો.[2] આપનું મૂળ નામ ફઝલ બિન મુહમ્મદ હતું અને લકબ અબૂ અલી હતો. આપ ખુરાસાના શૈખુસ્શુયૂખ હતા. આપ તૂસની પાસે આવેલા ફારમદ નામના ગામના રહેવાશી હોવાથી ફારમદી કહેવાયા.

### મહાન બુઝુર્ગોથી ઈલ્મ અને ફૈઝ મેળવ્યો

વાઅઝ અને નસીહતમાં આપ ઉસ્તાદ અબૂલ કાસિમ કશીરીના શાગિર્દ હતા. પ્રાથમિક અવસ્થામાં બાતિની ફૈઝ પણ આપથી મેળવ્યો હતો.

તસવ્વુફમાં આપ હઝરત અબૂલ કાસિમ કુર્ગાની (રહ.)થી બૈઅત હતા અને આપથી ખિલાફત પણ મેળવી હતી પરંતુ

● ૧ મશાઈખે નકશબંદિયહ : પા. ૨૭ [હવાલો : 'તઝકિરએ માહમૂદ']
૨ 'જવાહરે ઉલ્યહ' : પા. ૪૬

આપે બતૌરે ઉવૈસીયત હઝરત અબૂલ હસન ખિરકાની (રહ.)થી ફૈઝ હાસિલ કર્યો હતો એટલે શજરામાં હઝરત અબૂલ કાસિમ કુર્ગાની (રહ.)નું નામ આવતું નથી.

ઉપરાંત હઝરત અબૂ સઈદ અબૂલ ખૈર (રહ.)ની સુહબત પણ આપે મેળવી હતી. એ તમામ બુઝુર્ગો કેટલી ઉચ્ચ કક્ષાના હતા એની એક ,આછી ઝલક મેળવી લઈએ.

## શૈખ અબૂલ કાસિમ કશીરી (રહ.)

આપનું નામ અબ્દુલ કરીમ બિન હવાઝન કશીરી છે. આપ તફસીરના પ્રખર જ્ઞાતા અને અનેક વિખ્યાત કિતાબોના કર્તા છે. આપ મશહૂર બુઝુર્ગ અબૂ અલી દક્કાકના મુરીદ છે. આપ અબૂ અલી ફારમદી (રહ.)ના ઉસ્તાદ છે. મહાન બુઝુર્ગ હઝરત દાતાગંજ બખ્શ લાહોરી (રહ.) પોતાની ખૂબ જ વિખ્યાત કિતાબ 'કશ્ફુલ મહજૂબ'માં ફરમાવે છે:

'ઈમામ કશીરીને મેં એમની પ્રાથમિક હાલત વિશે પૂછ્યું'.

આપે ફરમાવ્યું કે:

'એક વેળા ઘરની બારીના (ચબુતર) માટે પથ્થરની જરૂરત પડી. હું જે પથ્થરને પકડતો તે હીરો બની જતો! ફરી પાછો તેને ફેંકી દેતો!'

'આપની નિગાહમાં પથ્થર કરતાં પણ હીરો તુચ્છ હતો.'[1]

## શૈખ અબૂલ કાસિમ કુર્ગાની (રહ.)

આપનું નામ અલી હતું. આપની નિસ્બત ત્રણ વાસ્તાથી હઝરત શૈખ જુનૈદ બગદાદી (રહ.) સુધી પહોંચે છે. આપે હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)થી પણ ફૈઝ હાસિલ કર્યો હતો.

હઝરત દાતાગંજ બખ્શ (રહ.) 'કશ્ફુલ મહજૂબ'માં ફરમાવે છે:

'એક વખતે મારી આગળ એક મુશ્કેલ સમસ્યા ઉપસ્થિત થઈ. એનો ઉકેલ જડતો ન હતો. હું શૈખ અબૂલ કાસિમ કુર્ગાની

● ૧ નફહાત : પા. ૩૪૪

(રહ.)ની પાસે ગયો. તેઓ મસ્જિદમાં એકલા બેઠા હતા. જ્યારે હું ત્યાં પહોંચ્યો તો તેઓ મારી સમસ્યા વિશે થાંભલાને ઉદ્દેશીને વાત કરતા હતા. મેં વગર પૂછ્યે જ મારી સમસ્યાનો જવાબ મેળવી લીધો !'[1]

## શૈખ અબૂ સઈદ અબૂલ ખૈર (રહ.)

આપનું નામ ફઝલુલ્લાહ બિન અબૂલ ખૈર છે. આપના કેટલાક પ્રસંગો હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)ના હાલાતમાં આવી ગયા છે.

હઝરત દાતાગંજ બખ્શ (રહ.) 'કશ્ફુલ મહજૂબ'માં ફરમાવે છે :

એક દિવસે શૈખ અબૂ સઈદ અને શૈખ અબૂલ કાસિમ બંને તૂસમાં એક ખાટલા ઉપર સાથે બેઠા હતા. દુરવેશોની એક જમાઅત એમની સામે ઊભી હતી. એક દુરવેશના દિલમાં વિચાર આવ્યો કે આ બંને બુઝુર્ગોનો મર્તબો શું હશે ?

શૈખ અબૂ સઈદ (રહ.)એ પેલા દુરવેશની તરફ ધ્યાન આપીને ફરમાવ્યું :

'જે શખ્સ બે બાદશાહોને એક જ સમયે, એક જ જગાએ, એક જ તખ્ત ઉપર બેઠેલા જોવાની ઈચ્છા રાખતો હોય તે જોઈ લે !'

પેલા દુરવેશે આ શબ્દો સાંભળ્યા. તેણે બંને બુઝુર્ગોની તરફ ધ્યાનથી જોયું. હક તઆલાએ તેની આંખો આગળથી પરદા હટાવી દીધાં. બંને બુઝુર્ગોની બુઝુર્ગી તેણે જોઈ લીધી.

પછી તે દુરવેશના દિલમાં વિચાર આવ્યો કે આજે આખી દુનિયામાં એમના કરતાં ઊંચી કક્ષાના બીજા કોઈ ખુદાના બંદા હશે કે કેમ ?

'શૈખ અબૂ સઈદ (રહ.) ફરી પાછા તે દુરવેશની તરફ ધ્યાનિત થયા અને ફરમાવ્યું :

• ૧ નફહાત : પા. ૩૩૮

'આ નાની સરખી દુનિયામાંથી અબૂ સઈદ અને અબૂલ કાસિમ જેવા તો દરરોજ સિત્તેર હજાર જાય છે અને સિત્તેર હજાર આવે છે!'૧

□

'અહસનુત્તકવીમ'માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.) ફરમાવે છે કે:

'હઝરત અબૂસઈદ અબૂલખૈર રહમતુલ્લાહિ અલૈહ ઓલિયાએ મુતકદ્દેમીનમાંથી છે. તેમની પાસે એક શખ્સ આવ્યો અને કહેવા લાગ્યો કે,

'હઝરત! મેં આજે એક શખ્સને પાણી પર ચાલતા જોયો!'

હઝરતે ફરમાવ્યું:

'એ કઈ કમાલ નથી! પાણી પર તો દેડકાં અને તણખલાં પણ તરે છે. ઈન્સાન અશરફુલ મખ્લુકાત-સકળ સૃષ્ટિમાં શ્રેષ્ઠ છે. તેનામાં જો દેડકાં અને તણખલાં જેવી સિફત પૈદા થઇ ગઈ તો એમાં શું કમાલ છે?!'

પેલા શખ્સે કહ્યું:

'હઝરત! મેં તેને હવામાં ઊડતો જોયો!'

હઝરતે ફરમાવ્યું:

'એ પણ કંઈ કમાલ નથી. હવામાં તો ચીલ, કાગડા, માખી અને મચ્છર પણ ઊડે છે! જો અલ્લાહના ખલીફા (ઈન્સાન)માં જાનવરોની સિફત આવી ગઈ તો એમાં શી કમાલની વાત છે?!'

પેલા શખ્સે કહ્યું:

'હઝરત! મેં તેને એક ક્ષણમાં ક્યાંથી ક્યાં સુધી પહોંચી જતો જોયો!'

હઝરતે ફરમાવ્યું:

'એ પણ કંઈ કમાલ નથી. અલ્લાહની જેના પર લાનત છે

• ૧ નફહાત : પા. ૩૩૮

તે શેતાન પણ ક્ષણ માત્રમાં પૂર્વમાંથી પશ્ચિમમાં પહોંચી શકે છે. ઈન્સાનને તો અલ્લાહે સકળ સૃષ્ટિમાં શ્રેષ્ઠ બનાવ્યો છે અને એને

"કર્રમના બની આદમ"

નો લકબ અર્પણ કર્યો છે એટલે તેનામાં જો શેતાન જેવી સિફત આવી ગઈ તો એમાં શી કમાલની વાત છે?!'

પેલા શખ્સે લાચાર થઈને પૂછ્યું:

'હઝરત! હવે આપ જ બતાવો કે ઈન્સાનમાં કમાલની વાત કઈ છે?!'

હઝરતે ફરમાવ્યું:

'પત્ની-બાળકો હોવું', હલાલ રોઝી કમાઈને પરિવારનું પેટ ભરવું, અડગતાથી સુન્નતની ઈત્તેબાઅ અને પાલન કરવું, ખુદાને કદાપિ ન ભૂલવું તથા લેણ-દેણ, વેપાર વગેરે (કાર્યો કરતી વખતે પણ) ખુદાના ઝિક્રથી ગાફિલ ન થવું એ કમાલની વાતો છે!!!'[1]

□

## બાંય અને કાતર

હઝરત શેખ અબૂ અલી ફારમદી (રહ.) પોતાની યુવાનીના પ્રાથમિક કાળ વિશે પોતે જ ફરમાવે છે કે:

'યુવાનીના પ્રાથમિક કાળમાં હું ઈલ્મે ઝાહિર પઢવા માટે નીશાપૂર ગયો હતો. ત્યાં મેં સાંભળ્યું કે શેખ અબૂ સઈદ અબૂલ ખૈર (રહ.) (પોતાના વતન) "મુહીનહ"થી નીશાપુર આવ્યા છે. અને વાઅઝ ફરમાવે છે. હું તેમની ઝિયારત માટે ગયો. તેમની સૂરત જોઈને મને તેમની જોડે ઈશ્ક જેવો થઈ ગયો. તેમની મુહબ્બત મારા દિલ પર ગાલિબ થઈ ગઈ.

'એક દિવસે ઘેર બેઠેલો હતો. એકાએક મારા દિલમાં શેખ અબૂ સઈદ (રહ.)ની ઝિયારતની તીવ્ર ઈચ્છા પૈદા થઈ ગઈ. એ સમય હઝરત શેખના બહાર નીકળવાનો ન હતો. મેં મનમાં ઈરાદો

• ૧ 'અહસનુત્તકવીમ' (ગુજરાતી) પા. ૪૯

કર્યો કે અત્યારે ન જાઉં પરંતુ ધીરજ ધરી શક્યો નહિ. ઊઠીને બહાર નીકળ્યો.

જ્યારે ચાર રસ્તા પર પહોંચ્યો તો મેં શેખ (રહ.)ને પોતાના મુરીદો સંગાથે જતા જોયા. હું પણ તેઓની પાછળ પાછળ ચાલવા માંડ્યો. જ્યારે તેઓ એક જગાએ પહોંચીને થોભ્યા તો હું પણ એક ખૂણામાં એવી રીતે જઈને બેસી ગયો કે શેખ (રહ.)ની નઝર મારા પર ન પડે.

'ત્યાં સિમાઅ શરૂ થઈ ગયો.[1] હઝરત શેખ (રહ.)ને ભારે વજદ પૈદા થયો. વજદ (મસ્તી)ની હાલતમાં તેમણે પોતાના કપડાં ફાડી નાંખ્યા, જ્યારે સિમાઅથી ફારિગ થયા (અને વજદની હાલત દૂર થઈ) ત્યારે પોતાનાં કપડાં બદલ્યા અને તેમાંથી એક આસ્તીન (બાંય) કાપીને અલગ કરી. પછી સાદ આપ્યો:

'અબૂ અલી તૂસી ક્યાં છે?'

'મેં પોતાના મનમાં વિચાર્યું કે તેઓ તો મને જાણતા પણ નથી અને મને જોઈ શકતા પણ નથી. અબૂ અલી નામનો એમનો કોઈ મુરીદ હશે જેને તેઓ બોલાવે છે. એટલે હું ચૂપ રહ્યો. કંઈ જવાબ ન આપ્યો.

શેખ (રહ.)એ બીજી વાર સાદ આપ્યો. પરંતુ મેં જવાબ ન આપ્યો. ફરી ત્રીજી વખત સાદ આપ્યો ત્યારે કોઈએ મને કહ્યું કે તેઓ તમને જ બોલાવે છે.

હું ઊઠીને તેમની પાસે ગયો. શેખ (રહ.)એ કાતર અને આસ્તીન (બાંય) મને આપ્યા અને ફરમાવ્યું:

'જાઓ! આને સારી રીતે હિફાઝતથી રાખજો! તમે મારા માટે આ આસ્તીન અને કાતર સમાન છો.'

'મતલબ કે જે સંબંધ આસ્તીન અને કાતર વચ્ચે છે તે જ તારામાં અને મારામાં છે.'

● ૧ સિમાઅ : એની વિસ્તૃત સમજૂતી 'મેઅયારુસ્સુલૂક'માં પા. ૨૧૧ પર આવેલી છે.

'હું એ કપડું અને કાતર લઈને અદબપૂર્વક પાછો આવ્યો અને ખૂબ જ હિફાઝતથી રાખ્યા. વળી મને એમની ખિદમતમાં ઘણો ફાયદો અને હાલ વારિદ થયા.'

## ઈમામ અબૂલ કાસિમ કશીરીની સેવામાં

'જ્યારે હઝરત શૈખ અબૂ સઈદ અબૂલ ખૈર (રહ.) નિશાપુરથી ચાલ્યા ગયા ત્યારે હું મારા ઉસ્તાદ ઈમામ અબૂલ કાસિમ કશીરી (રહ.)ની પાસે ગયો. અને જે કંઈ મારા પર અહવાલ અને વારિદાત વિત્યા હતા તે બયાન કર્યા.

તેમણે ફરમાવ્યું :

'હે ફરઝંદ! હમણાં (જાહેરી) ઈલ્મ પઢો!'

'એટલે હું ઈલ્મ પઢતો રહ્યો પરંતુ દરરોજ રોશની વધતી જતી હતી. ત્રણ વરસ સુધી હું ઈલ્મ હાસિલ કરવામાં મશ્ગૂલ રહ્યો. એક દિવસે ખડિયામાંથી કલમ કાઢી તો સફેદ નીકળી. મેં ઈમામ અબૂલ કાસિમ (રહ.)ને આ ઘટના બયાન કરી.

તેમણે ફરમાવ્યું :

'હવે ઈલ્મે તારાથી મુખ ફેરવી લીધું છે. તું પણ હવે એનાથી મુખ ફેરવી લે!'

□

## અલ્લાહવાળાની સેવાના મેવા

હું મદ્રેસામાંથી ખાનકાહમાં ગયો. અને ઉસ્તાદ ઈમામ અબૂલ કાસિમ (રહ.)ની ખિદમતમાં મશ્ગૂલ થયો. એક દિવસે ઉસ્તાદ ઈમામ એકલા ગુસલખાનામાં ગયા. મેં કેટલીક ડોલ ભરીને પાણી ગુસલખાનામાં નાંખી દીધું. ઉસ્તાદ બહાર આવ્યા. નમાઝ પઢી અને પછી ફરમાવ્યું :

'ગુસલખાનામાં આ પાણી કોણે નાખ્યું?'

ખોફના કારણે હું ચૂપ રહ્યો. કદાચ એમની મરજીના વિરુદ્ધ હોય. એમણે ફરી પૂછ્યું તો પણ મેં જવાબ ન આપ્યો. ત્રીજી વખતે ફરીથી પૂછ્યું ત્યારે મેં અર્ઝ કરી :

'હઝરત ! એ હું હતો.'

આપે ફરમાવ્યું :

'હે અબૂ અલી! જે કંઈ અબૂલ કાસિમને (મને) સિત્તેર વર્ષમાં મળ્યું હતું તે તને એક ડોલ પાણીમાં મળી ગયું!'

અલ્લાહો અકબર ! અલ્લાહવાળાઓની ખિદમત કરવી પણ કેટલી મોટી નેઅમત છે અને એનાથી અલ્લાહ તઆલા કેવા મોટા મરતબા અતા ફરમાવે છે!

કોઈ શાયરે સાચું જ કહ્યું છે કે,

અગર કુછ મરતબા ચાહે તો
ખિદમત કર ફકીરોં કી,
નહિ મિલતા યે ગૌહર
બાદશાહોં કે ખઝીનોં મેં.

□

હઝરત અબૂ અલી ફારમદી (રહ.)એ ઘણા લાંબા સમય સુધી એમની ખિદમતમાં મુજાહિદા કર્યો.

**હઝરત શૈખ અબૂલ કાસિમ કુર્ગાની (રહ.)ની ખિદમતમાં**

હઝરત અબૂ અલી ફારમદી (રહ.) આગળ ફરમાવે છે કે :

એક દિવસે હું બેઠો હતો તેવામાં એક એવો હાલ વારિદ થયો કે હું તેમાં ગુમ થઈ ગયો. આ હાલ મેં પોતાના ઉસ્તાદ ઈમામને બયાન કર્યો.

તેમણે ફરમાવ્યું :

'હે અબૂ અલી ! આનાથી વધારે મારો સુલૂક નથી !'

મેં મનોમન વિચાર્યું કે મને હજુ બીજા પીરની જરૂરત છે; જે આ મકામથી આગળ લઈ જાય. મેં શૈખ અબૂલ કાસિમ કુર્ગાની (રહ.) નું નામ સાંભળ્યું હતું. તેમની પાસે જવા માટે તૂસની તરફ રવાના થયો. જ્યારે હું તેમની ખિદમતમાં પહોંચ્યો ત્યારે તેઓ પોતાના મુરીદો જોડે બેઠેલા હતા. મેં બે રકઅત

તહીયતુલ મસ્જિદ પઢી. પછી તેમની સમક્ષ ગયો. તેઓ મુરાકિબહમાં બેઠા હતા. માથું ઊંચું કર્યું અને ફરમાવ્યું :

'આવો! બોલો શી વાત છે?'

મેં સલામ કરી અને બેસી ગયો. પછી તમામ ઘટના બયાન કરી.

શેખ (રહ.) એ ફરમાવ્યું :

'હાં! તમારી શરૂઆત સારી છે. જો તમારી તબિયત થાય તો બુલંદ મર્તબા ઉપર પહોંચી જાઓ.'

હું દિલમાં સમજી ગયો કે મારા પીર આપ જ છે. એટલે હું ત્યાં જ થોભી ગયો. તેમણે લાંબા સમય સુધી મારી પાસે જાત જાતના મુજાહિદા અને રિયાઝતો કરાવી.

## ખિલાફત

સુલૂકની તકમીલ (પરિપૂર્ણતા) બાદ હઝરત અબૂલ કાસિમ કુર્ગાની (રહ.)એ હઝરત અબૂ અલી ફારમદી (રહ.)ને પોતાની ખિલાફતથી પણ નવાઝયા.

## પીરે પોતાની પુત્રી પરણાવી

હઝરત અબૂલ કાસિમ કુર્ગાની (રહ.) પોતાના મુરીદની ઉચ્ચ બાતિની તરક્કીઓથી, એમના અખ્લાક અને આદતોથી એટલા ખુશ થયા કે પોતાની લાડલી પુત્રીના નિકાહ હઝરત અબૂ અલી ફારમદી (રહ.) જોડે કરાવ્યા.

## બોલતું બુલબુલ

હઝરત અબૂ અલી ફારમદી (રહ.) પોતાની આત્મકથામાં આગળ ફરમાવે છે :

હજુ શેખ (રહ.)એ મને વાઅઝ ફરમાવવા માટે કહ્યું ન હતું. એક દિવસે હું શેખ અબૂ સઈદ (રહ.)ની પાસે (તેમના ગામ) મુહીનહ ગયો હતો.

તેમણે મને ફરમાવ્યું,

'હે અબૂ અલી! ટૂંક સમયમાં તારી પાસે બુલબુલની જેમ વાતો કરાવીશું!'

આ વાતને વધારે દિવસો વિત્યા ન હતા કે શૈખ અબૂલ કાસિમ કુર્ગાની (રહ.)એ મને વાઅઝ કરવા માટે ફરમાવ્યું.[1]

## હુજજતુલ ઈસ્લામ ઈમામ ગિઝાલી (રહ.) આપના મુરીદ હતા

મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા નક્શબંદી કુદ્દેસ સિર્રૂહૂ પોતાના મશહૂર રિસાલા 'કુદસિયહ'માં ફરમાવે છે.

'શૈખ અબૂ અલી ફારમદી તૂસી કુદ્દેસ સિર્રૂહૂ ખુરાસાનના મહાન મશાઈખોમાંથી હતા. હુજજતુલ ઈસ્લામ ઈમામ મુહમ્મદ ગિઝાલી (રહ.)એ પણ આપથી બાતિની તર્બિયત હાસિલ કરી હતી.'[2]

□

હઝરત મૌલાના અબ્દુર્રહમાન 'જામી' નક્શબંદી (રહ.) પોતાની વિખ્યાત કિતાબ 'નફહાતુલ ઉન્સ' માં હુજજતુલ ઈસ્લામ મુહમ્મદ ગિઝાલી (રહ.) વિષે લખે છે કે :

'આપની કુનિયત અબૂ હામિદ છે અને ઝૈનુદ્દીન લકબ છે. તસવ્વુફમાં આપની નિસ્બત શૈખ અબૂ અલી ફારમદીથી છે.'[3]

## બે નિસ્બતો

શૈખ અબૂ અલી ફારમદી (રહ.)ને તસવ્વુફમાં બે નિસ્બતોથી ફૈઝ મળ્યો છે.

એક શૈખ અબૂલ કાસિમ કુર્ગાની તૂસી (રહ.)થી જેઓ ત્રણ વાસ્તાથી સૈયદુત્તાઈફહ શૈખ જુનૈદ બગદાદી (રહ.)થી મળે છે.

બીજી નિસ્બત શૈખ બુઝુર્ગવાર શૈખ અબૂલ હસન ખિરકાની

• ૧ હાલાતે હઝરાતે મશાઈખે નક્શબંદિયહ : પા. ૧૦૫થી ૧૦૭
નફહાત : પા. ૩૯૭, ૩૯૮
૨ 'રસાઈલે નક્શબંદિયહ' પા. ૨૬
૩ 'નફહાતુલ ઉન્સ' પા. ૪૦૦

(રહ.)થી મળે છે[1].

## વફાત

આપની વફાત ૪, રબીઉલ અવ્વલ, હિ. સ. ૪૭૭માં થઈ. કેટલાક લેખકો હિ. સ. ૫૧૧ દર્શાવે છે. આપનો મઝારે મુબારક તૂસમાં છે.

□



૧ 'રસાઈલે નક્શબંદિયહ' પા. ૨૬
'જવાહરે ગ્રુલ્યહ' પા. ૪૬

# હઝરત
# ખ્વાજા યૂસુફ હમ્દાની

## રહમતુલ્લાહિ અલૈહ



□

કર મુઝે મકબૂલે આલમ
ખાસ બંદોંકી તરહ,
યૂસુફે હમ્દાન
મકબૂલે ખુદાકે વાસ્તે. (રહ.)

□

## મરતબો

આપ પોતાના જમાનાના ગૌસ અને ઈમામ હતા.

આપ હિજરીસનની પાંચમી સદીના મુજદ્દિદ હતા.

આપ સાહબે કરામાત હતા.[1]

## બદતમીઝીનું પરિણામ

એક વખતે હઝરત ખ્વાજા (રહ.) વાઅઝ ફરમાવતા હતા. બે ફકીહ પણ ત્યાં હાજર હતા.

તેમણે હઝરતને કહ્યું,

'ચૂપ રહો! તમે બિદઅતી છો!'

હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,

'ખામોશ રહો! તમારું મૃત્યુ આવી ગયું!'

અને ખરેખર, તત્કાળ, ત્યાં જ બંને મૃત્યુ પામ્યા![2]

□

અલ્લાહવાળાઓ સાથે બદતમીઝીનું પરિણામ દુનિયા અને આખિરત બંનેમાં ભોગવવું પડે છે!

કહેવત છે કે:

'બા અદબ બા નસીબ, બેઅદબ બદનસીબ.'

□

## જન્મ, નામ, ઉપનામ અને તાલીમ

આપનો જન્મ હિજરી સન ૪૪૦માં થયો હતો. આપનું નામ યૂસુફ અને ઉપનામ (કુનિયત) અબૂ યાકૂબ છે.

આપ શરૂઆતમાં બગદાદ ગયાં. ત્યાં અબૂ ઈસ્હાક શીરાઝીની સેવામાં રહ્યા. શૈખ અબૂ ઈસ્હાક આપને નાની ઉંમર હોવા છતાં પોતાના બીજા શાગિર્દો કરતાં આગલી હરોળમાં બેસાડતા.

બાદમાં આપ ઈસ્ફહાન, ઈરાક, ખુરાસાન, સમરકંદ અને

[1] 'જવાહરે ગ્લૂયબ' : પા. ૪૬
[2] 'મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૦૮

બુખારામાં મહાન આલિમો અને શૈખોની ખિદમતમાં હાજર થઈને ઈલ્મેદીનની—ખાસ કરીને ઈલ્મે હદીસની બરકતો હાસિલ કરતાં રહ્યા.

### ઈલ્મે બાતિન

તે પછી બધું ત્યાગીને આપ ઈબાદત, રિયાઝત, અને મુજાહિદહમાં મશ્ગુલ થયા.

મશહૂરએ છે કે તસવ્વુફમાં આપની નિસ્બત શૈખ અબૂ અલી ફારમદી (રહ.)થી છે. કહેવાય છે કે, શૈખ અબૂ અબ્દુલ્લાહ જોયની અને શૈખ હસન સમનાની (રહ.)ની સુહબતમાં પણ આપ રહ્યા છે.[1]

'હાલાતે મશાઈખે નકશબંદિયહ' ના કર્તા લખે છે કે:

'હઝરત ખ્વાજા અબૂયૂસુફ હમ્દાની (રહ.)ને હઝરત ખ્વાજા અબૂ અલી ફારમદી કુદ્દેસ સિર્રુહૂથી નિસ્બત હતી પરંતુ 'શર્અ વસાયા ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)'માં લખ્યું છે કે હઝરત ખ્વાજા અબૂ યૂસુફ હમ્દાની (રહ.) વાસ્તા વિના શૈખ અબૂલ હસન ખિર્કાની (રહ.)ના મુરીદ છે. ખિરકો શૈખ અબ્દુલ્લાહ ચોપની કુદ્દેસ સિરુહૂથી પહેર્યો અને શૈખ હસન સમનાની (રહ.)ની સુહબતમાં પણ હાજર રહ્યા.'[2]



### ફૈઝનો પ્રવાહ વહેવા માંડયો

જાહેરી અને બાતિની ઈલ્મમાં કામિલ થયા પછી આપે બોધ અને નસીહત શરૂ કરી. હઝારો લોકોએ આપથી દીની ફાયદો હાસિલ કર્યો.

આપને ફતાવએ દીનીયા અને અહકામે શરઈયામાં સંપૂર્ણ પ્રભુત્વ હતું.

ઈલ્મે મારિફતમાં આપનો કદમ એવો રાસિખ હતો કે રૂહાની

• ૧ 'નફહાતુલ ઉન્સ' : પા. ૪૦૫
૨ 'હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૦૭

તૌર પર હજારો કોસ (કિલોમિટર) પર ખુદાની મા'રિફતનું નૂર તાલિબે ઈલ્મના દિલ પર રોશન ફરમાવતા હતા.

ઉલમા અને ફુકહાનો એક ઘણો મોટો સમૂહ આપની મજલિસ અને ખાનકાહમાં ઈલ્મેદીનની બરકતોને હાસિલ કરવાના હેતુથી હમેશાં જમા રહેતા હતા.[1]

□

આઝરબૈજાન, ઈરાક અને ખુરાસાનના લોકોની આપે તરબિયત ફરમાવી.

□

## હઝરત સૈયદના શૈખ અબ્દુલકાદિર જીલાની (રહ.)

હઝરત સૈયદના શૈખ મુહયુદીન અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહિ પણ હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ની સેવામાં હાજર થઈને આપથી ફૈઝ હાસિલ કરતા રહેતા હતા.

□

એક દિવસે હઝરત ગૌસુલ આઝમ શૈખ અબ્દુલકાદિર જીલાની કુદ્દેસ સિર્રુહૂ અને ઈબ્ને સક્કા હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ની ઝિયારતના માટે જતા હતા. રસ્તામાં તેઓને એક શખ્સ મળ્યો.

પેલા શખ્સે પૂછ્યું,

'ક્યાં જાઓ છો?'

આપે ફરમાવ્યું,

'અમે આ જમાનાના ગૌસ (હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની કુદ્દેસ સિર્રુહૂ)ની મુલાકાત માટે જઈ રહ્યા છીએ.'

પેલા શખ્સે કહ્યું,

'ચાલો હું પણ તમારી સાથે કસોટી કરવાના ઈરાદે આવું છું. જો તેઓ સાહબે કશ્ફ (દિવ્ય દષ્ટિવાળા) હશે તો મારા દિલની વાત બતાવી દેશે.'

• ૧ 'અનવારુલ આરિફીન' : પા. ૧૬૫

ત્રણે જણા હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ની ખિદમતમાં હાજર થયા.

હઝરત ખ્વાજાએ શૈખ અબ્દુલકાદિર જીલાની (રહ.)ને ફરમાવ્યું,

'આપ ટૂંક સમયમાં જ મિમ્બર પર ચઢીને કહેશો કે,

'કદમી હાઝિહી અલા રકબતિન કુલ્લુ વલિયુલ્લાહ.'

મારા કદમ તમામ ઓલિયાની ગરદનો પર છે.

□

હઝરત ખ્વાજાએ ઈબ્ને સક્કાને ફરમાવ્યું કે,

'તારો ખાતમો (મોત) ઈમાન પર થશે.'

□

અને પેલા ત્રીજા શખ્સને ફરમાવ્યું કે,

'કાનો સુધી દુનિયામાં ડૂબેલો રહેશે.'

□

અને હઝરત ખ્વાજાએ જેવું ફરમાવ્યું તેવું જ થયું!

હઝરત ગૌસુલ આઝમ (રહ.)એ તે જ પ્રમાણે કહ્યું.

ઈબ્ને સક્કાનો ખાતમો (મોત) ઈમાન પર થયો.

ત્રીજો શખ્સ એક ઓરતના ઇશ્કમાં પડીને દુનિયામાં ડૂબી ગયો. નઝાઅ (સકરાત)ના સમયે લોકોએ તેને પૂછ્યું,

'તું મુસલમાન હતો અને આલિમ હતો. શું અત્યારે ઈસ્લામ વિષે કંઈ યાદ છે?'

તેણે કહ્યું,

'મને કુરઆન યાદ હતું. કુરઆનમાંથી બીજું બધું તો ભૂલી ગયો છું પરંતુ આ એક આયત મને યાદ છે:

'રુબ્બમા યવદ્દુલ લઝીના આમનુ લવ કાનુ મુસ્લિમીન'

અને તેઓ કુફ્ર કરે છે અને ઘણી વેળા એ વાતની ખ્વાહિશ કરે છે કે કાશ! અમે મુસલમાન હોત!

અલ્લાહની પનાહ!

ઓલિયા અલ્લાહની કસોટી આવી હોય છે![1]

□

## ઈબ્ને સક્કાનો બીજો બનાવ

ઈબ્ને સક્કા વિષે ઉપર લખેલા બનાવ કરતાં જુદો બનાવ પણ કિતાબોમાં જોવા મળે છે. ઈબ્ને સક્કાનો અર્થ સક્કાનો પુત્ર થાય છે. એટલે હવે પછી જે ઈબ્ને સક્કાનો બનાવ આવે છે તે ઉપર લખેલા ઈબ્ને સક્કાનો કદાચ બીજો ભાઈ પણ હોઈ શકે.

'અનવારુલ આરિફીન'માં હઝરત સૈયદ સૂફી આબિદમીયાં ડાભેલી (રહ.) લખે છે કે :

'હઝરાતુલ કુદસ' ભાગ-૧માં હઝરત મોલાના મોલવી ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)નો એક અત્યંત વિશ્વસનીય બનાવ છે કે એક વખતે નિઝામિયા મદ્રેસા બગદાદમાં આપ વાઅઝ ફરમાવતા હતા.

ઈબ્ને સક્કા નામનો મશહૂર ફકીહ વાઅઝની મજલિસમાં ઊભો થયો અને ખૂબ જ બે અદબીથી આપને એક પ્રશ્ન પૂછ્યો!

આપે ફરમાવ્યું,

'બેસી જા! મને તારા શબ્દોમાંથી કુફ્રની દુર્ગંધ આવે છે. મને તારું મોત ઈસ્લામ ઉપર જણાતું નથી!'

આ બનાવના થોડા દિવસો પછી એક નસરાની (ખ્રિસ્તી) રૂમના બાદશાહ તરફથી ખલીફાની પાસે એલચી તરીકે આવ્યો. ઈબ્ને સક્કા પેલા નસરાની પાસે ગયો.

ઈબ્ને સક્કાએ નસરાનીને કહ્યું,

'મારી ઇચ્છા છે કે હું ઈસ્લામ ધર્મને છોડીને તમારા ખ્રિસ્તી ધર્મમાં દાખલ થઈ જાઉં અને તમારો સચિવ (મંત્રી) બની જાઉં!'

• ૧ 'જવાહરે ઉલૂવ્વદ' : પા. ૪૭

નસરાનીએ એનો સ્વીકાર કર્યો અને ઈબ્ને સકકાને પોતાની સાથે કુસ્તુનતુનીયા (કોન્સ્ટન્ટીનોપલ) લઈ ગયો. ત્યાં રૂમના બાદશાહની સાથે તેની મુલાકાત કરાવી.

આમ ઈબ્ને સકકા નસરાની થઈ ગયો અને તેજ મઝહબ પર તે મરણ પામ્યો!

કહે છે કે, ઈબ્ને સકકા કુરઆનનો હાફિઝ પણ હતો. જ્યારે મોતની બીમારી વખતે તેને પૂછવામાં આવ્યું કે,

'તને કુરઆનમાંથી કંઈ યાદ છે કે નથી?'

તેણે કહ્યું,

'મને માત્ર આ એક જ આયત યાદ છે!

'રૂબ્બમા યવદદુલ લઝીના કફરૂ લવકાનુ મુસ્લિમીન.'

ઘણાં લોકો જેઓ કાફિરોને દોસ્ત રાખે છે તેઓ
કયામતમાં તમન્ના કરશે કે કેટલું સારું થાતે
કે દુનિયામાં તેઓ પણ મુસલમાન હોતે!

□

આ બનાવમાં તેઓ માટે ચેતવણી છે જેઓ આલિમે રબ્બાની અને વાઈઝે હકકાનીની વાઅઝ દરમિયાન તેઓની બેઅદબી કરે છે. તેઓ બૂરી મોતે મરે છે! જેનું ભાગ્ય ફૂટેલું હોય તેના દિલમાં જ આ નાપાક હિંમત પેદા થાય છે. અલ્લાહ એનાથી બચાવે![1]

□

## નૂરાની વૃક્ષનાં નૂરાની ફળ

સૈયદના હઝરત ગૌસુલ આઝમ શૈખ મુહયુદ્દીન અબ્દુલકાદિર જીલાની (રહ.)ના યુવાનીના કાળમાં એક દિવસે હઝરત યૂસુફ હમ્દાની (રહ.)એ આપને ફરમાવ્યું,

'હે આરિફ! તમે લોકોને વાઅઝ અને નસીહત સંભળાવતા રહો!'

ગૌસુલ આઝમ (રહ.)એ ફરમાવ્યું,

• ૧ 'અનવારુલ આરિફીન' : પા. ૬૬૪/૬૬૫

'બગદાદમાં મોટા મોટા આલિમો અને ફાઝિલોના મુકાબલામાં હું કેવી રીતે ગુફતગુ કરી શકીશ !'

આ સાંભળીને હઝરત ખ્વાજાએ ઈરશાદ ફરમાવ્યો,

'હે ઈરફાનનાં ફળો આપનાર! તમે વિના વિલંબે હિદાયત અને ઈરશાદ શરૂ કરો! હું તમારામાં નૂરનો એક છોડ જોઈ રહ્યો છું! ટૂંકમાં જ (એ છોડ વિકાસ પામીને) વૃક્ષ બની જશે! એના નૂરાની મૂળ જમીનમાં મજબૂત હશે અને એની નૂરાની શાખાઓ આસમાનમાં ફેલાશે અને એ નૂરાની વૃક્ષ પોતાનાં નૂરાની ફળ નૂરના તાલિબોને નિત્ય આપશે!'

□

અને એવું જ થયું. આપનો એકે એક શબ્દ સાચો સાબિત થયો ![1]

## હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ને 'નિસ્બતે હુબ્બી' અર્પણ કરી !

હઝરત સૂફી સૈયદ આબિદમીયાં નકશબંદી, મુજદ્દિદી (રહ.) 'અનવારુલ આરિફીન'માં લખે છે કે :

'સુબ્હાનલ્લાહ ! ઈલ્મે દીનની કેવી તેજ રોશની છે કે સૂરજને પણ એ મળી નથી ! આપનો (હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની રહ. નો) મઝહબ હનફી હતો અને આપ પોતાના સમયના ગૌસ હતા. આપ તે જ મૌલાના અને ખ્વાજા છે કે જેમની મુબારક રૂહાનીયતે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન અજમેરી (રહ.)ને 'નિસ્બતે હુબ્બી' ઈનાયત કરી હતી !'[2]

□

પાકિસ્તાનના મશહૂર નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.) પોતાની મશહૂર કિતાબ 'ઉમ્દતુસ્સુલૂક'માં ફરમાવે છે કે,

● ૧ 'અનવારુલ આરિફીન' : પા. ૧૬૬
૨ 'અનવારુલ આરિફીન' : પા. ૧૬૬

'હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી કુદ્દેસ સિર્રુહૂ પણ આપને ત્યાં (હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ને ત્યાં) છ માસ રહ્યા.'[1]

□

## તરીકાના બાળકોની પરવરીશ

એક દિવસે એક દુરવેશ હઝરત ખ્વાજા યૂસુફ (રહ.)ની પાસે આવ્યો.

તેણે કહ્યું,

'અત્યારે હું શૈખ અહમદ ગિઝાલી[2]ની પાસે હતો. તેઓ દુરવેશો જોડે ખાવા બેઠેલા હતા.

તે જ વખતે આપના ઉપર એક કૈફિયત તારી થઈ. તે કૈફિયત દૂર થતાં આપે ફરમાવ્યું,

'મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને જોયા. આપ તશરીફ લાવ્યા અને મારા મોઢામાં લુકમો (કોળિયો) મૂક્યો.'

આ સાંભળીને હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,

'એ ખ્યાલ છે જેના વડે તરીકાના બાળકોની પરવરીશ કરવામાં આવે છે.'[3]

□

## એક અદ્‌ભુત બનાવ

એક વેળા એક ઓરત રડતી કકળતી આપની પાસે આવી.

તે કહેવા લાગી,

'ફિરંગી મારા પુત્રને પકડીને લઈ ગયા છે. દુઆ ફરમાવો કે તે આવી જાય!'

આપે ફરમાવ્યું,

'તું સબ્ર કર અને ઘેર જા! તારો પુત્ર તને ઘરે મળશે.'

• ૧ 'ઉમ્દતુસ્સુલૂક' : પા. ૩૧૯
૨ હુજ્જતુલ ઈસ્લામ ઈમામ મુહમ્મદ ગિઝાલી (રહ.)ના ભાઈ
૩ 'હાલાતે મશાઈખે નક્શબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૦૮

તે ઓરત ઘરે પાછી આવી. તેણે જોયું કે ખરેખર છોકરો ત્યાં હાજર છે! ઓરતે પુત્રને પરિસ્થિતિ વિશે પૂછપરછ કરી.

તેણે કહ્યું,

'હું અત્યારે કુસ્તુનતુનીયા (કોન્સ્ટન્ટીનોપલ)માં કેદ હતો. મારી ફરતે ચોકીદારો હાજર હતા. અચાનક જેને મેં કદિ જોયા નથી એવા એક શખ્સ પ્રગટ થયા. અને પળવારમાં તેઓ મને અહીં લઈ આવ્યા!'

પેલી ઓરત હઝરત ખ્વાજાની પાસે ગઈ અને પુત્રનો બનાવ કહી સંભળાવ્યો.

આપે ફરમાવ્યું,

'તને હુકમે ખુદાથી તાજજુબ થાય છે!'[1]

□

## એક યુવાન આરિફની મુશ્કેલી દૂર કરી

હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) મકબૂલે અવામ હતા. એક મુદ્દત સુધી આપે આઝર નામના પહાડમાં એકાંતવાસ કર્યો. એકાંતવાસ દરમિયાન આપ માત્ર જુમ્આના દિવસે બહાર નીકળતા.

એક દિવસે જુમ્આ ન હોવા છતાં આપને બહાર નીકળવાનું મન થયું. આપ બહાર નીકળ્યા. ક્યાં જવું છે તે જાણતા ન હતા. ઘોડા ઉપર સવાર થયા. તેની લગામ છોડી દીધી કે જ્યાં ખુદા ચાહે ત્યાં લઈ જાય.

ઘોડો તેમને શહેરથી બહાર જંગલમાં લઈ ગયો. જંગલમાં એક વેરાન મસ્જિદ આગળ આવીને ઘોડો ઊભો રહી ગયો. શૈખ નીચે ઉતર્યા અને મસ્જિદમાં ગયા. જોયું તો એક શખ્સ માથું નીચું કરીને બેઠો છે! થોડી વારે તેણે માથું ઊંચું કર્યું. તે એક પ્રભાવશાળી યુવાન હતો.

તે કહેવા લાગ્યો,

• ૧ 'હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૦૮

'હે યૂસુફ! મને એક મુશ્કેલ મસલો પેશ આવ્યો છે.'

પછી તેણે તે મસલાનું વર્ણન કર્યું.

શેખે તેનો ઉકેલ બતાવી દીધો.

તે પછી આપે ફરમાવ્યું કે,

'હે ફરઝંદ! જ્યારે તમને કોઈ મુશ્કેલી પેશ આવે ત્યારે શહેરમાં આવ્યા કરો! ત્યાં આવીને મને પૂછી લેતા રહો! મને રંજ આપ્યા ન કરો!'

શેખ ફરમાવે છે કે તે જવાને મારી તરફ જોયું અને કહ્યું કે,

'જ્યારે મને કોઈ મુશ્કેલી પેશ આવશે તો મારા માટે દરેક પથ્થર તમારા જેવો યૂસુફ બની જશે!'

□

આ ઘટના પોતાની કિતાબમાં વર્ણવ્યા પછી, શેખ મુહ્યુદ્દીન બિનલ ગરબી ફરમાવે છે કે,

'મેં ત્યાંથી જાણી લીધું કે સાચો મુરીદ, પોતાની સચ્ચાઈથી, શેખની તહરીક પોતાના તરફ કરી શકે છે.'[૧]

□

## ખ્વાબમાં માર્ગદર્શન

શેખ નજીબુદ્દીન બુરગશ શીરાઝી કુદ્દેસ સિર્રુહૂ ફરમાવે છે:

'એક વેળા, જેમાં મશાઈખના હાલાત લખેલા હતા તેવા કેટલાંક પાનાં મને હાથ લાગી ગયા. મેં તે પાનાં વાંચ્યાં. મારું દિલ ખુશ થઈ ગયું. મને એના લેખકનું નામ જાણવાની ઇચ્છા થઈ કે જેથી એમના બીજાં લખાણોમાંથી કંઈક હાસિલ કરું.

એક રાતે મેં ખ્વાબમાં જોયું કે એક નિહાયત નૂરાની ચહેરાવાળા અને સફેદ દાઢીવાળા પ્રભાવશાળી વૃદ્ધ ખાનકાહમાં આવ્યા અને વુઝૂ કરવા માટે વુઝૂખાનામાં ગયા.

કપડાં ઘણાં ઉમદા સફેદ પહેર્યા હતા., તેમના ઝભ્ભા ઉપર,

● ૧ 'નફહાતુલ ઉન્સ' પા. ૪૦૫/૪૦૬

ઘણા મોટા સોનેરી અક્ષરોમાં 'આયતુલ કુરસી' લખેલી હતી. ઉપરથી નીચે સુધી આખા ઝબ્બા ઉપર લખાણુ હતું.

હું તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેમણે ઝબ્બો ઉતાર્યો. મને આપ્યો. એ ઝબ્બાની નીચે બીજો લીલો ઝબ્બો પહેરેલો હતો. તે આ સફેદ ઝબ્બા કરતાં પણ વધારે ખૂબસૂરત હતો. એ જ પ્રમાણે તેના ઉપર પણ 'આયતુલ કુરસી' લખેલી હતી.

એ ઝબ્બો પણ ઉતારીને મને આપતાં ફરમાવ્યું કે,

'હું વુઝૂ કરી ને આવું ત્યા સુધી સંભાળીને રાખજો!'

વુઝૂ કર્યા પછી મને પૂછ્યું કે,

'આ બે ઝબ્બામાંથી એક ઝબ્બો હું તમને આપું છું. તમને કયો જોઈએ છે?'

મેં પોતે નક્કી ન કરતાં કહ્યું કે,

'જે આપ પસંદ ફરમાવો તે મને આપો!'

તેમણે લીલા રંગનો ઝબ્બો મને પહેરાવી દીધો અને સફેદ રંગનો ઝબ્બો પોતે પહેરી લીધો.

પછી પૂછ્યું,

'તમે મને ઓળખો છો? હું પેલાં પાનાંઓનો લેખક છું. જે જાણવા તમે આતુર છો. મને અબૂ યૂસુફ હમ્દાની કહે છે. અને તેનું (તમને જે પાનાંઓ મળ્યાં છે તે કિતાબનું) નામ **'ઝુબ્દતુલ હયાત'** છે. મારી (લખેલી) બીજી કિતાબો પણ છે જે આના કરતાં પણ બેહતર છે. જેવી કે:

**'મનાઝિલુસ્સાએરીન'** અને

**'મનાઝિલુસ્સાલેકીન.'**

જ્યારે હું ખ્વાબમાંથી જાગૃત થયો ત્યારે હું ઘણો જ ખુશ થયો.[1]

□

• ૧ 'નફ્હાતુલ ઉન્સ' : પા. ૪૦૬

## વફાત

આપ મર્વમાં રહેતા હતા. ત્યાંથી હિરાત આવ્યા. કેટલોક સમય ત્યાં રહ્યા. તે પછી મર્વના લોકોએ આપને પાછા આવવાની વિનંતી કરી. એટલે આપ ગર્વ પાછા આવ્યા. થોડો સમય ત્યાં રહીને ફરી પાછા હિરાત ગયા. તે પછી ફરી પાછા મર્વ આવવા માટે નીકળ્યા પરંતુ રસ્તામાં જ ૨૭, રજબ, હિજરી સન ૫૩૫ માં ૯૫ (પંચાણું) વરસની ઉંમરે ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલૈહિ રાજીઉન.

આપનો મઝારે મુબારક મર્વમાં છે.

મર્વ (Mervy) રશિયાના ઉઝબેકિસ્તાન રાજ્ય નજીક આવેલું શહેર છે.

## તારીખે વફાત

□

આપની તારીખે વફાત

'શજરએ તૈયિબહ'—'સાહબે મદારિજે કુદસી બુદ' થી નીકળે છે.

□

બીજા કોલ મુજબ આપની તારીખે વફાત

'કાન ઈમામુલ ઈરફાન' છે.

□

મૌલવી ગુલામ મુહયુદ્દીન કન્જાહી એ આપની તારીખે વફાત નીચે પ્રમાણે કહી છે :

સાલે તારીખે ખ્વાજએ હમ્દાં,
ગુફ્ત દિલ બેહ અઝીઝે મિસરે જિનાં.[1]

□

• ૧ 'જવાહરે ઉલૂય્યહ' : પા. ૪૭

## આપના ખલીફાઓ

ખ્વાજા યૂસુફ હમ્દાની કુદ્દેસલ્લાહુ તઆલા સિર્રુહૂના (મુખ્ય) ચાર ખલીફાઓ છે:

૧ ખ્વાજા અબ્દુલ્લાહ બરકી (રહ.)

૨ ખ્વાજા હસન અન્દકી (રહ.)

૩ ખ્વાજા અહમદ બસવી (રહ.)

૪ ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)

□

ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) પછી આ ચારેવમાંથી દરેક મકામે દઅવત હતા. બીજા ખલીફાઓ અદબના તરીકા પર એમની ખિદમતમાં રહ્યા.

જ્યારે ખ્વાજા અહમદ બસવી (રહ.)એ તુર્કસ્તાન તરફ જવાનો ઈરાદો કર્યો ત્યારે બધા યારોને ખ્વાજા અબ્દુલખાલિક (રહ.)ની તાબેદારી કરવા માટે ઈરશાદ ફરમાવ્યો.[1]

□

• ૧ 'નફહાતુલ ઉન્સ' : પા. ૪૦૭

# હઝરત ખ્વાજા જહાન ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની

## રહમતુલ્લાહિ અલૈહ

□

મા સીવાસે કર જુદા
ઔર અપના બંદા લે બના,
અબ્દુલખાલિક ગજદવાની
રેહનુમા કે વાસ્તે.

□

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.) હલ્કએ ખ્વાજગાનના સરદાર છે. આપ ખ્વાજા જહાન તરીકે પ્રખ્યાત છે. આપનો કલામ તરીકતમાં હુજ્જત છે અને હકીકતમાં બુરહાન છે.

## આપના પિતા અને માતા

આપના પિતા હઝરત અબ્દુલ જમીલ (રહ.) હઝરત ઈમામ માલિક (રહ.)ની મુબારક ઓલાદમાંથી હતા. આપના પિતા પણ અકાબિર ઓલિયા પૈકી હતા. આપ હઝરત ખિઝર અલૈહિસ્સલામના સુહબતદાર હતા.

આપની માતા રૂમના સુલતાનની નસલમાંથી હતાં. અને પિતા તથા માતા બંને રૂમમાં જ રહેતા હતાં. પરંતુ રૂમમાં વિષમ સંજોગો અને વિકટ પરિસ્થિતિ પેદા થવાથી આપ ત્યાંથી હિજરત કરીને બુખારા તશરીફ લાવ્યા અને બુખારા નજીક ગજદવાન નામના ગામમાં વસવાટ કર્યો.

## પિતાને બશારત

આપના વાલિદે બુઝુર્ગવાર ઈમામ અબ્દુલજમીલની મુલાકાત માટે હઝરત ખિઝર (અલૈ.) ઘણીવાર આવતા.

એક વખતે હઝરત ખિઝર (અલૈ.)એ ઈમામ અબ્દુલ જમીલ (રહ.)ને બશારત આપી કે :

'હે અબ્દુલ જમીલ! થોડા વખત પછી તમારે ત્યાં એક પુત્ર પેદા થશે જેને હું મારી ફરઝંદીમાં કબૂલ કરીશ અને પોતાની બાતિની નેઅમતોમાંથી તેને હિસ્સો આપીશ. અને જે ઈલ્મ ખુદાયે પાકના તરફથી મને અર્પણ થયેલો છે તેની ચાશની પણ ચખાડીશ. જ્યારે એ પુત્ર પેદા થાય ત્યારે એનું નામ અબ્દુલ ખાલિક રાખજે!'

□

એટલે હઝરત ખિઝર (અલૈ.)ની બશારત પ્રમાણે જ્યારે આપનો જન્મ થયો ત્યારે આપના પિતાએ આપનું નામ અબ્દુલ-ખાલિક રાખ્યું.

□

## ઉસ્તાદને બારીક પ્રશ્ન પૂછ્યો

શાને માઅણુક કે નાની ઉંમરમાં જ આપે ઈલ્મ મેળવી લીધો.

આપ પોતાના ઉસ્તાદ સદરુદ્દીન (રહ.)ની પાસે તફસીર પઢતા હતા. જ્યારે આ આયત પર પહોંચ્યા :

'ઉદઉ રબ્બકુમ તદર્રોઅ'વ વ ખુફયહ.'

પોતાના પરવરદિગારને રુદન સાથે અને ગુપ્તરીતે પુકારો.

□

આપે ઉસ્તાદને પૂછ્યું કે :

અલ્લાહ તઆલાએ ગુપ્તરીતે પુકારવાનું ફરમાવ્યું છે તો એની રીત શું છે?!

જો ઝિક્ર કરનારા બુલંદ અવાજે ઝિક્ર કરે અથવા ઝિક્ર કરતી વખતે પોતાના શરીરના અંગોને હરકત આપે તો બીજાઓ એનાથી જાણી જાય! એટલે ગુપ્તતા ન જળવાય!

જો દિલથી ઝિક્ર કરે તો :

શેતાન ઈન્સાનના શરીરમાં લોહીની જેમ પરિભ્રમણ કરતો હોવાથી તે આ ઝિક્રથી વાકેફ થઈ જાય એટલે એ રીતે પણ ગુપ્તતા ન જળવાય!

ઉસ્તાદે ફરમાવ્યું,

એ ઈલ્મે લદુન્ની છે. અગર તમારી તલબ સાચી હશે અને અલ્લાહને મંજૂર હશે તો જરૂર તમને કોઈ રેહબરે કામિલ મળી જશે.

એ પછી આપ હમેશાં અલ્લાહવાળાઓની તલાશમાં મંડેલા રહ્યા.

## હઝરત ખિઝર (અલૈ.) તશરીફ લાવ્યા

એક વખતે આપ જુમ્આના દિવસે પોતાની વાડીના દરવાજા આગળ બેઠેલા હતા કે એક વયોવૃદ્ધ શખ્સ ત્યાં પધાર્યા. આપે તેમને આવકાર આપ્યો અને સન્માન સહિત બેસાડ્યા. તેમની

સેવા સરભરા કરી. તેમની સમક્ષ મીઠી મધુરી દ્રાક્ષ ખાવા માટે પેશ કરી.

તે બુઝુર્ગે ફરમાવ્યું :

'હે જુવાન! હું તારામાં બુઝુર્ગીની નિશાનીઓ નિહાળું છું. તું કોઈથી બૈઅત થયો છે કે નથી?'

આપે ફરમાવ્યું :

'ઘણા સમયથી એ જ બાબતની તલાશમાં છું!'

તે બુઝુર્ગે ફરમાવ્યું :

'હે જુવાન! હું ખિઝર છું. તને હું મારી ફરઝંદીમાં કબૂલ કરું છું. એક સબક તમને બતાવું છું તેના પર મહેનત કરજો. તમારું કામ થઈ જશે!'

પછી ફરમાવ્યું કે :

'હોઝમાં ડૂબકી મારો અને દિલથી કહો :

'લાઈલાહ ઈલ્લલ્લાહો મુહમ્મદુર્રસૂલુલ્લાહ.'

□

આપે એ જ પ્રમાણે કર્યું અને પછી એમાં સતત મહેનત અને પ્રયત્ન કરતા રહ્યા. આપને એનાથી ભારે સફળતા મળી.

□

## પીર મળી ગયા

જ્યારે હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) બુખારા તશરીફ લાવ્યા ત્યારે હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.) હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ને લઈને આપની સેવામાં હાજર થયા.

હઝરત ખ્વાજા ખિઝર (અલૈ)એ હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ની સોંપણી હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ને કરી અને એમની તરબીયતના માટે વસીયત ફરમાવી.

એ વખતે હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ની ઉમર માત્ર વીસ–બાવીસ વરસની હતી.

હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ની સુહબતમાં આપને ઘણો બાતિની ફૈઝ હાસિલ થયો.

એટલા જ માટે કહેવાય છે કે :

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ના પીરે સબક હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.) છે; અને પીરે સુહબત અને ખિરકા હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) છે.

□

## નકશબંદી સિલસિલામાં ઝિક્રે ખફીની શરૂઆત

જો કે હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)ના તરીકામાં ઝિક્રે જહરી (જબાની ઝિક્ર) હતો પરંતુ હઝરત ખ્વાજા અબ્દુલ-ખાલિક ગજદવાની (રહ.)ને હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.)એ ઝિક્રે ખફી (ઝિક્રે કલ્બી)નો સબક આપેલો હોવાથી આપે તેમાં કોઈ ફેરફાર કર્યો નહિ.

આપે ફરમાવ્યું,

'હઝરત ખિઝર (અલૈ.)એ તમને જે ઝિક્ર બતાવ્યો છે તેના ઉપર કાયમ રહો. એમાં ઈલ્મે લદુન્નીનો ભેદ સમાયેલો છે!'

□

આમ ઝિક્રે ખફીની તાલીમ આ ખાનદાને આલિયામાં અકસર આપથી જ શરૂ થઈ છે જેમાં હઝરત ખિઝર (અલૈ.)ના પાક સીનાના બાતિની ફૈઝના નૂરાની ઝરણાની ચાશની પણ વહે છે.

ખુદા હરેક મુસલમાનને નસીબ ફરમાવે. આમીન![1]

□

## મુજાહિદા અને રિયાઝત

હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) ઘણો લાંબો સમય ગજદવાનમાં રહ્યા. હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.) સતત આપની ખિદમતમાં હાજર રહીને આપથી બાતિની ફૈઝ હાસિલ કરતા રહ્યા.

• ૧ 'અનવારુલ આરિફીન' : પા. ૬૬૮

જ્યારે હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) બુખારાથી તશરીફ લઈ ગયા ત્યારે હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.) લાંબી મુદ્દત સુધી મુજાહિદાઓ અને રિયાઝતોમાં મશગૂલ થઈ ગયા. પરંતુ આપનો તરીકો ઝિક્રે ખફીનો હોવાથી કોઈને જાણ ન થઈ કે હઝરત ખ્વાજા (રહ.) શું કરે છે!

## ખૌફે ખુદા

એક દિવસે આપ પોતાના ઈબાદતખાનામાં ખૂબ રડ્યા.

મુરીદોએ પૂછ્યું :

'હઝરત! રુદન અને ખૌફનું કારણ શું છે?'

આપે ફરમાવ્યું :

'જ્યારે હું અલ્લાહ તઆલાની બેનિયાઝીનો ખ્યાલ કરું છું ત્યારે મારો જીવ નીકળી જશે એવું લાગે છે! મને ભય લાગે છે કે કદાચ અજાણતામાં ઈરાદા વગર મારાથી કોઈ એવું કામ તો થઈ ગયું નથી કે જે અલ્લાહ તઆલાને નાપસંદ હોય!'



આપ જ્યારે બેઠેલા હોય ત્યારે આપના ઉપર ખૌફે ખુદાના પ્રભાવના કારણે, આપના ચહેરા ઉપર એવા ભાવો પ્રગટ થતા હતા કે જાણે આપને કતલ કરવા માટે બેસાડેલા ન હોય!



## સાલિક માટે સબક

હઝરત ખ્વાજા (રહ.) ફરમાવે છે કે :

એક દિવસે હું મારા હુજરામાં ઈબાદતમાં મશગૂલ હતો. મારા પાડોશમાં રહેતી એક સ્ત્રી તેના પતિ સાથે ઝઘડતી હતી અને કહેતી હતી કે :

'તારા ઘરે આવ્યાને મને વરસો વિતી ગયા.

ભૂખ અને પ્યાસમાં મેં સબ્ર કર્યો.

ગરમી અને ઠંડીની તકલીફ બરદાસ્ત કરી.

જ્યારે હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.) બુખારાથી તશરીફ લઈ ગયા ત્યારે હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.) લાંબી મુદ્દત સુધી મુજાહિદાઓ અને રિયાઝતોમાં મશગૂલ થઈ ગયા. પરંતુ આપનો તરીકો ઝિક્રે ખફીનો હોવાથી કોઈને જાણ ન થઈ કે હઝરત ખ્વાજા (રહ.) શું કરે છે!

## ખૌફે ખુદા

એક દિવસે આપ પોતાના ઈબાદતખાનામાં ખૂબ રડ્યા.

મુરીદોએ પૂછ્યું :

'હઝરત! રુદન અને ખૌફનું કારણ શું છે?'

આપે ફરમાવ્યું :

'જ્યારે હું અલ્લાહ તઆલાની બેનિયાઝીનો ખ્યાલ કરું છું ત્યારે મારો જીવ નીકળી જશે એવું લાગે છે! મને ભય લાગે છે કે કદાચ અજાણતામાં ઈરાદા વગર મારાથી કોઈ એવું કામ તો થઈ ગયું નથી કે જે અલ્લાહ તઆલાને નાપસંદ હોય!'



આપ જ્યારે બેઠેલા હોય ત્યારે આપના ઉપર ખૌફે ખુદાના પ્રભાવના કારણે, આપના ચહેરા ઉપર એવા ભાવો પ્રગટ થતા હતા કે જાણે આપને કતલ કરવા માટે બેસાડેલા ન હોય!



## સાલિક માટે સબક

હઝરત ખ્વાજા (રહ.) ફરમાવે છે કે :

એક દિવસે હું મારા હુજરામાં ઈબાદતમાં મશગૂલ હતો. મારા પાડોશમાં રહેતી એક સ્ત્રી તેના પતિ સાથે ઝઘડતી હતી અને કહેતી હતી કે :

'તારા ઘરે આવ્યાને મને વરસો વિતી ગયા.

ભૂખ અને પ્યાસમાં મેં સબ્ર કર્યો.

ગરમી અને ઠંડીની તકલીફ બરદાસ્ત કરી.

જે તેં આપ્યું તેના પર સંતોષ માન્યો.
વધારે કંઈ માંગ્યું નહિ.
તારી ઈજ્જત અને આબરુની હિફાઝત કરી.
આ સર્વ એટલા માટે કર્યું કે,
તું મારો રહે, હું તારી રહું!
જો તું મારા સિવાય કોઈ બીજી સ્ત્રી તરફ ખ્યાલ કરશે
તો હું ખ્વાજા અબ્દુલ ખાલિક પાસે જઈને તેમનો
પાલવ પકડી લઈશ અને જ્યાં સુધી મારો ઈન્સાફ
ન કરાવીશ તેમનો પાલવ ન છોડીશ!'

□

હઝરત ખ્વાજા (રહ.) ફરમાવે છે કે:

'આ વાતની મારા દિલ પર ઊંડી અસર થઈ! મને વિચાર આવ્યો કે એક ઓરત મખ્લૂકની મુહબ્બતમાં કેટલી મક્કમ છે કે તેના માટે તમામ મુસીબતો બરદાશ્ત કરી!

આ વાત સાલિકે રાહના માટે એક સબક બનવો જોઈએ. મેં ઊંડું ચિંતન–મનન કર્યું તો મને કુરઆન શરીફમાંથી પણ એની શહાદત મળી ગઈ:

'ઈન્નલ્લાહ લા યગ્ફિરુ અંયુશ્રિક બિહી
વ યગ્ફિરુ માદુન ઝાલિક.'

અલ્લાહ તઆલા ફરમાવે છે કે: જો તું તમામ ગુનાહો લાવે પરંતુ શિર્ક ન હોય તો બધું બખ્શી દઈશ અને જો મારા સિવાય બીજા કોઈને શરીક કરશે અને પોતાના દિલમાં તેને સ્થાન આપશે તો અમારી રેહમતથી મેહરૂમ (વંચિત) રહેશે!'[1]

□

## રબ ચાહે તે કરો, એજ બંદગી છે

એક દિવસે હઝરત ખ્વાજા (રહ.) સમક્ષ એક દુરવેશે કહ્યું કે:

● ૧ 'હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૧૬

'જો અલ્લાહ તઆલા જન્નત કે દોઝખ એમાંથી એક પસંદ કરવાનો મને અખત્યાર આપે તો હું દોઝખ પસંદ કરું કારણ કે—

મેં મારા મનની ઇચ્છા કદી પૂરી કરી નથી.
જન્નત મુરાદે નફસ છે જ્યારે
જહન્નમ મુરાદે મેહબૂબ છે.
એટલે મુરાદે મેહબૂબને હું અખત્યાર કરું!'
હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,
બંદાને અખત્યારથી શું મતલબ!
જ્યાં મોકલે ત્યાં જાય,
જ્યાં રાખે ત્યાં રહે.
બંદગીનો તરીકો તો એ જ છે.'[૧]

□

## અલ્લાહવાળાઓથી કંઈ સંતાડી શકાતું નથી

એક દિવસે હઝરત ખ્વાજાની પાસે ઘણાં લોકો બેઠેલા હતા. એક કાફિર યુવાન મુસલમાન ફકીર જેવો પોશાક પહેરીને, મુસલમાન ફકીર હોવાનો ઢોંગ કરીને, ખભા ઉપર મુસલ્લો મૂકીને, આપની ખિદમતમાં હાજર થયો અને એક ખૂણામાં બેસી ગયો.

હઝરત ખ્વાજા (રહ.)એ તેની તરફ નજર કરી અને તેનો ઢોંગ પારખી ગયા.

થોડા સમય પછી તે યુવાન ઊઠયો અને હઝરતથી પૂછ્યું:

'હદીસ શરીફમાં આવ્યું છે કે:

'ઈત્તકુ મિન ફિરાસતિલ મુમિન ફઈન્નહુ
ફઈનઝુર બિ નૂરીલ્લાહ.'
ડરો મોમિનની ફિરાસતથી, (કારણ કે)
તે જુએ છે અલ્લાહના નૂરથી.

'આ હદીસ શરીફનો મતલબ શું છે?'

૧ 'હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૧૭

હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું;

'એનો મતલબ એ છે કે:

તું તારો આ ઢોંગ છોડ. તારી ઝુન્નાર[1] તોડી નાંખ અને ઈમાન કબૂલ કર!'

યુવાને કહ્યું,

'ખુદા ન કરે! મારી પાસે ઝુન્નાર શા માટે હોય!'

હઝરત ખ્વાજા (રહ.)એ એક ખાદિમને ઈશારો કર્યો. ખાદિમે ઊભા થઈને તેનો ઝભ્ભો ઉતારી નાખ્યો તો ઝુન્નાર મોજૂદ હતી!

યુવાને તત્કાળ તૌબા કરી અને મુસલમાન થઈ ગયો.

□

હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,

'હે યારો, આવો! આપણે પણ આ નવજવાનનું અનુકરણ કરીને પોતાના ઝુન્નાર કાપી નાખીએ! અને ઈમાન લાવીએ! જેવી રીતે તેણે પોતાના જાહેરી ઝુન્નારને તોડ્યો છે તેવી રીતે આપણે પણ બાતિની (આંતરિક) ઝુન્નારને, જેને ઉજબ (તકબ્બુર) અને ગુરૂર (ઘમંડ) કહે છે તેને કાપી નાંખીએ જેથી તેની જેમ આપણી પણ બખ્શીશ થઈ જાય!'

આપના યારો (મુરીદો) પર એક અજીબ હાલત પૈદા થઈ અને સૌ હઝરત ખ્વાજાના કદમો પર ઢળી પડયા.[2]

□

## અલ્લાહવાળા જ સાચા મર્દ છે

એક ઓરત મજઝૂબા હતી. તે તમામ ગલીકૂંચીઓમાં નગ્ન ફર્યા કરતી.

લોકોએ તેણીને પૂછ્યું,

1 ઝુન્નાર : કાફિરો પોતાના ધર્મ-ચિહ્‌ન તરીકે દોરો બાંધે છે તે. હિંદુઓ એ દોરો ગળામાં પહેરે છે જેને જનોઈ કહે છે. પારસીઓ વગેરે એ દોરો કમ્મરે બાંધે છે જેને કસ્તી કહે છે.

2 'નફહાતુલ ઉન્સ' : પા. ૪૦૮

'તું કપડાં કેમ નથી પહેરતી ?!'

તેણીએ જવાબ આપ્યો,

'આ શહેરમાં મર્દ કોણ છે કે તેનાથી પરદો કરું ?!'

એક દિવસે સવારે ભઠિયારાની દુકાને ગઈ. ભઠ્ઠી ધગધગતી હતી. તેણી ભઠ્ઠીમાં દાખલ થઈને આગ પર બેસી ગઈ.

પછી તેણીએ અંદરથી કહ્યું,

'ભઠ્ઠીનું બારણું બંધ કરી દો !'

થોડીવાર પછી ભઠિયારાએ ભઠ્ઠીનું બારણું ખોલ્યું અને પૂછ્યું કે, 'શું હાલત છે ?'

તેણીએ કહ્યું,

'કપડાં લાવો ! હું કપડાં પહેરીશ !'

કપડાં લાવ્યાં તો તેણી ભઠ્ઠીમાંથી બહાર નીકળી. તેણીના એક વાળ સુદ્ધાંને આગથી આંચ આવી ન હતી. સૌ નવાઈ પામ્યા અને સમજી ગયા કે તેણી વલીયહ છે. તેણીએ કપડાં પહેર્યા.

સૌએ કસમ આપીને તેણીને પૂછ્યું કે,

'સાચું બતાવો, તે મર્દ કોણ છે જેનાથી તમે પરદો કરો છો ?'

તેણીએ કહ્યું,

'તમે મારી સાથે આવો ! હું તેમની ઝિયારતના માટે જાઉં છું'

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.) તે જ સમયે ગજદવાનથી બુખારામાં દાખલ થયા હતા. તેણી હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં હાજર થઈ.

તેણીને જોતાં જ હઝરત ખ્વાજા (રહ.) તેણીના સન્માન માટે ઊભા થઈ ગયા.[1]



● ૧ 'હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૧૭

## કૂવાનું પાણી ઉપર આવી ગયું !

એક વખતે હઝરત ખ્વાજા (રહ.) પોતાના મુરીદો સાથે હજ્જે બૈતુલ્લાહ માટે જઈ રહ્યા હતા. રસ્તામાં બધાં ખૂબ તરસ્યા થયાં. સૌ એક કૂવા પાસે પહોંચ્યા પરંતુ ત્યાં ડોલ કે દોરડું કંઈ ન હતું એટલે ખૂબ નિરાશ થઈ ગયા.

હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,

'હું તો નમાઝ પઢીશ. તમે પાણી પીઓ અને વુઝૂ કરો !'

આ સાંભળીને મુરીદો સમજી ગયા કે એમાં કંઈ ભેદ છે. તેઓને પાણીની આશા બંધાઈ. તેઓ ફરી પાછાં કૂવા પર ગયા. જોયું તો હઝરત ખ્વાજા (રહ.)ની બરકતથી કૂવાનું પાણી ઉપર કાંઠા સુધી આવી ગયું હતું !

સૌએ પાણી પીધું અને વુઝૂ કર્યું.

એક માણસે એક વાસણ પાણીથી ભરી લીધું. તરત જ પાણી કૂવાના તળિયે ચાલ્યું ગયું !

આ વાત કોઈએ હઝરત ખ્વાજાને કરી.

આપે ફરમાવ્યું,

'યારોએ અલ્લાહ તઆલા પર ભરોસો ન કર્યો. નહિતર કયામત સુધી પાણી તળિયે ન પહોંચતે.'[1]

□

## શેતાની ફરેબનો એક અદ્‌ભુત બનાવ

એક દુરવેશે હઝરત ખ્વાજા (રહ.)ને પૂછ્યું,

'આલિમના માટે અઝાબની શી સૂરત છે ?'

આપે ફરમાવ્યું :

આલિમ જ્યારે દુનિયાની તલબમાં મશગૂલ થઈ જાય છે અને આખિરતની તલબ છોડી દે છે ત્યારે તે અખિરતના અઝાબમાં થઈ જાય છે. એ અઝાબની નિશાની દુનિયામાં એ છે કે :

● ૧ 'હાલાતે મશાઈખે નક્શબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૧૮

યાદે ઈલાહીની મીઠાશ તેના દિલમાંથી ઉઠાવી લેવામાં આવે છે. પછી તેને કોઈ ઈબાદતમાં લિજ્જત આવતી નથી. તેનું દિલ પણ કોઈ ઈબાદતમાં લાગતું નથી. ઈબાદતની અદાયગીમાં તે સુસ્ત અને આળસુ બની જાય છે.

એવું થાય ત્યારે સમજી લો કે એ આલિમ આખિરતના અઝાબમાં સપડાયો છે. કારણ કે જે ચીઝ ખુદાની યાદથી દૂર રાખે તે જ દુનિયા છે અને એનું જ નામ શેતાની ફરેબ છે.



હઝરત ખ્વાજા (રહ.)ના એક મુરીદે થોડા દિવસ યાદે ઈલાહીમાં પોતાના દિલને ડૂબકી મરાવી અને જ્યારે યાદે ઈલાહીની બરકતથી દિલની સફાઈ થવા માંડી ત્યારે શેતાને વિચાર્યું કે,

'હવે કોઈ એવી યુક્તિ શોધી કાઢવી જોઈએ કે જેનાથી આ ઝાકિર યાદે ઈલાહીથી બેપરવાહ થઈ જાય તેમ જ સુસ્ત અને આળસુ બની જાય.'



એક દિવસે પેલો ઝાકિર પોતાના ઈબાદત ખાનામાં સૂતેલો હતો. તેણે ખ્વાબમાં જોયું કે એક જમાઅત આવીને તેને કહી રહી છે કે:

'હવે તું કમાલના દરજ્જે પહોંચી ગયો છે.
તેં જે કંઈ દિલની વરફ ગરદાની કરી છે તે સર્વ મકબૂલ છે.
તારે અનુભવ કરવો હોય તો, અમે જે સવારી લાવ્યા છીએ તેના ઉપર સવાર થઈ જા!'

તે ઝાકિર સવારી ઉપર સવાર થઈ ગયો. તે એવી જગાએ પહોંચ્યો કે જે અત્યંત ખુશ મંઝર અને ખૂબ જ વિશાળ હતી.

ત્યાં ફળોથી લચેલાં વૃક્ષો અને હસીન તેમ જ ખૂબસૂરત વ્યકિતઓ એની સેવા-ચાકરી માટે હાજર હતી. ભોજન માટે ઉમદા, સ્વાદિષ્ટ વાનગીઓ ગોઠવેલી હતી અને મીઠાં પાણીની નહેરો ચોતરફ વહી રહી હતી.

તે ઝાકિર સવાર સુધી ત્યાં રહ્યો તહજ્જુદની નમાઝ પણ એ મોજમજાહમાં છૂટી ગઈ.

એજ પ્રમાણે કેટલીયે વાર તેણે આ ખ્વાબ જોયો અને પોતાની બુઝુર્ગીના વિચારો પેદા થવા માંડ્યા. ધીરે ધીરે ઈબાદતમાં સુસ્તી અને આળસ પણ થવા લાગ્યા. હઝરત ખ્વાજાની ખિદમતમાં હાજર થવાનું પણ છોડી દીધું.

હઝરત ખ્વાજાએ ફિરાસત (દિવ્યદષ્ટિ)થી જાણી લીધું કે એ ઝાકિર શેતાનના ફંદામાં ફસાયો છે. આપ તેના ઈબાદતખાનામાં ગયા અને જોયું કે બુઝુર્ગીના વિચારો તેના દિમાગમાં ઘર કરી ગયા છે જેના કારણે ઝિક્રે ઈલાહીની બરકતમાં પણ ઘણી કમી આવી ગઈ છે.

હઝરતે પૂછ્યું, 'તમારો શું કિસ્સો છે?'

તેણે સમગ્ર કિસ્સો કહી સંભળાવ્યો.

હઝરતે ફરમાવ્યું,

'હવે જ્યારે ફરી પાછો તું એ જગાએ પહોંચે ત્યારે ત્રણ વખત પઢજો :

'લા હવલ વલા કુવ્વત ઈલ્લાબિલ્લાહિલ અલીયીલ અઝીમ.'

એનાથી તમારી બુઝુર્ગીનો ભાંડો ફૂટી જશે અને ખરી હકીકત રોશન થઈ જશે.'

□

તે ઝાકિર ફરી પાછો તે જગાએ પહોંચ્યો ત્યારે હઝરત ખ્વાજા (રહ.)ના ઈરશાદ પ્રમાણે તેણે ત્રણ વખત 'લા હવલ' પઢી.

તે શું જુએ છે કે પેલી જમાઅત લાનતનો હાર પહેરીને કુક્કરની શિકલમાં એક પછી એક ભાગી ગઈ! અને પોતાને એવી જગાએ બેઠેલો જોયો કે તેની નીચે નજાસત (ગંદગી)ની ફરશ બિછાવેલી છે અને નજર પહોંચે ત્યાં સુધી નજાસત જ નજાસત ફેલાયેલી છે. તેની સામે જે ઉમદા ફળો અને ફૂલો હતાં તે મુરદાંના માંસ, ચામડાં, હાડકાં અને કીડાં હતાં. અને જે મીઠું પાણી હતું

તે મુરદાઓના સરોમાં લોહી અને પરૂ હતા. અને જે ખુબસૂરત શિકલો હતી તે આગના અંગારા હતા!

બસ, હવે તો શું હતું! તે ઝાકિર બેહદ પસ્તાવામાં ડૂબી ગયો અને કહેવા લાગ્યો કે,

'જો હું મારી ઈબાદત પર કાયમ રહેતે અને શેતાની ભૂલાવામાં ન આવતે તો આ પસ્તાવાનો દિવસ ન આવતે! ખુદાનો બેહદ એહસાન છે કે આ જિન્દગીમાં શેતાનના ભૂલાવાથી વાકિફ થઈ ગયો.'

□

એ જ હાલ તે આલિમનો છે જે શેતાનના ભૂલાવામાં ફસાઈને, પોતાના ઈલ્મના ગુમાનમાં ખુદાની યાદથી ગાફિલ થઈ જાય છે. તેને પણ આખરે તે જ મળનાર છે જે પેલા ગાફિલ ઝાકિરને મળ્યું. અલ્લાહ તૌફિક આપે![1]

□

## એક મૌલવી સાહબનો બોધદાયક કિસ્સો

ગજદવાનમાં એક મૌલવી સાહબ હતા. ચાલીસ વરસથી તેઓ પોતાના શાગિર્દોને જાહેરી ઈલ્મની તાલીમ આપતા હતા.

ખ્વાજા ઓલિયાએ કબીર (રહ.) હઝરત ખ્વાજાથી મુરીદ થવા પહેલાં પેલા મૌલવી સાહબના શાગિર્દ હતા.

એક દિવસે હઝરત ખ્વાજા અબ્દુલખાલિક (રહ.) બજારમાં ગોસ્ત ખરીદી રહ્યા હતા. હઝરત ખ્વાજા ઓલિયાએ કબીર (રહ.) હજુ આપથી બૈઅત થયા ન હતા પરંતુ આપમાં બુઝુર્ગોની ખિદમતનો જઝબો ઘણો હતો. તેમણે હઝરત ખ્વાજાને કહ્યું,

'હઝરત! ગોસ્ત મને આપો અને મને આપની ખિદમતનો મોકો આપો. હું ગોસ્ત આપના ઘર સુધી ઉપાડી લઉં!'

• ૧ 'અનવારુલ આરિફીન' : પા. ૭૫/૭૬

હઝરતે ગોસ્ત તેમને સોંપ્યું. તેમણે ઉપાડી લીધું અને હઝરતના ઘરે પહોંચાડી દીધું. આ ખિદમત અને અદબના કારણે હઝરતને તેમના તરફ મુહબ્બત પેદા થઈ અને તેમના પર તવજ્જોહ ફરમાવી.

હઝરત ખ્વાજા ઓલિયાએ કબીર (રહ.) આપથી બૈઅત થયા અને ઝિક્રે ઈલાહીમાં એવા ડૂબી ગયા કે કેટલાક દિવસો સુધી જાહેરી ઈલ્મ મેળવવા માટે પેલા મૌલવી સાહબની ખિદમતમાં પણ જઈ ન શક્યા. જો કે બાદમાં તો આપ શમ્સુલ ઉલમા થયા છે.

□

હવે પેલા મૌલવી સાહબ જ્યારે પણ હઝરત ખ્વાજા ઓલિયા કબીર (રહ.)ને મળતા તો ખ્વાજા અબ્દુલખાલિક (રહ.)ની સુહબત વિશે અનહદ મલામત કરતા અને કહેતા કે,

'આ ફકીરોમાં શું રાખેલું છે!

ગરદન ઝુકાવીને ઝોકાં ખાયા કરે છે!

ખ્વાજા ઓલિયા કબીર (રહ.) આ સાંભળીને ખામોશ થઈ જતા.

શાને સુબ્હાનકે એક રાતે ખ્વાજા ઓલિયા કબીર (રહ.)એ પોતાના કશ્ફના ઝરિયાથી મૌલવી સાહબને કોઈ ગુનાહમાં સંડોવાયેલા જોયા.

સવારે જ્યારે રસ્તામાં મૌલવી સાહેબથી મુલાકાત થઈ તો મૌલવી સાહબે પોતાની પુરાની આદત મુજબ મલામત કરવાનું શરૂ કર્યું.

ખ્વાજા ઓલિયા કબીર (રહ.)એ ફરમાવ્યું,

'હે ઉસ્તાદ સાહબ! ગઈ રાતના ગુનાહને યાદ કરો! અફસોસ! મને એક નેક કામના માટે ઠપકો આપો છો અને પોતે ફલાણા નાજાઈઝ કામો કરો છો!'

મૌલવી સાહબ આલિમેદીન હતા જ એટલે સમજી ગયા કે

હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક (રહ.)ની સુહબતના કારણે ખ્વાજા ઓલિયા કબીરના દિલનો દરવાજો આલમે ગૈબની તરફ ખુલી ગયો છે!

મૌલવી સાહબ હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે:

'હું ચાલીસ વરસથી જાહેરી ઈલ્મની તાલીમ આપું છું. એ તાલીમ વિશે આપ કશ્ફના ઝરીયાથી કે ઈલ્હામના ઝરીયાથી માહિતી મેળવો કે તે પાક ઝાત મારાથી રાજી છે કે નથી?'

હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક (રહ.)એ ઈલ્હામના ઝરીયાથી જાણી લીધું કે મૌલવી સાહબે ચાલીસ વરસની આ લાંબી મુદ્દતમાં એક વખતે પણ ખુદાની રઝામંદીના માટે સબક આપ્યો નથી.

જ્યારે મૌલવી સાહબ આપની ખિદમતમાં હાજર થયા ત્યારે આપને જે ઈલ્હામ થયો હતો તે બયાન ફરમાવી દીધો.

આ સાંભળતા જ મૌલવી સાહબ જોશોખરોશમાં આવી ગયા અને કેટલાક કલાક સુધી બેહોશ રહ્યા. જ્યારે હોશમાં આવ્યા તો આપનો ઈલ્હામ સત્ય હોવાનો સ્વીકાર કર્યો અને કહ્યું કે બેશક આ પઢવા-પઢાવવામાં નામ આવરી અને જાહ તલબી સિવાય બીજું કંઈ ન હતું. તે પછી અરજ કરી કે:

'ખ્વાજા! આપ દિલોના તબીબ અને બાતિનના હકીમ છો. ફરમાવો કે મારી આ બીમારીનો શું ઈલાજ છે?'

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું,

**'લાઇલાહ'**ની તલવાર વડે

નફસની ખ્વાહિશ અને જાહતલબીનું ઊકું પોતાના દિલમાંથી ઉડાવી દો અને તેના બદલે

**'ઇલ્લલ્લાહ'**નું નૂરાની વૃક્ષ રોપી દો!

અને ઈસ્મે ઝાત **'અલ્લાહો'**ના ઝિક્ર વડે

પોતાના દિલની એવી સફાઈ કરો કે—

લવહે મહફૂઝનું પ્રતિબિંબ તમારા દિલના આઈનામાં
પડવા માંડે, જેમ કે આઈનાને સામે રાખીને
તેમાં પોતાની સૂરત જોઈ લે છે!
એજ પ્રમાણે પોતાના દિલને પણ લવહે મેહફૂઝને
નિહાળવા માટેનો આઈનો સમજો!
જો દિલનો આઈનો દુનિયાની ઝુલમત અને
દુનિયાની કુદુરતના કારણે કાળો અને
કાટ ખાધેલો થઈ જશે તો લાખ કોશિશ
કરવા છતાં એમાં કંઈ દેખાશે નહિ!
પરંતુ સુબ્હાનલ્લાહ! જ્યારે ખુદાના નામે મુબારકથી
દિલનો આઈનો સાફ અને પાક થશે તો ગરદન ઝુકાવતાં જ
લવહે મેહફૂઝનું પ્રતિબિંબ દિલ પર પડશે!

□

મૌલવી સાહબે પોતાના ગુનાહોથી તૌબા કરી અને હઝરત ખ્વાજા અબ્દુલખાલિક (રહ.)થી બૈઅત થઈને આપના હલ્કએ ઈરાદતમાં દાખલ થયા. અને પોતાના દિલના આઈનામાંથી દુનિયાની ઝુલમત અને કાટને દૂર કરવાની ફિકર કરવા માંડ્યા.

મૌલવી સાહબે **'અલ્લાહો, અલ્લાહો'**ના સબકમાં એટલી ભારે મહેનત કરી કે ચાલીસ દિવસની અંદર ઈસ્મેઝાત **'અલ્લાહો'**ના લફઝનો નકશ દિલ પર જામી ગયો. અને દિલની ખિડકી આલમે અરવાહની તરફ ખૂલવા લાગી. દિલનો આઈનો ઝિક્રના અનવારથી ચમકવા લાગ્યો. જે કાટ હતો તે પણ દૂર થઈ ગયો.

ચાલીસ દિવસ પછી આપનો ઈન્તેકાલ થઈ ગયો!

જે દિવસે મૌલવી સાહબનો ઈન્તેકાલ થયો તે જ દિવસે કેટલાયે બુઝુર્ગોએ આપને ખ્વાબમાં જોયા કે ખુદાની રેહમત આપના શામિલે હાલ છે અને હરેક તરફથી સલામતીનો અવાજ બુલંદ થઈ રહ્યો છે.

મૌલાના સાહબ બુલંદ અવાજે ફરમાવતા હતા કે:

'જે શખ્સ એ ચાહે કે ઈસ્લામની હાલતમાં મરે તો તેણે અલ્લાહવાળાઓનો દામન મજબૂત પકડવો જોઈએ, જેવી રીતે મેં હઝરત અબ્દુલખાલિક (રહ.)ના દામનને મજબૂત પકડીને હમેશાં માટે નજાત અને ફલાહ (કામિયાબી) હાસિલ કરી લીધી.

'મેં પોતાના દિલમાં નફસની બૂરી ખ્વાહિશો અને થોડા દિવસની દુનિયાની જૂઠી મુહબ્બતના અશુભ વૃક્ષને **'લાઈલાહ'** ની આબદાર તલવાર વડે મૂળમાંથી ઉખેડીને ફેંકી દીધું અને તેના બદલે **'ઈલ્લલ્લાહ'**નું નૂરાની વૃક્ષ રોપી દીધું. શરીઅતે પાકની ફરમાંબરદારીનું પાણી તેમાં સીંચતો રહ્યો.

સુબ્હાનલ્લાહ! તૌહિદના એ નૂરાની વૃક્ષ પર એવાં ફળો લાગ્યાં કે જેના કારણે હું બંને જહાનમાં કામિયાબ થઈ ગયો.

'હે ખુદાના બંદાઓ! અહીં (આખેરતમાં) તો તે જ લોકોની કદર થાય છે, જેઓ અલ્લાહવાળાઓથી ઈલ્મ અને હિકમત શીખીને પોતાના દિલમાં અલ્લાહનું નૂરાની વૃક્ષ રોપીને આવે છે અને હમેશાંનો ઐશ પામે છે!'[1]

□

## ફરિશ્તો આપની દુઆથી પોતાના મૂળ મકામે પહોંચ્યો

એક દિવસ એક મુસાફર ઘણા દૂરથી હઝરત ખ્વાજાની ખિદમતમાં હાજર થયો. એટલામાં ત્યાં એક જુવાન આવ્યો. હઝરત ખ્વાજાએ તેના માટે દુઆ ફરમાવી. પછી તે જુવાન ત્યાંથી અચાનક અદૃશ્ય થઈ ગયો!

મુસાફરે પૂછ્યું, 'એ જુવાન કોણ હતો?'

હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,

એ ફરિશ્તો હતો. એનો મૂળ મકામ ચોથા આસમાન પર હતો. કોઈક કસૂરના કારણે પોતાના મકામથી ફેંકાઈને દુનિયાના આસમાન પર આવી ગયો હતો. તેણે બીજા ફરિશ્તાઓથી પૂછ્યું કે 'હું શું

• ૧ 'અનવારુલ આરિફીન': પા. ૭૭થી ૮૦

કરું કે જેનાથી અલ્લાહ તઆલા મને મારા મૂળ મકામ પર પહોંચાડે!' ફરિશ્તાઓએ મારું નામ દર્શાવ્યું હતું એટલે આવ્યો હતો. મેં દુઆ માંગી. ખુદાએ કબૂલ ફરમાવી અને ફરી પાછો તેના મૂળ મકામે પહોંચાડી દીધો.'

□

મુસાફરે અરજ કરી,

'ઈમાનની દુઆથી મારી મદદ ફરમાવો! શાયદ શેતાનની જાળમાંથી બચીને સલામતીની સાથે જાઉં.'

હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,

'વાયદો એ છે કે ફર્ઝ (નમાઝો) અદા કર્યા પછી જે શખ્સ જે દુઆ માંગે છે તે કબૂલ થાય છે. તું પોતાના કામમાં મશગૂલ રહે અને ફરઝ (નમાઝો) અદા કર્યા પછી દુઆએ ખૈરથી મને યાદ કરતો રહે. શાયદ એ દરમિયાન દુઆ ઝાહિર થઈ જાય. તારા હકમાં પણ અને મારા હકમાં પણ.'[1]

□

સુબ્હાનલ્લાહ! હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)નો કેટલો બુલંદ મરતબો હતો કે ફરિશ્તો પોતાના માટે દુઆ કરાવવા આપની ખિદમતમાં હાજર થયો!

અને આપની દુઆની કબૂલિયત તો જુઓ કે આપની દુઆ કબૂલ ફરમાવીને અલ્લાહ તઆલાએ ફરિશ્તાને તેનો મૂળ મકામ પરત કર્યો!

અને છતાં આપ કેટલા વિનમ્ર છે કે એક મુરીદને હરેક ફરઝ નમાઝ પછી પોતાને દુઆમાં યાદ રાખવા ફરમાવે છે!

□

## એક વખતમાં આપ કાબા તશરીફ લઈ જતા!

આપની વિલાયતનો એ હાલ હતો કે નમાઝના એક વક્તમાં આપ કાબા શરીફ તશરીફ લઈ જતા. તે પછી મુલ્કે શામ જતા.

● ૧ 'નફહાતુલ ઉન્સ' : પા. ૪૦૬

એક મોકા પર હઝરતે ફરમાવ્યું કે,

'જો જાહેરી દોલતના માટે લોકો (બાદશાહ) સદ્ર સઈદની ખિદમતમાં આખો દિવસ અદબપૂર્વક ઊભા રહેતા હોય તો સદ્ર સઈદ બાતિની દોલતના માટે સવારથી ચાશ્ત સુધી ફકીર અબ્દુલ ખાલિકની ખિદમતમાં ઊભો રહે તો એમાં નવાઈની શી વાત છે?!

વળી આપે ફરમાવ્યું કે,

'બીજી વાત એ છે કે આખો દિવસ જે લોકો સદ્ર સઈદની ખિદમતમાં ઊભા રહે છે તેનો કફ્ફારો સદ્ર સઈદના મારી સમક્ષ ઊભા રહેવાથી થઈ જાય છે.

'હે સદ્ર! તું દુનિયાનો તો સદ્ર (સરદાર) હતો જ પરંતુ ફકીરની ખિદમતથી આખિરતનો સદ્ર પણ થઈ ગયો!'[૧]

□

સુબ્હાનલ્લાહ! કોઈ શાયરે સરસ કહ્યું છે:

અગર કુછ મરતબા ચાહે તો
ખિદમત કર ફકીરોં કી
નહીં મિલતા યહ ગૌહર
બાદશાહોં કે ખઝીનો મેં.

□

## ફરાગત શું છે?

એક દિવસ એક ખાદિમે હઝરતને પૂછ્યું,

હઝરત! ફરાગત શું છે?'

હઝરતે ફરમાવ્યું,

'ફરાગતનો અર્થ એ નથી કે દુનિયાનાં કામોથી આઝાદ થઈ જાઓ બલ્કે એનો મતલબ એ છે કે દુનિયાની મુહબ્બત દિલમાં આવવા ન પામે.'

□

• ૧ 'અનવારુલ આરિફીન': પા. ૮૦થી ૮૨

## સાલિક પર શેતાનનો કાબૂ હોય છે યા નહિ?

એક દિવસે એક દુરવેશે હઝરતને પૂછ્યું,

'હઝરત! સાલિક પર શેતાનનો કાબૂ હોય છે યા નહિ?'

હઝરતે ફરમાવ્યું,

'જ્યારે સાલિકને ગુસ્સો આવે છે ત્યારે શેતાન તેના ઉપર કાબૂ મેળવી લે છે. પરંતુ જે સાલિક ફનાએ નફસના દરજ્જા સુધી પહોંચી ગયો હોય તેને ગુસ્સો આવતો નથી બલ્કે તેને ગૈરત આવે છે અને જ્યાં ગૈરત હોય છે ત્યાંથી શેતાન ભાગી જાય છે.

'એની મુખ્તસર ઓળખ એ છે કે તે ખુદાએ પાકના રસ્તા પર ચાલતો હોય અને અલ્લાહની કિતાબને જમણા હાથમાં તેમજ સુન્નતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહિ વસલ્લમને ડાબા હાથમાં પકડીને આ બંને નૂરાની મશાલોની રોશનીમાં પોતાની જિંદગીની મંઝિલોને તય કરતો હોય.

'આ અસલ સુલૂક છે જેનાથી દિલના દરવાજા આલમે ગૈબની તરફ ખૂલે છે અને સાલિક ચમનીસ્તાને વેહદતની સૈરથી બહેરવર થાય છે.'

□

## આપની પદ્ધતિ હુજ્જત છે

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ની પદ્ધતિ તરીકએ નકશબંદિયહમાં હુજ્જત છે, અને મકબૂલે અવામ છે.

આપે હમેશાં સિદ્દીકો સફાની રાહ અપનાવી.

આપે હમેશાં શરીઅત અને સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તાબેદારી કરી.

આપે હમેશાં બિદઅતોની મુખાલિફત કરી.

પોતાની દુરવેશીને ગૈરોની નજરોથી પોશીદા રાખી.

□

## નકશબંદી તરીકાના કલેમાત

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપુરી (રહ.) પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં લખે છે:

હઝરાતે નકશબંદિયહ રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈને પોતાના તરીકાનો આધાર અગિયાર કલેમાત (સૂત્રો) પર રાખ્યો છે. એ કલેમાત પારિભાષિક છે અને કાર્ય તેમ જ આચરણ તરફ ઈશારો કરે છે.

એ અગિયાર કલેમાતમાંથી નીચે જણાવેલાં પ્રથમ આઠ કલેમાત હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)થી રિવાયત થયેલા છે.

હું મારી હેસિયત મુજબ આ કલેમાતની સમજૂતી લખું છું. અલ્લાહ તઆલા મને તથા તમામ મુસલમાનોને એના પર અમલ કરવાની તોફિક ઈનાયત ફરમાવે. (આમીન!) કારણ કે ઈલ્મનો હેતુ અમલ છે.

### ૧ હોશ દરદમ

એનો હેતુ એ છે કે હમેશાં સાવચેત રહે, અને તલાશમાં રહે કે મારો કોઈ શ્વાસ ગફલતમાં અને ગુનાહમાં પસાર તો નથી થયો ને! જો એવું માલૂમ પડે તો ઈસ્તેગફાર કરે. મુબ્તદી (પ્રાથમિક કક્ષાનો સાલિક) જ્યાં સુધી 'હુઝૂરે દાઈમી' સુધી પહોંચી ન જાય ત્યાં સુધી એનો કોઈ શ્વાસ ગફલતમાં પસાર થવો ન જોઈએ.

### ૨ નઝર બર કદમ

એનો અર્થ છે પોતાની નઝર પગ તરફ રાખવી. નીચી નઝર રાખવી એ સુન્નત છે. સાલિકે પોતાની નઝર પગ તરફ રાખવી જોઈએ જેથી પરાઈ સ્ત્રીઓ પર નઝર ન પડે.

### ૩ સફર દર વતન

એનાથી મુરાદ એ છે કે આદમી સિફાતે બશરિયહ (માનવસહજ નબળાઈઓ અને દુર્ગુણો)ને છોડીને સિફાતે મલકિયહ (ફરિશ્તા સમાન ગુણો) પ્રાપ્ત કરે. જો દિલમાં દુર્ગુણોની ખાસિયત ભરેલી હોય, તો તેમાં ખુદાના નૂરનો પ્રવેશ કેવી રીતે થઈ શકે?

૪ ખિલ્વત દર અંજુમન

એનો મતલબ એ છે કે દરેક હાલતમાં દિલથી ખુદાની સાથે મશગૂલ રહે, ભલે હાલત પાકીની હોય કે નાપાકીની. વળી અહીં સુધી મશગૂલ રહે કે અલ્લાહના તરફ તવજ્જોહ મજબૂત થઈ જાય.

૫ યાદ કર્દ

એનો મતલબ એ છે કે મુરશિદે જે ઝિક્ર આપ્યો હોય તે હમેશાં, નિરંતર એટલા પ્રમાણમાં કરતો રહે કે હક તઆલાની હુઝૂરી પ્રાપ્ત થઈ જાય.

૬ બાઝ ગશ્ત

એનો અર્થ છે રૂજૂઅ કરવું, પાછાં ફરવું એટલે કે થોડાં થોડાં ઝિક્ર પછી ત્રણ કે પાંચ વખત નીચેની દુઆ તરફ રૂજૂઅ કરવું. એ દુઆ હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની છે.

'ઈલાહી મકસૂદે મન તુઈ વ રઝાએ તૂ.
મુહબ્બત વ મારેફતે ખુદ બેદેહ.'

હે અલ્લાહ! મારું લક્ષ્ય તું અને તારી ખુશી જ છે.
તારી મુહબ્બત અને મારેફત મને આપ!

૭ નિગાહ દાશ્ત

એનો મતલબ એ છે કે ઝાકિર ખતરાઓ તથા નફસની વાતોને ભગાડે અને દૂર કરે. દિલમાં જો ગૈરે ખુદાના વિચારો અને વસવસાઓ આવે તો સાલિક તેને આવવા ન દે.

૮ યાદ દાશ્ત

એનો મતલબ એ છે કે તવજ્જોહ કે જે શબ્દો તથા અર્થથી ખાલી છે તે માત્ર વાજીબુલ વુજૂદની હકીકત તરફ મજબૂત થઈ જાય.[૧]

## વફાત પહેલાં ખુશખબરી

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ના આખરી વખતમાં આપની પાસે આપના ફરઝંદો અને મુરીદો મોજૂદ હતા.

• ૧ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી ૧૯૮૩ ની આવૃત્તિ) : પા. ૧૩૬ થી ૧૫૦ (ટૂંકાવીને)

હઝરતે આંખો ખોલી અને ફરમાવ્યું,

'હે અઝીઝો ! ખુશખબરી સાંભળો ! અલ્લાહ તઆલા મારાથી રાઝી છે અને મને બશારતે રઝા આપી છે.'

તમામ હાજર જનો રડીને કહેવા લાગ્યા,

'હઝરત ! અમારા માટે પણ દુઆ ફરમાઓ !'

હઝરતે ફરમાવ્યું,

'તમને પણ બશારત છે. અલ્લાહ તઆલાએ મને ઈલ્હામ ફરમાવ્યો છે કે,

'જે શખ્સ આ તરીકા પર છેવટ સુધી ઈસ્તેકામત રાખશે તેના ઉપર હું રહેમ કરીશ. અને તેને બખ્શી દઈશ.'

'કોશિશ કરો કે આ તરીકાથી અલગ ન થાઓ. કાયમ રહો !'

## ગેબથી અવાજ આવ્યો

થોડા સમય પછી ગેબથી અવાજ આવ્યો :

'યા ઐયતુહન નફ્સુલ મુત્મઈન્નતુરજીઈ
ઈલા રબ્બિકી રાદિયતમ મર્દિય્યહ.'[1]

હે શાંતિ પામનાર આત્મા ! તું પોતાના પરવરદિગાર તરફ પાછો ફર કે તું તેનાથી રાજી (અને) તે તારાથી રાજી (છે.)

□

હાજર જનોએ હઝરત ખ્વાજાની તરફ ધ્યાનથી જોયું તો આપની રૂહ પોતાના પરવરદિગારની તરફ પરવાઝ કરી ગઈ હતી.

ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલૈહિ રાજીઉન.

□

## તારીખે વફાત

આપની વફાત ૧૨, રબીઉલ અવ્વલ, ૫૭૫ હિજરી સનમાં થઈ.

• ૧ 'સુરએ ફજર' : પારો ૩૦, આયત ૨૭/૨૮

ખ્વાજએ આલમ ઝ દુન્યા ચું રવાં,
રા ફતા અઝ ખ્વાજા તારીખશ અયાં.

□

આપનો મઝારે મુબારક ગજદવાનમાં છે.

## વફાત બાદ બુઝુર્ગોએ ખ્વાબમાં જોયા

વફાત બાદ બુઝુર્ગોએ આપને ખ્વાબમાં જોયા કે, અર્શના કંગુરા પર એક આલીશાન નૂરના તખ્ત ઉપર આપ બિરાજમાન છે અને આપની ચારે તરફ જલીલુલ કદ્ર ફરિશ્તાઓનો મજમો છે!

આપને નૂરે ઈલાહીના સેહરા પહેરાવવામાં આવી રહ્યા છે અને હક તબારક વ તઆલાના સલામ પહોંચાડવામાં આવી રહ્યા છે અને એક ફરિશ્તો મોટા અવાજે આ પ્રમાણે એલાન કરી રહ્યો છે કે:

'હે અબ્દુલખાલિક! આ સર્વ બુઝુર્ગી ઈલ્મ અને અલ્લાહની ઈબાદત તથા રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહિ વસલ્લમની તાબેદારીના કારણે છે!'

□

જુઓ! ખુદાના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની પૈરવી અને ઈલ્મનું પરિણામ કેવું સરસ હોય છે!

□

## આપના ખુલ્ફા

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)થી અસંખ્ય આદમીઓએ બાતિની ફૈઝ હાસિલ કર્યો. એમાંથી નીચે લખેલા ચાર શખ્સો આપના કામિલ અને અકમલ ખલીફાઓ હતા.

૧ હઝરત ખ્વાજા મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)
૨ હઝરત ખ્વાજા અહમદ સિદ્દીક (રહ.)
૩ હઝરત ખ્વાજા ઓલિયાએ કબીર (રહ.)
૪ હઝરત ખ્વાજા સુલેમાન (રહ.): આપનો મઝાર કરમીનહમાં છે.[1]

• ૧ 'રશીદુસ્સાલિકીન' : પા. ૭૪

## મઝારે મુબારકમાંથી બાદશાહને મદદ કરી

એક વખતે હઝરત ખ્વાજાએ પોતાની હયાતીમાં કશ્ફની હાલતમાં નીચેની રૂબાઈ લોકોને કહી સંભળાવી :

બર દોસ્ત મુબારકેમ બર દુશ્મન શોમ,
દર જંગ ચું આહનેમ દર સુલ્હ ચું મોમ.
સર ચશ્મએ નૂરમ ગજદવાન મંઝિલે માસ્ત,
શમશીરે દુરૂયા મીઝનમ તા દરે રોમ.

**ભાવાર્થ**

હું મારા દોસ્તના માટે મુબારક છું અને
દુશ્મનના હકમાં ગેરમુબારક છું.
લડાઈના મોકા પર લોખંડ સમાન છું અને
સુલ્હના મોકા પર મીણ સમાન છું.

હું નૂરનું એક ઝરણું છું અને ગજદવાન મારું ઘર છે.
મારી બેધારી તલવાર રૂમ સુધી ચાલે છે!

□

આ રૂબાઈનો મતલબ લોકોને સમજાયો નહિ પરંતુ એટલું સમજી ગયા કે આપની ખ્યાતિની તલવાર એક દિવસે રૂમ સુધી ચાલવાની છે!

□

હઝરત ખ્વાજા (રહ.)ના ઈન્તેકાલના લાંબા સમય પછી એહલે સરકાનનું સરકશ લશ્કર, જેમાં એક લાખ ખુંખાર સવારો હતા, તે જયહૂં નદીને પાર કરીને માવરાઉન્નહરમાં આવી પહોંચ્યું.

તેઓએ ખુદાના બંદાઓની ખૂનરેઝી શરૂ કરી દીધી અને એ નિય્યત કરી લીધી કે જો બુખારા અને ગજદવાન ફતેહ થઈ ગયા તો ઓલિયા અલ્લાહની જેટલી પણ મુબારક કબરો છે તેને સળગાવીને રાખ કરી દેવામાં આવે!

આ બૂરા ઈરાદાથી સૌ પ્રથમ તેઓએ ગજદવાનને ઘેરો ઘાલ્યો, જ્યાં હઝરત ખ્વાજા (રહ.)નો મઝારે પુર અનવાર છે.

તે વખતે સુલતાન ઉઝબુક ત્યાંનો બાદશાહ હતો. હઝરત ખ્વાજાએ તેજ રાતે બાદશાહને ખ્વાબમાં બશારત ફરમાવી કે,

'ખુદાની મદદ તમારી સાથે છે. જેવી રીતે તમે મુસલમાનોની મદદ કરો છો તેવીજ રીતે ખુદા તમારી મદદ ફરમાવે છે. તમે ખુદા પર ભરોસો કરો, બેશક ફતેહ તમારી સાથે છે.'

બાદશાહે જાગતાંજ પોતાના લશ્કર સાથે હઝરત ખ્વાજા (રહ.)ના મઝારે મુબારકનો ચોકી-પહેરો શરૂ કરી દીધો. અને આપના મઝાર પરજ લડાઈ શરૂ થઈ ગઈ.

શાને મહબૂદ કે હઝરત ખ્વાજા (રહ.)ની રૂહાનિયતની બરકતથી એકજ હુમલામાં પચાસ હઝાર કરતાં પણ વધારે એ સરકશ ઝાલિમ સૈનિકો તલવારના ઘાટ ઉતરી ગયા. એ સરકશ ઝાલિમોના કબ્જામાં જયહુ' નદીના કિનારાથી લઈ રૂમ સુધીનો વિશાળ પ્રદેશ હતો. હવે હઝરત ખ્વાજાની બેધારી તલવારના પ્રતાપે સુલતાન ઉઝબુકના કબ્જામાં રૂમની સરહદ સુધીનો પ્રદેશ આવી ગયો અને પેલા સરકશ ઝાલિમોનું નામનિશાન પણ બાકી ન રહ્યું !

આ તુફૈલ હઝરત ખ્વાજા (રહ.)ની રૂહાનિયતનો હતો ![1]

□

## વફાત બાદ સદીઓ સુધી ફૈઝાન ચાલુ

આ સિલસિલાના ઈમામ, જેમના મુબારક નામ પરથી આ સિલસિલાનું નામ 'નકશબંદી સિલસિલો' પડયું છે, તે હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.), હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ની વફાત બાદ આશરે દોઢસો વરસ પછી હિ. સ. ૭૧૮માં જનમ્યા હતા.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના પીરે ઝાહિર હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ (રહ.) હતા.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની શૈખ અહમદ

• ૧ 'અનવારુલ આરિફીન' : પા. ૮૨/૮૩

સરહિંદી (રહ.) પોતાના એક મુબારક પત્રમાં લખે છે કે :

'કોઈને ઉવૈસી કહેવામાં આવે તો પીરે ઝાહિરથી ઈનકાર નથી કારણ કે ઉવૈસી તે શખ્સ છે જેની તરબિયતમાં રૂહાનિઓનો દખલ છે.

'હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ પીરે ઝાહિર છતાં ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ની રૂહે મુબારકથી મદદ મેળવી હતી.'૧

□

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના વિસ્તૃત હાલાત 'અનીસુત્તાલિબીન' નામની કિતાબમાં લખેલાં છે. વફાતનાં દોઢસો વરસ વીત્યા પછી પણ હઝરત અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ની રૂહાનિયતનો પ્રભાવ અને ફૈઝાન કેટલો ભારે હતો તેનો સ્વાનુભવનો એક દિલચસ્પ બનાવ ખુદ હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના જ શબ્દોમાં 'અનીસુત્તાલિબીન' માં નીચે પ્રમાણે વર્ણવેલો છે :

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે :

'હું જઝબાતના ગલબા અને અહવાલની ઈબ્તિદામાં કેટલીયે રાતો બુખારાની આસપાસ ભટકતો રહ્યો. દરેક મઝાર પર હું જતો.

'એક રાતે હું ત્રણ બરકતવંતા મઝારો પર ગયો. ત્યાં દીવા સળગતાં જોયાં. દીવામાં તેલ, દિવેટ બધું હતું પરંતુ દિવેટને થોડી બહાર કાઢવાની કસર હતી. જેથી દિવેટ તેલમાંથી બહાર નીકળીને સારી રોશની આપે. અને હોલવાય ન જાય !

'રાતના પ્રથમ હિસ્સામાં હું ખ્વાજા મુહમ્મદ વાસિઅ (રહ.)ના મઝાર પર ગયો. મને ઈશારો થયો કે ખ્વાજા મહમૂદ અલ્લખૈર ફગનવી (રહ.)ના મઝાર પર જાઓ.

'જ્યારે હું ત્યાં પહોંચ્યો તો બે આદમી આવ્યા અને તેઓએ બે તલવારો મારી કમ્મરે બાંધીને મને ઘોડા પર સવાર કર્યો અને ઘોડાની લગામ મઝદાખનના મઝાર તરફ ફેરવી દીધી.

● ૧ 'દુર્રે લાસાની' : ભાગ-૩, પત્ર-૧૨૧, પા. ૩૮૦

'જ્યારે હું ત્યાં પહોંચ્યો તો ત્યાં પણ ચિરાગ અને ચિરાગદાનની તે જ કૈફિયત જોઈ! હું કિબ્લા તરફ મુખ કરીને બેસી ગયો. એ હાલતમાં હું શું જોઉં છું કે—

'કિબ્લા તરફની દીવાલ ફાટી ગઈ અને એક મોટો તખ્ત દેખાયો. એ તખ્ત ઉપર એક બુઝુર્ગ બેઠા છે, જેમની આગળ એક લીલા રંગનો પરદો છે. અને એમની આસપાસ કેટલાક લોકો હાજર છે.

'તે લોકોમાં મેં હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમાસી (રહ.)ને જોયા. (હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમાસીનો ઈન્તેકાલ થઈ ગયો હતો એટલે) મેં ખ્યાલ કર્યો કે વફાત પામેલા લોકોની આ જમાઅત છે.

'એટલામાં એક શખ્સે કહ્યું કે: (તખ્ત પર બેઠેલા બુઝુર્ગ) ખ્વાજા અબ્દુલ ખાલિક છે. અને આ જમાઅત એમના ખલીફાઓની છે. તે પછી હરેકની તરફ ઈશારો કરીને તેમના નામો મને બતાવવા માંડયા :

'ખ્વાજા અહમદ સિદ્દિક,
ખ્વાજા ઓલિયા કુલાલ,
ખ્વાજા આરિફ રેવગરી,
ખ્વાજા મહમૂદ અલખૈર ફગનવી,
ખ્વાજા અલી રામેતની.
તે પછી જ્યારે

ખ્વાજા મુહમ્મદ બાબા સમાસી (રહ.)નો ક્રમ આવ્યો ત્યારે મારી તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે,

'એમને તો તમે જિન્દગીમાં જોયા છે. એમણે તમને કુલાહ (ટોપી) આપી હતી. શું તમે એમને ઓળખો છો?'

મેં કહ્યું,

'બેશક, હું એમને ઓળખું છું. પરંતુ ઘણી મુદ્દત વીતી ગઈ, મને એ કુલાહ વિશે ખબર નથી (કે તે કયાં છે!)'

તેમણે ફરમાવ્યું,

'કુલાહ તારા ઘરમાં છે. અને તને એ કરામત આપવામાં આવી છે કે જે મુસીબત નાઝિલ થાય તે એની બરકતથી દૂર થઈ જાય.'

તે પછી તે સૌએ મને કહ્યું કે,

'ધ્યાનથી સાંભળ! હઝરત ખ્વાજા બુઝુર્ગ જહાં (હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની) કુદ્દેસ સિર્રુહૂ તને કંઈક ઈરશાદ ફરમાવનાર છે. એ રાહે હકના સુલુકમાં તને ઘણું કામ આવશે.'

મેં એ બુઝુર્ગોથી દરખ્વાસ્ત કરી કે હું ખ્વાજા સાહબને સલામ કરવા ચાહું છું.

તેમણે પરદો ઊઠાવી લીધો.

મેં (હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની રહ.)ને સલામ કરી. હઝરત ખ્વાજા (રહ.)એ (સલામનો જવાબ આપ્યા બાદ) સુલૂકની શરૂઆત, મધ્ય અને અંત વિશે વાતો બતાવી. એમાં એક વાત એ હતી કે:

'તને આ હાલતમાં જે ચિરાગ (દીવા) દેખાડવામાં આવ્યા છે એ તને ખુશખબરી આપવામાં આવી છે અને તને ઈશારો કરવામાં આવ્યો છે કે તારામાં આ રાહની કાબેલિયત અને લિયાકત છે પરંતુ લિયાકતની વાટને ઊંચી કરવી જોઈએ કે જેથી રોશન થઈ જાય, અને અસરાર (ભેદ) જાહેર થાય. કાબેલિયત પ્રમાણે અમલ કરવું જોઈએ જેથી મકસૂદ હાસિલ થાય.'

બીજી વાત ભારપૂર્વક એ ફરમાવી કે:

'હર હાલતમાં શરીઅતની રાહ ઉપર કદમ મજબૂત રાખવા જોઈએ. અમ્ર અને નહી પર મજબૂત રહેવું જોઈએ.

અઝીમત અને સુન્નત પર અમલ કરવું જોઈએ.

રુખ્સત અને બિદઅતથી દૂર રહેવું જોઈએ.

હમેશાં મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની હદીસોને પોતાનો પેશવા બનાવવો જોઈએ.

આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને આપના સહાબાએ કિરામ (રદિ.)ની વાતો અને નિશાનીઓની જુસ્તજૂ અને તલાશ કરવી જોઈએ.'[1]

□

### તો હઝરત હુસૈન (રહ.)ને ફાંસીએ ચઢવું ન પડતે

'અનીસુત્તાલિબીન' કિતાબના કર્તા લખે છે કે:

ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.)એ ફરમાવ્યું,

'મંઝિલો અને મકામાત પાર કરવામાં બે વખત હુસૈન ઈબ્ને મનસૂરની સિફત મારા વુજૂદમાં જાહેર થઈ. નજીક જ હતું કે જે વાત તેમના મુખથી નીકળી હતી તે વાત ['અનલહક' : 'હું ખુદા છું'!] મારા મુખથી નીકળે.

'બુખારામાં એક શળી (ફાંસીનો માંચડો) હતી. બંને વખતે હું શળી પાસે ગયો અને (મારી જાતને) કહ્યું કે,

'તારી જગા આ શળીનું શિખર છે.'

ઈનાયતે ઈલાહીના કારણે હું તે મકામ પાર કરી ગયો.'

વળી હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે,

'જો હુસૈન ઈબ્ને મનસૂરના જમાનામાં ખ્વાજા અબ્દુલખાલિક (ગજદવાની) કુદ્દેસ સિર્રુહૂના ફરઝંદો (ખલીફાઓ)માંથી કોઈ એક પણ હોત તો હુસૈન ઈબ્ને મનસૂર કદી શળી પર ન ચઢતે!'[2]

□

### વસીઅતો અને નસીહતો

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)એ એક દિવસે પોતાના (રૂહાની) ફરઝંદ (ખલીફા) ખ્વાજા ઓલિયા કબીર (રહ.)ના મુબારક હાથને પોતાના મુબારક હાથમાં પકડીને કેટલીક વસીઅતો કરી જેના પર અમલ કરવાથી ઈન્સાન આરિફે કામિલ થઈ જાય છે.

• ૧ 'અનીસુત્તાલિબીન' : પા. ૧૮/૧૯
૨ 'અનીસુત્તાલિબીન' : પા. ૩૫

એ વસીઅતો નીચે પ્રમાણે છે:

હે ફરઝંદ!

તો પ્રથમ તમે તકવાનો લિબાસ પહેરી લો.

વઝાઈફ અને બંદગી પર હમેશાં કાયમ રહો.

પોતાનાં ભલાં-બૂરાં કામોને તપાસતા રહો.

ભલાઈ પર કાયમ રહો, અને બુરાઈથી ડરતા રહો કે રેહમતના પાણીથી તમારૂં દિલ તૃપ્ત થાય.

□

ખુદા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હકો દિલથી અદા કરો કે ખુદા તમારાથી ખુશ થાય.

□

હક તઆલાના એહકામોને નિગાહમાં રાખો કે તે તમારો મુહાફિઝ (રક્ષક) થાય.

□

કુરઆને મજીદની તિલાવત કરતા રહો.

ચાહોને કે જબાની, અવાજથી કે નાઝિરાથી.

□

ઇલ્મે ફિકહ, ઇલ્મે હદીસ અને ઇલ્મે તફસીરને ખૂબ દિલ લગાવીને શીખો. જે સૂફી આ ઇલ્મ (વિદ્યા)થી વાકિફ ન હોય તેનાથી બચો.

□

અઇમ્મએ સલફના મઝહબ અને સુન્નત વલ જમાઅત પર કાયમ રહીને હમેશાં મુસલમાનોની ભલાઈમાં રહો.

□

દીનમાં ગુમરાહીની જે નવી નવી વાતો પેદા થઈ હોય એવી બીદઅતોથી દૂર રહો.

□

નવયુવાન છોકરાએ, ઔરતો, માલદારો અને બિદઅતીઓની સુહબત જે દીનને બરબાદ કરનારી છે તેનાથી દૂર રહો.

□

ખિલવત (એકાંતવાસ) પસંદી, ફકીરોની સુહબત અને હલાલ રોઝી અપનાવો.

□

હલાલ રોઝી ખાઓ અને હલાલની કમાઈનાં કપડાં પહેરો કે જેથી ઈબાદતમાં હલાવત (મીઠાશ) મેળવો.

□

રાત અને દિવસ પોતાના મૌલાને પુષ્કળ યાદ કરો.

□

ઉઝ્ર (શરઈ કારણ) વગર જમાઅત ન છોડો.

□

કબાલાઓ (ખરીદ-વેચાણના લખાણો)માં પોતાનું નામ ન લખાવો, કોર્ટ-કચેરીઓમાં ન ફરો અને લોકોની વસીઅતોમાં દખલ ન આપો.

□

જેવી રીતે વાઘ-સિંહથી ભાગો છો, તેવી જ રીતે મખ્લૂકથી ભાગો અને ગુમનામી અપનાવો કે તમારો મઝહબ બરબાદ ન થાય.

□

ફક્ર અપનાવો કે તમારો નફસ ઝલીલ થાય.

□

તમામ મખ્લૂક પર રહેમ ખાઓ અને સારા અખ્લાકથી વર્તન કરો.

□

મોટા અવાજે ન હસો. હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો ઈર્શાદ છે કે:

'જો કંઈ હું જાણું છું તે જો તમે પણ જાણી લો તો થોડું હસો અને વધારે રડો.'

એટલા માટે હસવાથી બચો.

□

હે ફરઝંદ!

તમે ખુદાએ પાકના અઝાબોથી બેબાક ન રહો,

એ વસીઅતો નીચે પ્રમાણે છે:

હે ફરઝંદ!

સૌ પ્રથમ તમે તકવાનો લિબાસ પહેરી લો.
વફાઈફ અને બંદગી પર હમેશાં કાયમ રહો.
પોતાનાં ભલાં-બૂરાં કામોને તપાસતા રહો.

ભલાઈ પર કાયમ રહો, અને બુરાઈથી ડરતા રહો કે રેહમતના પાણીથી તમારું દિલ તૃપ્ત થાય.

□

ખુદા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હકો દિલથી અદા કરો કે ખુદા તમારાથી ખુશ થાય.

□

હક તઆલાના એહકામને નિગાહમાં રાખો કે તે તમારો મુહાફિઝ (રક્ષક) થાય.

□

કુરઆને મજીદની તિલાવત કરતા રહો,
જોઈને કે જબાની, અવાજથી કે આહિસ્તાથી.

□

ઈલ્મે ફિકહ, ઈલ્મે હદીસ અને ઈલ્મે તફસીરને ખૂબ દિલ લગાવીને શીખો. જે સૂફી આ ઉલૂમ (વિદ્યા)થી વાકિફ ન હોય તેનાથી બચો.

□

અઈમ્મએ સલફના મઝહબ અને સુન્નત વલ જમાઅત પર કાયમ રહીને હમેશાં મુસલમાનોની ભલાઈમાં રહો.

□

દીનમાં ગુમરાહીની જે નવી નવી વાતો પેદા થઈ હોય એવી બીદઅતોથી દૂર રહો.

□

નવયુવાન છોકરાઓ, ઓરતો, માલદારો અને બિદઅતીઓની સુહબત જે દીનને બરબાદ કરનારી છે તેનાથી દૂર રહો.

□

ખિલવત (એકાંતવાસ) પસંદી, ફકીરોની સુહબત અને હલાલ રોઝી અપનાવો.

□

હલાલ રોઝી ખાઓ અને હલાલની કમાઈનાં કપડાં પહેરો કે જેથી ઈબાદતમાં હલાવત (મીઠાશ) મેળવો.

□

રાત અને દિવસ પોતાના મૌલાને પુષ્કળ યાદ કરો.

□

ઉઝર (શરઈ કારણ) વગર જમાઅત ન છોડો

□

કબાલાઓ (ખરીદ-વેચાણના લખાણો)માં પોતાનું નામ ન લખાવો, કોર્ટ-કચેરીઓમાં ન ફરો અને લોકોની વસીઅતોમાં દખલ ન આપો.

□

જેવી રીતે વાઘ-સિંહથી ભાગો છો, તેવી જ રીતે મખ્લૂકથી ભાગો અને ગુમનામી અપનાવો કે તમારો મઝહબ બરબાદ ન થાય.

□

સફર અપનાવો કે તમારો નફસ ઝલીલ થાય.

□

તમામ મખ્લૂક પર રહેમ ખાઓ અને સારા અખ્લાકથી વર્તન કરો.

□

મોટા અવાજે ન હસો. હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો ઈરશાદ છે કે:

'જે કંઈ હું જાણું છું તે જો તમે પણ જાણી લો તો થોડું હસશો અને વધારે રડશો.'

એટલા માટે હસવાથી બચો.

□

હે ફરઝંદ!

તમે ખુદાએ પાકના અઝાબોથી બેખોફ ન રહો,

તે ઝાતે પાકની રેહમતથી નાઉમ્મીદ પણ ન થાઓ.
ખૌફ અને રિજાની હાલતમાં જીવન ગુજારો.

□

નફસ સરકશી કરે તો મુજાહિદા કરો.
મોતને પુષ્કળ યાદ કરો.
દર્દે દિલની સાથે જીવન વીતાવો.
હમેશાં રોઝહદાર રહો.

□

તાલિબે રિયાસત ન બનો.
ફકમાં પાકીઝા અને પરહેઝગાર રહો.
સાદગી, દયાનતદારી, તકવા અને ઈલ્મ પર મક્કમ રહો.

□

તન, મન અને ધનથી ફકીરોની ખિદમત કરો.
તેમના દિલ રાઝી રાખો.
તેમની પૈરવી કરો.
તેઓમાંથી કોઈનો ઈનકાર ન કરો.
હા, તેઓમાંથી કોઈ શરીઅતના પાબંદ ન હોય તો તેનાથી અલગ રહો.

□

લોકો પાસે કોઈ ચીઝ ન માંગો.
પોતાના માટે કોઈ ચીઝ જમા ન કરો.
અલ્લાહ તઆલાના વાયદા પર ભરોસો કરો.
તવક્કુલ પર સાબિત રહો.
બુખ્લ (કંજુસાઈ) અને હસદ (ઈર્ષ્યા) ન કરો.

□

પોતાના ઝાહિરને ન શણગારો.
હક વાત કહો અને કોઈથી ન ડરો.
પોતાના નફસની હિફાઝત કરો.
પોતાના નફસની ઈઝઝત ન કરો.

□

જે ચીઝો વગર કામ ચાલી શકે તેની તલબ ન કરો.
ખુદાની મખ્લુકને હમેશાં નસીહત કરો.
ખાવા-પીવામાં કમી કરો.
જરૂરત વગર વાતો ન કરો.
જ્યાં સુધી ઉંઘ ગલ્બો ન કરે, આરામ ન કરો.
જલ્દી ઊઠો.

□

હમેશાં ફૈઝના ઈન્તેઝારમાં આતૂર રહો.
તમારા બદનને નમાઝમાં મસરૂફ રાખો.
તમારા અમલમાં ખુલૂસ રાખો.

□

તમારી દુઆ મુજાહિદહ હોય.
તમારા કપડાં પુરાના હોય.
તમારા દોસ્ત દુરવેશ હોય.
તમારું ઘર મસ્જીદ હોય.
તમારી હાલત ફીકહની કિતાબો પ્રમાણે હોય.
તમારો શણગાર ઝુહદ હોય.
તમારો સાથી અલ્લાહ હોય.

□

હે ફરઝંદ!
જ્યાં સુધી આ પાંચ વાતો જોઈ ન લો
ત્યાં સુધી કોઈના સાથે દોસ્તી ન કરશો.

૧ તે ફકીરીને તવંગરી ઉપર સરસાઈ આપતો હોય.
૨ ઈલ્મે દીનને દુનિયાની ચીઝો કરતાં બેહતર સમજતો હોય.
૩ રાહે ખુદાની ઝિલ્લતને દુનિયાની ઈજ્જત કરતાં સારી સમજતો હોય.
૪ ઈલ્મે ઝાહિરી અને ઈલ્મે બાતિનીથી સુશોભિત હોય.
૫ મોતથી ડરતો ન હોય, મરવા માટે તૈયાર હોય.

□

હે ફરઝંદ !

દુનિયામાં જિંદગી મુસાફિરોની જેમ ગુઝારો.

આખિરતનો તોશો (ભાથું) તૈયાર કરો.

મોતના માટે તૈયાર રહો.

દુનિયાના ધોકાથી ગાફેલ ન રહો.



આ નસીહતોં પર અમલ કરો અને

બંને જહાનમાં કામિયાબ થાઓ.



# હઝરત
# મુહમ્મદ આરિફ રેવગરી

## રહમતુલ્લાહિ અલૈહ





નૂરસે મા'મૂર કર દે
ઇસ દિલે રંજૂર કો,
હઝરતે આરિફ મુહમ્મદ
હક નુમા કે વાસ્તે.



## જન્મ સ્થળ

આપનો જન્મ રેવગરમાં થયો. રેવગર, બુખારા શહેરથી આશરે ૩૦(ત્રીસ) કિલોમિટર દૂર અને ગજદવાનથી આશરે બે કિલોમિટર દૂર આવેલો એક કસ્બો છે.

## બાતિની ફૈઝ

આપે બાતિની ફૈઝ હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)થી હાસિલ કર્યો. હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ની વફાત સુધી આપની મુબારક ખિદમતમાં હાજર રહ્યા અને બાતિની ફૈઝ હાસિલ કરતા રહ્યા તેમ જ આપની ખિલાફતનો શર્ફ હાસિલ કર્યો.

## મસ્નદે ઈરશાદ પર

આપ હઝરત અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ના મહાન ખલીફાઓમાંથી એક છે. હઝરત ખ્વાજા (રહ.)ના ઈન્તેકાલ બાદ આપ ઈરશાદની મસ્નદ ઉપર જલ્વા અફરોઝ થયા. આપથી અસંખ્ય લોકોએ ફૈઝે બાતિની હાસિલ કરીને પોતાના દિલોને મુનવ્વર બનાવ્યા.

## હઝરત ખ્વાજા અહમદ સિદ્દિક (રહ.)ની વસીયત

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ના બીજા મહાન ખલીફા હઝરત ખ્વાજો અહમદ સિદ્દિક (રહ.)એ પોતાની વફાત પહેલાં પોતાના મુરીદોને વસીયત ફરમાવી કે,

'હઝરત ખ્વાજા મુહમ્મદ આરિફ રેવગરીની સુહબત અને તાબેદારીને અપનાવો અને તેમની તરબિયતથી બાતિની ફૈઝ હાસિલ કરો.'

## આપની આલીશાન

ઈલ્મ અને હિલ્મ,<br>
ઝુહદ અને તકવા,<br>
રિયાઝત અને ઇબાદત તેમ જ<br>
સુન્નતની પૈરવીમાં આપ શાને આલી ધરાવતા હતા.

## હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની નિસ્બત

હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ કુદ્દેસ સિર્રુહૂની નિસ્બત અને ઈરાદતનો સિલસિલો હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ના ખલીફાઓ પૈકી હઝરત મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)થી જ મળે છે.

## આપનો રિસાલો

તસવ્વુફ વિષે 'આરિફ નામા' નામનો આપનો એક રિસાલો (પુસ્તક) મૂસા ઝઈ શરીફ (ડેરા ઈસ્માઈલખાં) પાકિસ્તાનના કુતુબખાના (ગ્રંથાલય)માં મોજૂદ છે.[1]

## વફાત અને મઝારે મુબારક

આપની વફાત ૧, શવ્વાલ, ૬૧૬ હિજરી સનમાં રેવગરમાં મોટી ઉંમરે થઈ.

આપનો મઝારે મુબારક રેવગરમાં જ છે.



## આપના ખુલફા

હઝરત ખ્વાજા આરિફ રેવગરી (રહ.)ના ખલીફાઓ નીચે પ્રમાણે હતા :

૧ ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.) : અલખૈર ફગનામાં
૨ ખ્વાજા મેહમૂદ શૈખ રામેતની (રહ.) : ખ્વારઝુમમાં
૩ અમીર હુસૈન વાબકુની (રહ.) : વાબકુનામાં
૪ અમીર હસન ખ્વાજા અલી ઈદવાની (રહ.) : ઈદવાનમાં[2]



૧ 'હમદતુસ્સુલૂક' : પા. ૩૨૦
૨ 'રફીકુસ્સાલિકીન' : પા. ૭૬

# હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી

## રહમતુલ્લાહિ અલૈહ

□

ખૈર ભર દે મેરે દિલમેં
　　　　દૂર કર દે જુમ્લા શર.
હઝરતે　　મેહમૂદ
　　　　મેહબૂબે ખુદાકે વાસ્તે.

□

## નામ અને જન્મ સ્થળ

આપનું મુબારક નામ મેહમૂદ છે.

આપનો મુબારક જન્મ અલખૈર ફગનામાં થયો.

અલખૈર ફગના બુખારાથી આશરે ૧૫ (પંદર) કિલોમિટર દૂર આવેલા એક ગામનું નામ છે.

## આપનો વ્યવસાય

'ઉમ્દતુસ્સુલૂક' કિતાબના લેખકના જણાવ્યા પ્રમાણે આપનો વ્યવસાય ગુલકારીનો (માળીનો) હતો.[1]

હઝરત સૈયદ શાહ ગુલામઅલી શાહ સાહબ દહેલ્વી (રહ.)ના ખલીફા હઝરત શાહ રઉફ અહમદ સાહબ નકશબંદી, મુજદ્દિદી (રહ.) પોતાની વિખ્યાત કિતાબ 'જવાહરે ઉલ્વ્યહ'માં લખે છે કે હઝરત મેહમૂદ અલખૈર ફગનવી (રહ.) માટી કામ કરીને રોઝી કમાતા હતા.[2]

શક્ય છે કે જુદા જુદા સમયે આપે જુદા જુદા વ્યવસાય અપનાવેલા હોય.

## ફૈઝે બાતિની

આપે ફૈઝે બાતિની હઝરત અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ના ખલીફા હઝરત મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)થી હાસિલ કર્યો.

પોતાના પીરના ઈન્તેકાલ સુધી ખિદમતમાં હાજર રહ્યા અને ઉચ્ચ મકામો હાસિલ કર્યા.

જ્યારે હઝરત ખ્વાજા મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)નો આખરી વખત આવ્યો ત્યારે આપે તેમને પોતાના ખલીફા બનાવ્યા અને દઅવતે ખલ્કની ઈજાઝત આપી.

• ૧ 'ઉમ્દતુસ્સુલૂક' : પા. ૩૨૦
૨ 'જવાહરે ઉલ્વ્યહ' : પા. ૫૪

## ઝિક્રે જહરની તાલીમ શરૂ કરી

આપ બુખારા નજીક વાહકંદ (વાકની) શહેરમાં રહીને તરબીયત અને હિદાયતે ખલ્ક ફરમાવ્યા કરતા હતા.

આ સિલસિલામાં હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ના જમાનાથી ઝિક્રે ખફી (ઝિક્રે કલ્બી)ની તાલીમ શરૂ થઈ હતી પરંતુ હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)એ કોઈ મસ્લેહતના કારણે ઝિક્રે જહરી (ઝબાની ઝિક્ર)ની તાલીમ આપવા માંડી.

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ના મહાન ખલીફાઓ પૈકીના એક હઝરત ખ્વાજા કબીર કુદ્દેસ સિર્રુહૂ હયાત હતા. તેમણે હઝરત ખ્વાજા મેહમૂદ (રહ.)ને પૂછ્યું,

'આપે પીરાને કેબારના ખિલાફ ઝિક્રે જહરી શા માટે અખત્યાર કર્યો?!'

આપે જવાબ આપ્યો,

'મને મારા પીર હઝરત મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)એ પોતાના અંતિમ કાળમાં ફરમાવ્યું હતું કે 'ઝિક્રે જહર' કરો!'

એટલે મારા પીરના હુકમ અનુસાર મેં ઝિક્રે જહરની તાલીમ શરૂ કરી છે.

□

ઝિક્રે જહર (ઝિક્રે જબાની)નો તરીકો આપના ખલીફા હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.) અને તેમના ખલીફા હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમાસી (રહ.)ના સમય સુધી ચાલુ રહ્યો.

□

## ઝિક્રે ખફીનો તરીકો પાછો ચાલુ ક્યારે થયો?

હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)ના ખલીફા હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.) છે.
તેમના ખલીફા

હઝરત મુહમ્મદ બાબા સમાસી (રહ.) છે. તેમના ખલીફા હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) થયા છે અને તેમના ખલીફા ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.) થયા છે.

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) પણ પોતાના પીરના તરીકા પ્રમાણે ઝિક્રે જહરી તાલીમ ફરમાવતા હતા.

ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.) એક દિવસે બુખારાના મહાન આલિમોને પોતાના પીરની ખિદમતમાં લઈ ગયા. એ આલિમોની વાત માન્ય રાખીને હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ ઝિક્રે જહરીની તાલીમ બંધ કરી અને ફરી પાછી ઝિક્રે ખફી (ઝિક્રે કલબી)ની તાલીમ શરૂ કરી જે નકશબંદી સિલસિલામાં આજ સુધી ચાલુ છે.[1]

□

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના પીરે ઝાહિર હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) હતા પરંતુ આપે હઝરત અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ની રૂહે મુબારકથી પણ ફેઝ હાસિલ કર્યો હતો. અને હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.) ઝિક્રે ખફી તાલીમ ફરમાવતા હતા.

એટલે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ને તાલીમના તરીકામાં ફેરફાર કરવાનો આગ્રહ કરવાના અનેક કારણોમાંથી એક કારણ ઉપર જણાવ્યું છે તે પણ હોઈ શકે.

□

## હઝરત ખ્વાજા મેહમૂદ (રહ.)નો ઉચ્ચ મરતબો

હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)નો જમાનો અને શમ્સુલ અઈમ્મા હલવાઈનો જમાનો એક છે.[2]

□

● ૧ 'મકતૂબાતે ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની' (રહ.) : દફતર-૧, મકતૂબ-૨૬૬

૨ 'કરામાતે મૂસવીય્યહ' : પા. ૭૫

હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)ના મહાન ખલીફા હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.)એ પોતાના મુરીદોને ફરમાવ્યું :

એક વખતે એક દુરવેશની હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.)થી મુલાકાત થઈ.

દુરવેશે પૂછ્યું,

'વર્તમાનકાળમાં જે મશાઈખ છે તેમાં એવા કોણ છે કે જેમની પૈરવી કરવામાં આવે?'

હઝરત ખિઝર (અલૈ.)એ ફરમાવ્યું,

'ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી.

□

હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.)ના મુરીદોથી રિવાયત છે કે હઝરત ખિઝર (અલૈ.)ને પ્રશ્ન પૂછનાર દુરવેશ હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.) પોતે જ હતા. હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.) હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)થી બૈઅત થવા તે પહેલાં હઝરત ખિઝર (અલૈ)થી આપની મુલાકાત થઈ હતી પરંતુ એ વાત છુપાવવા માટે 'એક દુરવેશ' તરીકે ઉલ્લેખ કર્યો હતો.

□

સુબ્હાનલ્લાહ! હઝરત ખિઝર (અલૈ.) જેમને તે જમાનાના તમામ મશાઈખમાં ઉચ્ચ કક્ષાના ગણતા હોય તેમની ઉચ્ચતાની શાન કોઈ શું સમજી શકે!

□

### વફાત અને મઝારે મુબારક

આપની વફાત ૧૭, રબીઉલ અવ્વલ, ૭૧૧ હિજરી સનમાં વાકનીમાં થઈ.

આપનો મઝારે મુબારક વાકનીમાં છે.

વાકની, બુખારા પાસે આવેલું એક શહેર છે.

□

## આપના ખુલ્ફા

આપના પછી આપના બે ખલીફાઓ :

ખ્વાજા અમીર ખુરદ (રહ.) અને

ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.)એ

આપના સિલસિલાની ઈશાઅત ફરમાવી.

□

## વફાત બાદનો એક અદ્ભુત બનાવ

એક વેળા હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.) મુરીદો સાથે બેઠા હતા. સૌ ઝિક્રમાં મશગૂલ હતા.

અચાનક એક સફેદ પક્ષી ઊડતું ઊડતું ઉપરથી પસાર થયું.

તે શુદ્ધ ભાષામાં બોલ્યું કે,

'હે અઝીઝાન અલી! મર્દાના થાઓ અને પોતાના કામમાં મશગૂલ રહો!'

એ પક્ષીને નિહાળીને અને એ શબ્દો સાંભળીને તમામ મજ-લિસવાળા અસરારના પ્રચંડ ફેઝાનના ઝુહૂરના કારણે બેહોશ થઈ ગયાં!

જ્યારે હોશમાં આવ્યા તો હઝરત ખ્વાજા અઝીઝાન અલી (રહ.)થી પૂછ્યું :

'હઝરત! આ શું બાબત હતી!!'

હઝરત ખ્વાજા અઝીઝાન અલી (રહ.)એ ફરમાવ્યું :

'એ પક્ષી હઝરત ખ્વાજા મેહમૂદ અલફગનવી (રહ.)ની મુબારક રૂહ હતી.

'અલ્લાહ તઆલાએ તેમને કુવ્વત આપી છે કે જે મખ્લૂકના કાલિબ (શરીર)માં ચાહે મુન્તકિલ (સ્થળાંતરિત) થઈ જાય!

'અત્યારે ખ્વાજા દહકાન કલ્બી, જેઓ ખ્વાજા ઓલિયાએ કબીરના અગ્રણી ખલીફાઓમાંથી છે, તેમનો આખરી વખત હતો.

તેમણે દુઆ માંગી હતી કે :

'હે અલ્લાહ! મારા આખરી વખતમાં મારી મદદ માટે તારા કોઈ દોસ્તને મોકલજો કે તેની બરકતથી ઈમાન સલામત લઈ જાઉં.'

'એમની દુઆના કારણે હુકમે ઈલાહી પ્રમાણે હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)ની મુબારક રૂહ હઝરત ખ્વાજા દહકાનના આખરી વખતે તેમની પાસે પહોંચી હતી અને તેમનો ખાતમો બિલ ખૈર થયો.

'હવે એ રૂહ પાછી ફરતી વેળા અહીંથી તશરીફ લઈ ગઈ કારણ કે આપની મારા પર અપાર મુહબ્બત અને ઈનાયત છે.'

□

અલ્લાહો અકબર!

પોતાના એક દોસ્તની દુઆ કબૂલ કરીને તેને આખરી વખતમાં મદદ કરવા માટે દુનિયામાં જવા માટે જેમની રૂહને અલ્લાહ તઆલા હુકમ ફરમાવે તેમના બુલંદ મર્તબાનો અંદાજો કોઈ શું લગાવી શકે!

□

# હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની

## રહમતુલ્લાહિ અલૈહ

□

ઇસ દિલે મુર્દાકો ઝિન્દા
કરકે બસ કર લે અઝીઝ,
હઝરતે ખ્વાજા અઝીઝાં
રેહનુમા કે વાસ્તે.

□

આપનું નામ અલી અને લકબ અઝીઝાં હતો. રામેતનમાં જન્મેલા હોવાથી રામેતની કહેવાયા.

રામેતન, બુખારા નજીક બે-ત્રણ કિલોમિટરના અંતરે આવેલા એક કસ્બાનું નામ છે.

## ફેઝે બાતિની

આપ સાચા તાલિબ હતા અને કોઈ મહાન પીરની શોધમાં હતા. એક દિવસે આપની મુલાકાત હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.) સાથે થઈ.

આપે પૂછયું,

વર્તમાન કાળના મશાઈખોમાંથી એવા કોણ છે કે જેમની પૈરવી કરી શકાય?'

હઝરત ખિઝર (અલૈ.)એ ફરમાવ્યું,

'ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી.'



એટલે હઝરત ખ્વાજા ખિઝર (અલૈ)ના ફરમાવ્યા પ્રમાણે હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને બૈઅત થઈને ફૈઝે બાતિની હાસિલ કરવામાં મશગૂલ થઈ ગયા.

આપ પોતાના પીરની વફાત સુધી તેમની ખિદમતમાં રહ્યા અને પીરના બતાવ્યા પ્રમાણે ઝિક્ર-અઝકાર તેમ જ મુજાહિદાઓ કરીને ઉચ્ચ મકામો હાસિલ કર્યા.

## ખિલાફત

જ્યારે હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)નો વફાતનો સમય નજીક આવ્યો ત્યારે આપે ખ્વાજા અઝીઝાન અલી (રહ.)ને પોતાની ખિલાફતથી નવાઝયા અને પોતાના તમામ મુરીદોને પણ એમને જ સુપર્દ કર્યા.

## વફાત બાદ પણ પીરની તવજ્જુહ

હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)ને હઝરત ખ્વાજા અઝીઝાં અલી રામેતની (રહ.)થી ખૂબ મુહબ્બત હતી. વફાત બાદ પણ રૂહાની તૌર પર આપ એમના પર ખુસૂસી તવજ્જુહ અને ઈનાયત ફરમાવતા હતા.

□

આગળ આપના હાલાતમાં આવી ગયું છે કે એક વેળા હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.) મુરીદો સાથે બેસીને ઝિક્રમાં મશગૂલ હતા ત્યારે એક સફેદ પક્ષી ઊડતું ઊડતું ઉપરથી પસાર થયું અને શુદ્ધ ભાષામાં બોલ્યું કે,

'હે અઝીઝાન અલી! મર્દાના થાઓ અને પોતાના કામમાં મશગૂલ રહો!'

એ પક્ષીને નિહાળીને અને એ શબ્દો સાંભળીને તમામ મજલિસવાળા અસરારના ફૈઝાનના પ્રચંડ ઝૂહુરના કારણે બેહોશ થઈ ગયા! જ્યારે હોશમાં આવ્યા ત્યારે મુરીદોએ હઝરતને પૂછ્યું,

'હઝરત આ શું બાબત હતી?!'

હઝરતે ફરમાવ્યું,

'એ પક્ષી હઝરત ખ્વાજા મેહમૂદ અલખૈર ફગનવી (રહ.)ની મુબારક રૂહ હતી...

'હુકમે ઈલાહી પ્રમાણે આપની મુબારક રૂહ હઝરત ખ્વાજા દહકાન (રહ.)ને તેમના આખરી વખતમાં મદદ કરવા માટે ગઈ હતી. મારા પર આપની અપાર મુહબ્બત અને ઈનાયત હોવાથી પાછા ફરતી વેળા આપની રૂહ અહીંથી તશરીફ લઈ ગઈ!'

□

અલ્લાહો અકબર! વફાત બાદ પણ જેમના પીર જેમના પર આટલી અપાર મુહબ્બત અને ઈનાયત ફરમાવતા હોય તેમના કામિલ બનવામાં કંઈ કસર રહે ખરી?!

## આપનો ઉચ્ચ મરતબો

આપ કુત્બે વક્ત હતા. શરીઅત અને તરીકતના મુજદ્દિદ હતા. આપનો પંથ હનફી હતો.

આપ સાહબે તસર્રુફાત અને કરામાતે અજીબહ હતા. જે શખ્સ એક દિવસ આપની સુહબતમાં રહેતો તે હકીકતે પહોંચી જતો અને આપની ખિદમતથી અલગ થવા ચાહતો ન હતો.

## રામેતનથી હિજરત

આપનું જન્મ સ્થળ અને વતન રામેતન હતું પરંતુ કેટલાક વિષમ સંજોગોના કારણે રામેતનથી હિજરત કરીને આપ બાવર્દ નામના શહેરમાં જઈ વસ્યા. ત્યાં કેટલોક સમય ઈરશાદે ખલ્કમાં મશગૂલ રહ્યા. ત્યાંથી આપ ખ્વારઝુમ ગયા.

અહીં પણ આપના અસંખ્ય મુરીદો અને ચાહકો જમા થઈ ગયા.

## આપની દૂરંદેશી

હઝરત અઝીઝાન કુદ્દેસ સિર્રુહૂ ગૈબી ઈશારા પ્રમાણે બુખારાથી ખ્વાઝુમ આવ્યા. ખ્વારઝુમના દરવાજા પર પહોંચીને આપ થોભી ગયા. બે દુરવેશોને આપે ખ્વારઝુમના બાદશાહ પાસે મોકલ્યા.

આપે સંદેશો મોકલ્યો કે:

'આ ફકીર આપના દરવાજે આવ્યો છે. અહીં થોભવાનો ઈરાદો રાખે છે. જો આપને કોઈ વાંધો ન હોય તો શહેરમાં દાખલ થાઉં નહિતર પાછો ચાલ્યો જાઉં.'

એ બે દુરવેશોને આપે એ પણ ફરમાવ્યું હતું કે જો બાદશાહ ઈજાઝત આપે તો નિશાની તરીકે બાદશાહની મુહર (સિક્કો) પણ એના પર લગાવડાવીને લાવશો.

જ્યારે એ બંને દુરવેશો બાદશાહની પાસે ગયા અને હઝરતનો સંદેશો બાદશાહને કહ્યો તો બાદશાહ અને તમામ દરબારીઓ હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે:

'આ દુરવેશ ભોળો અને નાદાન છે!'

પછી મઝાક અને દિલ્લગીથી હઝરતની ખ્વાહિશ મુજબ ઈજાઝતનામું લખીને તેના ઉપર મુહરે બાદશાહી લગાવીને દુરવેશોને આપ્યું.

એ ઈજાઝતનામું મળ્યા પછી હઝરતે પોતાના કદમે મુબારક શહેરમાં મૂકયા. આપ એક ખૂણામાં બેસી ગયા અને હઝરત ખ્વાજગાં કુદ્દેસલ્લાહુ ઈસરારેહુમના તરીકા પ્રમાણે પોતાના શુગલમાં મશગૂલ થયા.

□

દરરોજ સવારે હઝરત અઝીઝાન અલી (રહ.) મજૂરો મળવાના કેન્દ્રો પર જતા. દરરોજ એક-બે મજૂરોને પોતાની સાથે લઈને પોતાના નિવાસ સ્થાને આવતા.

પછી આપ મજૂરોને ફરમાવતા,

'સારી રીતે વુઝૂ કરો અને બીજા વખતની નમાઝ સુધી મારી સાથે રહો! અને ઝિક્ર કરો! તે પછી પોતાની મજૂરી લઈને ચાલ્યા જાઓ!'

લોકો આભાર સહિત આપની સુહબતને કબૂલ કરતા. પરંતુ જ્યારે દિવસ વીતી જતો તો હઝરતની સુહબત, તસર્રુફ અને કરામતથી તેઓમાં એવી હાલત પેદા થઈ જતી કે આપથી જુદા થવાની તેમની તાકાત ન થતી.

થોડી મુદ્દતમાં ખ્વારઝુમ અને તેની આસપાસના મોટા ભાગના લોકો હઝરતના મુરીદ થઈ ગયા. આલિમો અને તાલિબોનો એક મોટો જનસમુદાય આપની ખિદમતમાં રહેવા લાગ્યો.

ખ્વારઝુમના બાદશાહને સમાચાર મળ્યા કે આ શહેરમાં એક એવા શખ્સ આવ્યા છે કે મોટા ભાગના લોકો તેમના મુરીદ થઈ ગયા છે. અને તેમની ખિદમત માટે હમેશાં તત્પર રહે છે.

બાદશાહને વિચાર આવ્યો કે ક્યાંક એવું ન થાય કે એમના અકીદતમંદોની બહુમતી અને પ્રભાવથી રાજ્યમાં કોઈ ખલેલ અને

ફિત્નો પેદા થાય! અને કોઈ ફસાદ એવો ઊભો થાય કે પછી તેનો ઇલાજ ન થઈ શકે.

આ વિચારને કારણે બાદશાહ. હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)ને શહેરમાંથી તડીપાર કરવા તૈયાર થયા.

હઝરતે પેલા બંને દુરવેશોને, બાદશાહનું ઈજાઝતનામું લઈને દરબારમાં મોકલ્યા અને સંદેશો મોકલ્યો કે,

'તમારી ઈજાઝતથી હું અહીં આવ્યો હતો. જો તમે તમારા વચનનો ભંગ કરવા માંગતા હોય તો હું અહીંથી ચાલ્યો જાઉં!'

બાદશાહે પોતાનો વિચાર માંડી વાળ્યો.

□

અલ્લાહો અકબર!

આ છે અલ્લાહવાળાઓની દૂરંદેશી અને દૂરબીની!

## આપનો લકબ 'અઝીઝાન' પડવાનું કારણ

અહલે તરીકત હઝરત ખ્વાજા અલી રામેતની (રહ.)ને હઝરત 'અઝીઝાન' કહે છે કારણ કે આપ જ્યારે કોઈ વાત ફરમાવતા ત્યારે પોતાના માટે 'અઝીઝાન' શબ્દ વાપરીને ફરમાવતા કે,

'અઝીઝાન કહે છે કે...'

## આપ નસ્સાજ (વણકર) કેમ કહેવાયા?

હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.) દરરોજ સાંજે ખ્વારઝમના સૂતર બજારમાં જતાં. જે ફકીરો (ગરીબો)નું સૂતર વેચાયું ન હોય તે પોતે ખરીદી લેતા.

ઘરે આવીને એ સૂતર આપ ઘરના એક ખૂણામાં મૂકી દેતા અને પોતે બીજા ખૂણામાં મુરાકિબામાં મશગૂલ થઈ જતા.

તે જમાનામાં 'કરબાસ' નામનું કાપડ પ્રખ્યાત હતું. રાત દરમિયાન ખૂણામાં મૂકેલાં પેલા સૂતરમાંથી ૪૦ (ચાલીસ) ગજ (આશરે ૨૫ મીટર) 'કરબાસ' નામનું કાપડ આપોઆપ વણાઈને તૈયાર થઈ જતું!

એટલે આપ 'નસ્સાજ' (વણકર) તરીકે જાણીતા થયા.

□

જેવી રીતે હઝરત હુસૈન બિન મનસૂર (રહ.) માટે કહેવાય છે કે આપે એક પીંજારા (હલ્લાજ કે નદ્દાફ)ને પોતાના કોઈ કામ માટે ક્યાંક મોકલ્યો. પોતે તેના ઘરમાં બેઠા અને આપે માત્ર હાથનો ઈશારો કર્યો તો તે પીંજારાનું બધું રૂ આપોઆપ પીંજાઈ ગયું !

હઝરત હુસૈન બિન મનસૂર (રહ.)ની આ કરામતના કારણે આપ 'હલ્લાજ' કે 'નદ્દાફ'—પીંજારા—તરીકે પ્રખ્યાત થઈ ગયા.

### હઝરત મૌલાના રૂમી (રહ.)નો ઈશારો

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.) પોતાના એક શએરમાં ફરમાવે છે :

ગર ન ઈલ્મે હાલ ફવકે કાલ બુદે કે શુદે
બંદએ અઅયાંને બુખારા ખ્વાજએ નસ્સાજરા !

[ઈલ્મે હાલ (ઈલ્મે બાતિન) જો ઈલ્મે કાલ (જાહેરી ઈલ્મ)ના કરતાં બેહતર ન હોતે તો બુખારાના સરદારો અને શેઠો ખ્વાજા નસ્સાજ (વણકર)ના ગુલામો (મુરીદો) શા માટે થતે ? !]

□

હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.) પોતાની વિખ્યાત કિતાબ 'નફહાતુલ ઉન્સ'માં ફરમાવે છે કે :

'મેં એક બુઝુર્ગથી સાંભળ્યું હતું કે ઉપરના શએરમાં મૌલાના જલાલુદ્દીન રૂમી કુદ્દેસ સિર્રુહૂએ જે 'નસ્સાજ' (વણકર)નો ઉલ્લેખ કર્યો છે તે હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.) તરફ ઈશારો છે.'[1]

□

### 'બાઝારી' કે 'બા–ઝારી'?

હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.) સૂતર ખરીદવા માટે અને

• ૧ 'નફહાતુલ ઉન્સ' : પા. ૪૧૦

તૈયાર થયેલું કાપડ વેચવા માટે બજાર જતા-આવતા રહેતા હતા. એટલે એક શખ્સે આપના માટે કટાક્ષમાં કહ્યું કે,

'અઝીઝાન તો બાઝારી (વેપારી) છે!'

હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)એ જ્યારે આ સાંભળ્યું તો આપે ફરમાવ્યું :

'અઝીઝાનનો યાર (અલ્લાહ) "ઝારી" (રુદન) ચાહે છે. તો અઝીઝાન શા માટે 'બા-ઝારી' (રુદન કરનારો) ન બને ?!'

□

મતલબ કે અલ્લાહ તઆલાની દરગાહમાં ઝારી અને તઝર્રુઅ, દર્દ અને સોઝ, નિયાઝ અને મિસ્કિનત જરૂરી છે.[1]

## ત્રણ પ્રશ્નો અને તેના જવાબો

હઝરત અલાઉદ્દૌલા સમનાની (રહ.) અને હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.) બંને સમકાલીન બુઝુર્ગો હતા. બંને વચ્ચે પત્ર-વ્યવહાર પણ થતો રહેતો હતો.

એક દિવસે હઝરત અલાઉદ્દૌલા સમનાની (રહ.) એ હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.) ને એક પત્ર લખ્યો. એમાં આપે ત્રણ પ્રશ્નોના જવાબો પૂછ્યા હતા.

એ ત્રણ પ્રશ્નો અને એના જવાબો નીચે પ્રમાણે છે :

**સવાલ : ૧**

આપ અને હું બંને મેહમાનોની ખિદમત કરતા રહીએ છીએ. આપ સાદાં ભોજન પીરસો છો જ્યારે હું સ્વાદિષ્ટ વાનગીઓ પીરસું છું છતાં બધાં આપની તારીફ કરે છે અને મારી શિકાયત કરે છે! એનું કારણ શું છે?

**જવાબ :**

ખિદમત કરીને એહસાન જતાવનારા ઘણાં છે પરંતુ એહસાન કરીને પોતે એહસાનમંદ થનારા ખૂબ ઓછાં છે.

□

૦ ૧ 'હાલાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' : પા. ૧૨૫

**સવાલ : ૨**

મેં સાંભળ્યું છે કે આપની તરબિયત હઝરત ખિઝર અલૈહિસ્સલામે કરી છે! એ શું બાબત છે?

**જવાબ :**

જેઓ અલ્લાહના આશિક થઈ જાય છે,
તેમના આશિક ખિઝર (અલૈ.) થઈ જાય છે.

□

**સવાલ : ૩**

મેં સાંભળ્યું છે કે આપ ઝિક્રે જહર (ઝિક્રે ઝાહિર) કરો છો! એનું શું કારણ છે?

**જવાબ :**

મેં પણ સાંભળ્યું છે કે આપ ઝિક્રે ખુફિયહ (છુપો ઝિક્ર) કરો છો પરંતુ હવે આપનો પણ ઝિક્રે જહર થઈ ગયો! (કારણ કે આપ ઝિક્ર કરો છો એ વાત પ્રગટ થઈ ગઈ.)

□

## આપની બેઅદબી કરવાનું પરિણામ

હઝરત સૈયદ અના કુદ્દેસ સિર્રુહૂ હઝરત અઝીઝાન કુદ્દેસ સિર્રુહૂના સમકાલીન હતા. બંને વચ્ચે મુલાકાતો પણ થતી રહેતી હતી.

શરૂઆતમાં હઝરત અના (રહ.)ને હઝરત અઝીઝાન (રહ.) તરફ બદગુમાની હતી. એક દિવસે હઝરત સૈયદ અના (રહ.)થી આપની જનાબમાં બેઅદબી થઈ ગઈ.

સંજોગવશાત તેજ વખતે રણપ્રદેશ તરફથી તુર્ક લોકોનું એક ટોળું હુમલો લઈ આવ્યું અને હઝરત સૈયદ અનાના પુત્રને પકડીને ઉપાડી ગયું. હઝરત અનાને જાણ થઈ કે આ બનાવ હઝરત અઝીઝાન (રહ.) સાથે કરેલી બેઅદબીના કારણે બન્યો છે.

હઝરત સૈયદ અના હઝરત અઝીઝાન (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને આપની માફી માંગી તથા ખૂબ જ નમ્રતાપૂર્વક આપની દાવત કરી. હઝરત અઝીઝાન (રહ.)એ આપની દાવત કબૂલ કરી.

દાવતની મજલિસમાં મોટા મોટા ઉલમા અને મશાઈખે વક્ત મોજૂદ હતા. હઝરત ખ્વાજા અઝીઝાન કુદ્દેસ સિર્રુહૂ પર એ વેળા કૈફની હાલત તારી થયેલી હતી.

જ્યારે ભોજન પીરસવામાં આવ્યું ત્યારે હઝરત અઝીઝાન કુદ્દેસ સિર્રુહુએ ફરમાવ્યું,

'જ્યાં સુધી સૈયદ અનાના પુત્ર આ દસ્તરખાન પર હાજર ન થશે ત્યાં સુધી હું ખાઈશ નહિ!'

તે પછી આપ થોડો વાર ખામોશ રહ્યા.

સૌ હાજર જનો હવે શું થાય છે તેનો ઈન્તેઝાર કરવા લાગ્યા.

તે જ વખતે સૈયદ અનાનો પુત્ર ઘરમાં દાખલ થયો.

આખી મજલિસમાં શોર મચી ગયો. સૌ નવાઈ પામી ગયા.

સૈયદ અનાના પુત્રને એ વિશે પૂછવામાં આવ્યું.

તેણે કહ્યું :

'તુર્ક' લોકો મને પકડીને પોતાના મુલ્કમાં લઈ જતા હતાં કે અચાનક એક શખ્સ જાહેર થયા અને તેમની પાસેથી છોડાવીને મને અહીં લઈ આવ્યા. એથી વિશેષ હું કંઈ જાણતો નથી!'

□

સૌ મજલિસવાળાને યકીન થઈ ગયો કે આ હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)ની જ કરામત છે.

□

અલ્લાહો અકબર! અલ્લાહના દોસ્તોની બેઅદબી કરવાનું કેવું માઠું પરિણામ આવે છે અને એમની પ્રસન્નતાનું પરિણામ કેવું સુંદર આવે છે!

અઝ ખુદા ખ્વાહેમ તૌફિકે અદબ,
બેઅદબ દૂર માંદ અઝ ફઝલે રબ.

[અલ્લાહ તઆલાથી અદબની તૌફિક માંગીએ છીએ,
કારણ કે બેઅદબ અલ્લાહના ફઝલથી દૂર થઈ જાય છે.]

□

## આપની ખિદમતનું પરિણામ

એક દિવસે હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)ના ઘરે મેહમાન આવ્યા. હઝરતના ઘરમાં ખાવાનું કંઈ ન હતું.

એક નાનબાઈ (રોટી વેચનારો) હઝરતનો મુરીદ અને અકીદતમંદ હતો. તેને ખબર પડી કે હઝરતના ઘરે મેહમાન આવ્યા છે પરંતુ હઝરતના ઘરમાં ખાવાનું કંઈ નથી.

તે તરત જ એક મોટા થાળમાં જાતજાતની વાનગીઓ લઈને હઝરતની ખિદમતમાં હાજર થયો. એન મોકા પર એણે જે ખિદમત કરી તેનાથી હઝરત ઘણા જ ખુશ થયા.

મેહમાનોને ભોજન કરાવીને રવાના કર્યા બાદ હઝરતે નાનબાઈ (રોટી વેચનારા)ને પોતાની પાસે બોલાવ્યો.

આપે તેને ફરમાવ્યું કે,

'તેં આજે ખૂબ જ પસંદદીદા ખિદમત કરી છે. તારી જે મુરાદ હોય તે માંગ. ઈન્શાઅલ્લાહ તઆલા પૂરી થશે.'

નાનબાઈ બુદ્ધિશાળી અને સમજુ હતો.

તેણે કહ્યું,

'હું ચાહું છું કે હું એવો થઈ જાઉં કે જેવા આપ છો!'

હઝરતે ફરમાવ્યું,

'એ ખૂબ મુશ્કેલ કામ છે. તારા પર એનો ભારે બોજ પડશે. તું એ બોજ ઉપાડી ન શકશે.'

નાનબાઈએ કહ્યું,

'હઝરત! મારી મુરાદ અને મારો મકસદ તો એ જ છે. એ સિવાય મારી બીજી કોઈ આરઝૂ નથી.'

હઝરત તેનો હાથ પકડીને પોતાના ખાસ એકાંત સ્થાને લઈ ગયા. ત્યાં તેના ઉપર તવજ્જુહ કરી. એક પળમાં તે હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)નો હમશકલ (સમરૂપ) અને હમ મરતબા (સમકક્ષ) થઈ ગયો! કોઈ પારખી શકતું ન હતું કે બેમાંથી હઝરત ખ્વાજા કોણ છે અને નાનબાઈ કોણ છે!

તે પછી ચાલીસ દિવસ સુધી તે હયાત રહ્યો. હઝરતે જે બાતિની નિસ્બત રિયાઝતો અને મુજાહિદાઓથી મેળવી હતી તે નિસ્બત તેને વગર મહેનતે મળી ગઈ હોવાથી તેનો બોજ તે ઉપાડી શકયો નહિ અને ચાલીસ દિવસ પછી તેનો ઈન્તેકાલ થઈ ગયો.

□

અલ્લાહો અકબર! અલ્લાહવાળાઓની ખિદમત કરવી પણ કેટલી મોટી નેઅમત અને સઆદત છે કે તેનાથી નાનબાઈ જેવો એક મામૂલી માનવી હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)નો હમશકલ અને હમમરતબા થઈ ગયો!

અલ્લાહ તઆલા સૌને એ નેઅમત અતા ફરમાવે. આમીન!

□

### એક જ વખતે તેર જગાએ ભોજન કર્યું!

એક દિવસે રાત્રે તેર જગાએ આપની દાવત હતી. આપ તેર જગાએ એક જ સમયે એક સાથે દસ્તરખાનપર હાજર થયા અને ભોજન કર્યું.[૧]

□

### મને ભૂલશો નહિ

એક શખ્સ આપની ખિદમતમાં હાજર થયો.

તેણે અરજ કરી,

'હઝરત મને ભૂલશો નહિ.'

હઝરતે ફરમાવ્યું,

'બજાર જાઓ. એક કૂજો ખરીદી લાવો અને તે મને ભેટ આપો!'

પેલા શખ્સે એ પ્રમાણે કર્યું.

હઝરતે ફરમાવ્યું,

'હવે જ્યારે જ્યારે હું આ કૂજાને જોઈશ ત્યારે તમે મને યાદ આવશો.'

□

• ૧ 'મશાઈખે નકશબંદિયહ' : પ. ૩૫

## હઝરત મનસૂર (રહ.) અને હઝરત બાયઝીદ (રહ.)ના શબ્દોનો તફાવત

હઝરતના ફરઝંદ ખ્વાજા ઈબ્રાહીમ કુદ્દેસ સિર્રુહૂએ હઝરતને પૂછ્યું,

મનસૂર (રહ.)એ કહ્યું કે,

**'અનલ હક'** [હું ખુદા છું!']

બાયઝીદ (રહ.)એ કહ્યું કે,

**'લૈસ ફી જુબ્બતી સિવલ્લાહ.'**

મારા ઝભ્ભામાં ખુદા સિવાય કંઈ નથી!

□

એ બંનેના કોલ શરીઅતના મુતાબિક નથી છતાં હઝરત મનસૂર (રહ.)ને શૂળી પર ચઢાવવામાં આવ્યા જ્યારે હઝરત બાયઝીદ (રહ.)ને કંઈ કહેવામાં ન આવ્યું!

એનું શું કારણ છે?

હઝરતે ફરમાવ્યું,

મનસૂરે પ્રથમ પોતાની હસ્તીને પેશ કરી અને સૌથી પ્રથમ શબ્દ **'અના'** (હું) વાપર્યો.

હઝરત બાયઝીદે પોતાની નેસ્તીને પેશ કરી અને સૌથી પ્રથમ શબ્દ **'લૈસ'** (નથી) વાપર્યો.

એટલા માટે સલામત રહ્યા.

□

## મર્દના ત્રણ પ્રકારો

હઝરતને કોઈકે પૂછ્યું કે,

લોકો કહે છે કે મર્દ ત્રણ પ્રકારના છે:

પૂરો મર્દ, અરધો મર્દ અને નામર્દ. તો એનો મતલબ શું છે?'

હઝરતે ફરમાવ્યું,

પૂરા મર્દની સિફતો અલ્લાહ તઆલાએ આ આયતમાં બયાન

ફરમાવી છે:

'રિજાલુલ લા તુલહિહીમ તિજારતું વ
વલા બૈઉન અનઝિક્રિલ્લાહ.'

તેઓ એવા મર્દ છે જેમને વેપાર અને ખરીદ-વેચાણ
ખુદાની યાદથી ગાફિલ કરી શકતા નથી.

□

આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પર પણ એ જ હાલ વારિદ હતા. આપે ફરમાવ્યું છે કે:

'ફતનામો અઅનાયા વલા યનામો કલ્બી.'
મારી આંખો ઊંઘે છે, મારું દિલ ઊંઘતું નથી.

□

અરધો મર્દ તે છે જેને ઝિક્ર કરતી વેળા ઝિક્રકલ્બીની લઝઝત આવતી હોય પરંતુ ઝિક્રને છોડી દે તો દિલ પણ ઝિક્રથી અળગું રહે.

□

નામર્દ તે છે જે મુનાફિક હોય એટલે કે ઝિક્ર કરે પરંતુ ખુદાના માટે ન કરે![1]

## ખુદાથી ખુદાને માંગો!

આપ (રહ.) ફરમાવે છે કે:

જો અલ્લાહ તઆલા બંદાને ફરમાવે કે,

'હે બંદા! મારી પાસે કંઈક માંગ!'

તો બંદગીની શર્ત એ છે કે—

બંદો ખુદાથી ખુદા સિવાય બીજું કંઈ ન માંગે.

કારણ કે—

જેને ખુદા મળી ગયો, તેને સર્વસ્વ મળી ગયું, અને
જેને સર્વસ્વ મળ્યું પણ ખુદા ન મળ્યો તેને કંઈ ન મળ્યું.

● ૧ 'અનવારુલ આરિફીન': પા. ૪૮૬/૪૮૭

## અલ્લાહ તઆલાના હમનશીન રહો

આપ ફરમાવે છે કે:

અલ્લાહ તઆલાના હમનશીન રહો. જો ખુદાની હમનશીની કરી શકતા ન હોય તો તેના હમનશીન રહો જેઓ ખુદાની હમનશીની ધરાવતા હોય કારણ કે—

ખુદાના હમનશીનના હમનશીન ખુદાના હમનશીન છે.

## બાલિગે શરીઅત અને તરીકત

કોઈએ પૂછ્યું:

'હઝરત! શરીઅત અને તરીકતની રૂએ બાલિગ કોણ છે?'

આપે ફરમાવ્યું,

શરીઅતની રૂએ બાલિગ તે છે જેને મની (વીર્ય) નીકળતું હોય અને તરીકતની રૂએ બાલિગ તે છે જે પોતે મની[1] (હુંપદ, અહં)માંથી નીકળી જાય.'

પ્રશ્ન પૂછનારે આ જવાબ સાંભળીને માથું ઝૂકાવી દીધું. હઝરતે ફરમાવ્યું,

'જમીન પર માથું મૂકવાની જરૂર નથી બલ્કે જે ચીઝ માથામાં છે યાને ખુદી (અહં, હુંપદ) તેને જમીન પર મૂકી દો!'

## તસવ્વુફ શું છે?

કોઈએ પૂછ્યું,

'હઝરત! તસવ્વુફ શું છે?'

આપે ફરમાવ્યું,

'કંદન વ પૈવસ્તન' [તોડવું અને જોડવું.]

યાને મખ્લુકથી તોડવું અને ખાલિકથી જોડવું.

□

## હઝરતના સાહબઝાદાઓ

હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)ના બે સાહબઝાદાઓ હતા

● ૧ અહીં 'મની' શબ્દ ફારસી 'મન'='હું' પરથી બનેલ ભાવવાચક નામ છે. જેવી રીતે ખુદ પરથી ખુદી તેવી રીતે મન પરથી મની.

એકનું નામ ખ્વાજા મુહમ્મદ હતું. તેઓ ખ્વાજા ખુર્દ (નાના ખ્વાજા)ના નામે મશહૂર હતા.

હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)ના મુરીદો હઝરતને 'ખ્વાજા બુઝુર્ગ' (મોટા ખ્વાજા) કહેતા હતા એટલે આપના સાહબઝાદા ખ્વાજા મુહમ્મદને 'ખ્વાજા ખુર્દ' (નાના ખ્વાજા) તરીકે સંબોધતા હતા.

બીજા સાહબઝાદાનું નામ ખ્વાજા ઈબ્રાહીમ હતું. તેઓ ખ્વાજા મુહમ્મદ કરતાં નાના હતા.

## નાના સાહબઝાદાને ખિલાફત આપી

જ્યારે હઝરતની વફાતનો સમય નજીક આવ્યો ત્યારે હઝરતે નાના સાહબઝાદા ખ્વાજા ઈબ્રાહીમને ઈજાઝત અને ખિલાફત આપી.

કેટલાક મુરીદોના દિલમાં વસવસો પેદા થયો કે મોટા સાહબઝાદા આલિમ અને આરિફ છે છતાં તેમની મોજૂદગીમાં હઝરતે નાના સાહબઝાદાને ખલીફા શા માટે બનાવ્યા હશે!

હઝરતને કશ્ફથી એમના વસવસાની જાણ થઈ ગઈ.

આપે ફરમાવ્યું,

'ખ્વાજા ખુર્દ મારા પછી વધારે થોભશે નહિ. તેઓ જલ્દી અમારી પાસે આવી જશે.'

□

અને ખરેખર એવું જ બન્યું.

હઝરતની વફાતના માત્ર ઓગણીસ દિવસ પછી જ મોટા સાહબઝાદા ખ્વાજા મુહમ્મદ ઉર્ફે ખ્વાજા ખુર્દ વફાત પામ્યા.

આપની (ખ્વાજા ખુર્દની) વફાત ૧૭, ઝિલહજ્જ, ૭૧૫ હિજરી સનમાં રવિવારના દિવસે ચાસ્તના સમયે થઈ.

જ્યારે નાના સાહબઝાદા ખ્વાજા ઈબ્રાહીમની વફાત આશરે ૭૮ (ઈકોતેર) વરસ પછી, હિજરીસન ૭૯૩માં થઈ![1]

• ૧ 'રસાઈલે નકશબંદિયહ' : પા. ૧૪૮

## હઝરતની વફાત

હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.)ની વફાત 'રસાઇલે નકશબંદિયહ'માં લખ્યા પ્રમાણે ૨૮, ઝિલકઅદ, હિજરી-સન ૭૧૫ના દિવસે થઈ.

મારા પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુલરંહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (દા. બ.)ના શજરએ તૈયિબામાં જણાવ્યા પ્રમાણે હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)ની વફાત ૨૭, રમઝાન, ૭૧૮ હિજરીસન ના રોજ થઈ.

ઈન્ના લિલ્લાહી વઈન્ના ઈલૈહિ રાજીઉન.

આપનો ઈન્તેકાલ આશરે ૧૩૦ વરસની ઉંમરે થયો.

આપનો મઝારે મુબારક ખ્વારઝમ શહેરમાં છે.

## આપના ખુલ્ફા

૧ ખ્વાજા મુહમ્મદ બાબા સમાસી (રહ.) : મઝાર સમાસમાં છે.

૨ ખ્વાજા હુજબાજ બલ્ખી (રહ.) : મઝાર બલ્ખમાં છે.

૩ ખ્વાજા મુહમ્મદ બાદરદી (રહ.)

૪ ખ્વાજા મુહમ્મદ કુલાહદોઝ (રહ.) : મઝાર ખ્વારઝુમમાં છે.

૫ ફરઝંદ ખ્વાજા ઈબ્રાહીમ અઝીઝાન (રહ.)[1]

## હઝરતની એક મશહૂર રૂબાઈ

હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)ના અશ્આર (કાવ્ય પંક્તિઓ)માંથી નીચે લખેલી રૂબાઈ મશહૂર છે.

બા હર કે નિશસ્તી વ ન શુદ જમ્એ દિલત,
કોઈ શખ્સની પાસે તું બેઠો અને તારી દિલજમઈ ન થઈ,

વઝ તુ નરમીદ ઝહમતે આબો ગિલત;
અને તારા માટી–પાણીના (માનવીય) દુર્ગુણો તારાથી દૂર ન થયાં;

• ૧ 'રફીકુસ્સાલિકીન' : પા. ૭૬

અઝ સુહબતે વય અગર તજર્રી ન કુની,
જો તું તેની સુહબતથી બેઝાર ન થયો તો,

હરગિઝ ન કુનદ રૂહે અઝીઝાં બ હિલત.
અઝીઝાંની રૂહ તને કદી માફ કરશે નહિ.[1]

□

## સાલિકે ધ્યાનમાં રાખવાની દસ વાતો

હઝરત ખ્વાજા અઝીઝાન (રહ.)એ એક રિસાલો (પુસ્તિકા) લખેલો છે જે 'રિસાલએ અઝીઝાં' નામે પ્રખ્યાત છે. એ રિસાલામાં આપે સાલિકે ખાસ ધ્યાનમાં રાખવાની મહત્ત્વની દસ વાતો ખૂબ જ વિસ્તારથી, સમજૂતી સાથે લખેલી છે.

એ દસ વાતો સાલિકો માટે અતિ ઉપયોગી હોવાથી એનો ટૂંકસાર અહીં લખવામાં આવે છે.

□

હઝરત લખે છે કે:

તરીકતના સાલિકે દસ ચીઝો ધ્યાનમાં રાખવી જોઈએ.

### ૧ હમેશાં બાતહારત (પાકીમાં) રહો.

તહારત (પાકી)ના ચાર પ્રકારો છે.

તહારતે ઝાહિરી, તહારતે બાતિની, તહારતે કલ્બી અને તહારતે સિર્રી.

□

તહારતે ઝાહિરી

ઝાહિરી તહારત તો દરેકને ખબર છે. પરંતુ પાણીની પાકીઝગી અને હલાલ હોવા વિશે શકય ત્યાં સુધી કાળજી રાખવી જોઈએ.

લિબાસની પાકીઝગીના ભારે અસરાત છે. એનું પણ ધ્યાન રાખવું જોઈએ.

□

• ૧ 'રસાઈલે નકશબંદિયહ' : પા. ૧૪૯

તહારતે બાતિની

તહારતે બાતિનીથી એ મુરાદ છે કે હરામ ખાવા અને પીવાથી બચવામાં આવે.

હદીસે પાકમાં છે:

'જે શખ્સ એક લુકમો હરામનો ખાય લે છે, ચાલીસ દિવસ સુધી ન તેની ફર્ઝ નમાઝ કબૂલ થાય છે, અને ન નફિલ નમાઝ કબુલ થાય છે. ન તેની દુઆ કબૂલ થાય છે અને ન તેની ઈલ્તેજા સાંભળવામાં આવે છે.'

□

તહારતે કલ્બી

તહારતે કલ્બી એ છે કે—

તમામ નાપસંદીદા સિફાત અને ગુલગપાડા, કીનો અને હસદ, મક્ર અને ખ્યાનત, બુગ્ઝ અને અદાવત, તેમ જ દુનિયાની મુહબ્બતથી બચવામાં આવે.

સ્પષ્ટ છે કે દુનિયા મખ્લૂકની મન્ઝૂરે નઝર છે (ખાલિકની નથી). જ્યાં સુધી દિલ એનાથી પાક ન થશે ત્યાં સુધી તેની નમાઝ અને બંદગી કબૂલ ન થશે.

કલ્બ (દિલ) ખાલિકનું મંઝૂરે નઝર છે. એટલે જ્યાં સુધી દુનિયાની મુહબ્બતના દાગથી પાક ન થશે ત્યાં સુધી તેના ઈશ્ક અને મુહબ્બતની દોલતથી મુશર્રફ થઈ નથી શકતા.

□

તહારતે સિર્રી

તહારતે સિર્રીથી મુરાદ એ છે કે ઈન્સાન અલ્લાહના સિવાય કોઈ ચીઝના તરફ તવજ્જુહ (ધ્યાન) ન કરે.

□

૨ ઝબાનને ખામોશ રાખે. અયોગ્ય વાતચીતથી ઝબાનને રોકે. કુરઆન શરીફની કિરાઅત, 'અમ્ર બિલ મઅરૂફ' (નેકી તરફ બોલાવવામાં) અને 'નહી અનીલ મુન્કર' (બુરાઈથી રોકવામાં) મશગૂલ રહે.

લોકોની ઈસ્લાહ કરે અને ઈલ્મ શીખવા તેમજ શીખવવામાં મગ્ન રહે.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'જેઓને આગમાં ઝોંકવાંમાં આવે છે તે તેઓની ઝબાનોની લગઝિશો (અપરાધો)ના કારણે ઝોંકવામાં આવે છે.'

□

અલ્લાહ તઆલાએ પોતાની હિકમતે કામિલાથી ઈન્સાનના જિસ્મ અને જાનને બનાવ્યા. તેના દરેક અવયવમાં કોઈ ન કોઈ મસ્લેહત પોશીદા કરી દીધી. જો ઝબાન ફસાદનું મૂળ ન હોત તો તેને મુખમાં દાંતોના કેદખાનામાં કેદ કરવામાં ન આવત.

જ્યારે હઝરત મરિયમ રદિયલ્લાહુ અન્હાએ ખામોશી અખત્યાર કરી તો અલ્લાહ તઆલાએ હઝરત ઈસા અલૈહિસ્સલામને તેમની ગોદમાં ઝબાન અતા ફરમાવી અને તેઓ ફરમાવવા લાગ્યા

'ઈન્ની અબ્દુલ્લાહિ આતાનિયલ કિતાબ'[1]

હું અલ્લાહનો બંદો છું, મને કિતાબ આપવામાં આવી છે.

□

જ્યારે મરિયમ (રદિ.)ના શરીરે ખામોશી અખત્યાર કરી ત્યારે તેમનું દિલ—ઈસા (અલૈ.)—ગુફતગુ કરવા લાગ્યા તો કોઈ નવાઈની વાત નથી.

હદીસ શરીફમાં છે કે :

'જન્નતીઓ પર એનાથી વધારે અફસોસની વાત કોઈ ન હશે (જ્યારે તેમને યાદ આવશે) કે દુનિયામાં તેમની એક પળ એવી વીતી હતી જેમાં તેમણે અલ્લાહ તઆલાનો ઝિક્ર ન કર્યો કે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પર દુરૂદ ન મોકલ્યું'. (એટલે કે એક પળ ગફલતમાં વીતવા માટે હસરત અને અફસોસ કરશે!)

□

● ૧ 'પારો : ૧૬, રૂકુઅ : ૫

## ૩ ખલ્વત અને ઉઝલત (તનહાઈ)

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,
'નામહરમ પર નિગાહ કરવું એક ઝેર પાયેલું તીર છે. તે જ્યારે દિલ પર પડે ત્યારે હલાકત સિવાય બીજું શું થઈ શકે!'

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે બીજી જગાએ ફરમાવ્યું,
'નિગાહ એક ઝેર પાયેલું તીર છે જેને ઈબ્લીસે (શેતાને) તૈયાર કર્યું છે.'

□

જેવી રીતે નામહરમ ઓરતો પર નિગાહ કરવું હરામ છે તેવી જ રીતે ખૂબસૂરત છોકરાઓ પર પણ નિગાહ કરવી ન જોઈએ. એ પણ હરામ છે.

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે હઝરત આયશા (રદિ.)ને જોયા કે ઘરની બહાર આવીને એક ફકીરને રોટી આપે છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,
'ફકીર મર્દ છે. તમે ઘરની બહાર શા માટે નીકળ્યા છો?'
હઝરત આયશા (રદિ.)એ કહ્યું,
'યા રસૂલલ્લાહ! એ તો નાબીના (આંધળો) મર્દ છે!'
હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,
'તે આંધળો છે, તમે તો દેખતા છો!'

□

જે શખ્સ નામહરમને જોવું હલાલ કે જાઈઝ સમજે તેના પર કુફ્રનો ખોફ છે.

ઉઝલત (તનહાઈ)ના બીજા ફાયદા એ છે કે:
હાથ અયોગ્ય કામો કરવાથી થંભી જાય છે.
પગ અયોગ્ય જગાએ જવાથી થંભી જાય છે.
કાન અયોગ્ય વાતો સાંભળવાથી થંભી જાય છે.
એનાથી ઈન્સાનનો બદતરીન દુશ્મન નફસ કેદ થઈ જાય છે.

□

એ જ ઉઝલત (તનહાઈ)ની બરકતોથી દિલપર ગૈબના દરવાજા ખૂલી જાય છે. ઉઝલતનો એક ફાયદો એ પણ છે કે દિલમાંથી દુનિયાના ખ્યાલો દૂર થતાં જાય છે અને આખિરતના પ્રતિબિંબો દિલના આયના પર ઝલકવા લાગે છે.

જ્યારે દિલ સંપૂર્ણ રીતે સાફ થઈ જાય છે ત્યારે તેના પર નૂરે વહદાનિયતના જલ્વાનાં કિરણો પડવા માંડે છે. દિલ તજલ્લી-ગાહે ખુદાવંદી બની જાય છે.

□

## ૪ રોઝા

રોઝાનો ફાયદો ફરિશ્તા સાથે મુશાબિહત છે અને નફસે અમ્મારહ (દુષ્ટ મન) પર કહર (કોપ) વરસાવવું છે.

'અસ્સવમુ લી વ અના અજઝી બિહી.'[૧]

રોઝો માત્ર મારા માટે છે અને હું જ એનો અજ્ર આપીશ.

□

રોઝાનો બેપનાહ સવાબ મળે છે.
રોઝા શેતાની હુમલા સામે એક ઢાલ છે.
રોઝાથી ભૂખ્યા જનોના દિલની કેફિયત જાણવા મળે છે. અને રહેમ કરવાનો જઝબો (દયાની ભાવના) પેદા થાય છે.
રોઝાથી બે રાહતો મળે છે:
એક ઈફતારીની રાહત, બીજી દીદારે ખુદાવંદીની રાહત.
રોઝાથી શરીર તંદુરસ્ત થાય છે.
રોઝાના બીજા પણ ઘણા ફાયદાઓ છે.

□

## ૫ ઝિક્રે ઇલાહી

બધાં ઝિક્રોમાં અફઝલતર ઝિક્ર 'લાઈલાહ ઇલ્લલ્લાહ' છે.
ઝિક્રના પરીંદા (પક્ષી)ને પીંછા અને પાંખોની જરૂરત છે.
એક પાંખ 'હુઝૂરી'ની અને બીજી પાંખ 'ઈખ્લાસ'ની.
જાણી લેવું જરૂરી છે કે 'હુઝૂરી', 'આગાહી'નું નામ છે.

• ૧ 'મિશ્કાત' બાબુસ્સીયામ

ઈખ્લાસ તે કેફિયતનું નામ છે કે:
ઈન્સાન પોતાના વાણી કે વર્તનથી ન દુનિયાનો તલબગાર હોય, ન જાહો જલાલનો. ન તેને દુનિયાથી સંબંધ હોય ન ઉકબાથી. ન તેને જન્નતની તમન્ના હોય, ન હુર અને કુસુરની. ન નહેરો અને વૃક્ષોની અને ફળોની મવાહિશ હોય.
અલ્લાહના ઝિક્ર દરમ્યાન કહે:
'તુ જ મારો મકસૂદ છે અને તારાથી હું તારી ઝાત ચાહું છું.'

□

રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ 'લાઈલાહ ઈલ્લલ્લાહ' કહે છે તેના મુખમાંથી એક લીલું પક્ષી બહાર આવે છે. તેના પીંછાં અને પાંખો સફેદ છે જે યાકૂત અને ઝમર્રદ (લીલાં રંગના કિંમતી રત્નો)થી મુનક્કશ (વેલ અને બુટાદાર) હોય છે. તેની પરવાઝ અર્શે મોઅલ્લા સુધી હોય છે. તે મધમાખીની જેમ ગણગણાટ કરે છે.'

તેને હુકમ આવે છે: 'ખામોશ રહો!'

તે કહે છે:

'હું કેવી રીતે ખામોશ રહી શકું છું! જ્યાં સુધી ઝિક્રે ઈલાહી કરનારાની બખ્શીશ થઈ ન જાય, હું ખામોશ કેવી રીતે રહું!'

અલ્લાહ તઆલા ફરમાવે છે:

'તુ ચુપ થઈ જા! તારા કહેનારાને મેં બખ્શી દીધો છે. અને હે ફરિશ્તાઓ! તમે ગવાહ રહેજો કે મેં આ પરીંદાના કહેનારાના આમાલનામામાંના ગુનાહોને આબે ગુફરાનથી ધોઈ નાખ્યાં છે!'

□

અલ્લાહ તઆલા એવા જાનવરોને સીત્તેર જબાનો આપશે જેથી તે કયામત સુધી ઝિક્ર કરનારની મગફિરતની દુઆ કરતા રહે. આમન્ના બિહી વ સદ્દકના. તે જાનવર આગળ વધશે અને પોતાના કહેનારનો હાથ પકડશે અને તેને જન્નત સુધી ઊડાવીને લઈ જશે!

□

યાદ રહે કે ઝિક્રે ઈલાહીની તલ્કીન કોઈ કામિલ મર્દ પાસેથી હાસિલ કરવી જોઈએ, જેને ઈજાઝત હાસિલ હોય. જેવી રીતે તીર બાદશાહના તરકશમાંથી લેવું જરૂરી છે નહિતર ખતા થવાનો સંભવ છે.

□

અલ્લાહ તઆલાનો કૌલ છે:

'યા ઐયુહલ્લઝીન આમનુઝકુરુલ્લાહ ઝિકરન કસીરા'
હે ઈમાનવાળાઓ! અલ્લાહનો પુષ્કળ ઝિક્ર કરતા રહો!

હદીસ શરીફમાં છે:

'ઈન્સાન એક દિવસમાં એક લાખ શ્વાસ લે છે. અલ્લાહ તઆલા દરેક શ્વાસ વિષે પૂછશે કે તેં એ શ્વાસ કયા અંદાઝમાં લીધો હતો?!'

ઝ હર નફ્સ બ કયામત શુમાર ખ્વાહદ શુદ,
કયામતમાં દરેક શ્વાસ વિષે પૂછપરછ થશે.

ગુનાહ મકુન કે ગુનાહગાર ખ્વાર ખ્વાહદ શુદ.
ગુનાહ ન કર, કારણ કે ગુનાહગાર કયામતમાં ઝલીલ થશે.

□

એટલા માટે ઈન્સાને ઝિન્દગીની જે પળો બે ફાયદા વીતી છે તેની કઝા કરવી જોઈએ. એ તે રાઝ છે કે જ્યાં સુધી સાહબે બૈઅત ન થઈ જાય, ત્યાં સુધી સમજમાં આવી શકતું નથી.

□

## ૬ ખ્યાલાતની નિગાહદાશ્ત

ખ્યાલ (વિચાર) ચાર પ્રકારના હોય છે:

ખાતિરે રહમાની, ખાતિરે મલ્કાની, ખાતિરે શૈતાની, અને ખાતિરે નફ્સાની.

□

ખાતિરે રહમાની ગફલતથી ચેતવે છે.
ખાતિરે મલ્કાની બંદગીની પ્રેરણા આપે છે.
ખાતિરે શૈતાની ગુનાહોનો શણગાર કરે છે.

ખાતિરે નફસાની શહવાત (વાસના)ની માંગણી કરે છે.

□

સાલિકે રાહના માટે જરૂરી છે કે તેના દિલમાં ખુદા સિવાય જે કંઈ ખ્યાલ (વિચાર) આવે તેને દૂર કરતો રહે અને પોતાના મકસદમાં મંડેલો રહે, જેથી તેના પર પ્રગટ થઈ જાય કે તેને સ્વીકારવું જોઈએ યા નહિ.

જો તે નેક અને બદની પરખ કરી શકતો ન હોય તો કહે: 'હે અલ્લાહ! તુ જાણે છે તે હું નથી જાણતો. અને હું જાણું છું તે તું જાણે છે. મારા માટે જે ચીઝ બેહતર હોય તે જ ઈનાયત ફરમાવ!'

## ૭ હુકમે ખુદાવંદી પર રાઝી રહેવું

તવક્કલ અને તફવીઝ પણ એનું જ નામ છે. ખુફિયહ (છુપી), જાહેરી, શિદ્દત કે આરામ, ખૌફ કે ઉમ્મીદ, ગરઝકે તમામ હાલતોમાં અલ્લાહની રઝા પર રાઝી રહે.

અલ્લાહ તઆલાની કરીમી, રહીમી, ગફૂરી, સત્તારી પર નઝર રાખીને ઉમ્મીદથી કુવ્વત હાસિલ કરે.

કહહારી અને શદીદુલ ઈકાબી પર નઝર રાખીને ખૌફથી કુવ્વત હાસિલ કરે.

જ્યારે તૌફિકે ઈલાહી પર નજર હોય છે ત્યારે ઈન્સાનને ઉમ્મીદનું કિરણ નજર આવે છે.

જ્યારે ઈન્સાન પોતાના ગુનાહોને જુએ છે ત્યારે દિલમાં અલ્લાહનો ખૌફ પૈદા થાય છે.

દુનિયામાં તેની બેહતરી એ જ વાતમાં છે કે તે હર હાલતમાં ખૌફ અને ઉમ્મીદમાં રહે.

બંદગી વખતે ફખ્ર ન કરે અને ગુનાહ વખતે તેના દરવાજાથી નિરાશ ન થઈ જાય.

## ૮ નેક લોકોની સુહબત

નેકોની સુહબત અખત્યાર કરવું, બુરા લોકોથી દૂર રહેવું,

અને ખાસ કરીને ઝઈફુલ હાલ લોકોએ હિજાબમાં રહેવું જોઈએ, કે જેથી નામહરમો પર નજર ન પડે અને કોશિશ હોવી જોઈએ કે નાગહરમોની નિગાહ પણ તેના પર ન પડે.

## ૯ બેદારી (જાગરણ) જરૂરી શરત છે

બેદારી (જાગરણ)માં ઘણા ફાયદાએ છે.

'તખલ્લકુ બિ અખ્લાકિલ્લાહિ તા ખુઝુહૂ સિનતુંવ વલા નવમ.'

અલ્લાહના અખ્લાકની પૈરવી કરો!

અલ્લાહને નીંદ અને ઊંઘ નથી આવતી.

□

રાત આશિકોનું એકાંત સ્થાન છે. રાતની ખામોશીમાં જ તેઓ પોતાના રાઝો નિયાઝ બારગાહે ઈલાહીમાં પેશ કરે છે. એ સમયમાં પરાયાની ખલેલ નથી હોતી.

તરીકતના સાલિકોને જે દૌલત મળી છે તે રાતની તનહાઈ (એકાંત)માં અને શબ બેદારી (રાત્રી જાગરણ) થી જ મળી છે.

## ૧૦ લુકમાની નિગહદાશ્ત

લુકમાની નિગહદાશ્ત (દેખભાળ) અને હલાલ તેમજ પાક લુકમો (ખોરાક) મેળવવું અત્યંત જરૂરી છે. એ તમામ ફરાઈઝ-માંથી છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે:

'કુલૂ મિમ્મા ફિલ અર્દી હલાલન તૈયિબા'

આ સરઝમીનમાં જે કંઈ ખાઓ તે હલાલ અને પાક ખાઓ.

□

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે કે,

ઈબાદતના દસ હિસ્સા છે એમાંથી નવ હિસ્સા હલાલની રોઝી છે. તમામ ઈબાદતો એક હિસ્સો છે.

હલાલની રોઝી તે છે જેને મેળવવા માટે અલ્લાહ તઆલાની નાફરમાની ન હોય.

અને ખાસ કરીને ઝઈફુલ હાલ લોકોએ હિજાબમાં રહેવું જોઈએ, કે જેથી નામહરમો પર નજર ન પડે અને કોશિશ હોવી જોઈએ કે નામહરમોની નિગાહ પણ તેના પર ન પડે.

## ૯ બેદારી (જાગરણ) જરૂરી શરત છે

બેદારી (જાગરણ)માં ઘણા ફાયદાઓ છે.

'તખલ્લકુ બિ અખ્લાકિલ્લાહિ તા ખુઝુહૂ સિનતુંવ વલા નવમ.'

અલ્લાહના અખ્લાકની પૈરવી કરો!

અલ્લાહને નીંદ અને ઊંઘ નથી આવતી.

□

રાત આશિકોનું એકાંત સ્થાન છે. રાતની ખામોશીમાં જ તેઓ પોતાના રાઝો નિયાઝ બારગાહે ઈલાહીમાં પેશ કરે છે. એ સમયમાં પરાયાની ખલેલ નથી હોતી.

તરીકતના સાલિકોને જે દોલત મળી છે તે રાતની તનહાઈ (એકાંત)માં અને શબ બેદારી (રાત્રી જાગરણ) થી જ મળી છે.

## ૧૦ લુકમાની નિગહદાશ્ત

લુકમાની નિગહદાશ્ત (દેખભાળ) અને હલાલ તેમજ પાક લુકમો (ખોરાક) મેળવવું અત્યંત જરૂરી છે. એ તમામ ફરાઈઝ-માંથી છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે:

'કુલૂ મિમ્મા ફિલ અર્દી હલાલન તૈયિબા'

આ સરઝમીનમાં જે કંઈ ખાઓ તે હલાલ અને પાક ખાઓ.

□

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે કે,

ઈબાદતના દસ હિસ્સા છે એમાંથી નવ હિસ્સા હલાલની રોઝી છે. તમામ ઈબાદતો એક હિસ્સો છે.

હલાલની રોઝી તે છે જેને મેળવવા માટે અલ્લાહ તઆલાની નાફરમાની ન હોય.

તૈયબ (પાક) (રોઝી) તે હોય છે કે લુકમો ખાતી વખતે એ નિય્યત હોય કે આ લુકમો માત્ર ખુદાની ઈબાદતની શક્તિ મેળવવા માટે ખાઉં છું.

જ્યારે રોઝી હલાલ અને પાક હોય, તો ઈસરાફ (નકામો બગાડ) ન કરે.

ગરચે ખુદા ગુફ્ત 'કુલૂ વશ્રીબૂ',
જો કે ખુદાએ ફરમાવ્યું છે કે: 'ખાઓ અને પીઓ!'

અઝ પયે આં ગુફ્ત 'લા તસ્રીફૂ.'
પરંતુ તે પછી ફરમાવ્યું છે કે: 'ઈસરાફ (બગાડ) ન કરો!'

□

ખાતી વખતે ઝિક્રે ખુદાવંદીની સાથે ખાઓ. જો ગાફિલોની જેમ ખાશો અને યાદે ખુદાવંદીથી મેહરૂમ હશો તો એ લુકમો એવો જ હશે જેવી રીતે 'બિસ્મિલ્લાહ' (પઢયા) વગર ઝબહ કરેલાં (જાનવરનું ગોશ્ત) ખાવામાં આવે.

'વલા તાકુલૂ મિમ્મા લમ યુઝકરિસ્મુલ્લાહિ અલૈહિ.'

તે ચીઝ હરગિઝ ન ખાઓ જેના પર અલ્લાહના નામનો ઝિક્ર કરવામાં નથી આવ્યો.

□

આ આયતે કરીમાનો તકાઝો એ છે કે દરેક ચીઝ ખાવા પહેલાં અલ્લાહનું નામ લેવામાં આવે. ખાતી વખતે ગાફિલો સાથે ખાવું–પીવું ન જોઈએ.

મનશીં બા બદાં કે સુહબતે બદ,
બુરા લોકોનો સંગાથ ન કરો કારણ કે તેઓની સુહબત,

ગરચે પાકી તુરા પલીદ કુનદ.
ભલે તું પાક હોય તો પણ તને નાપાક કરી દેશે.

આફતાબે બદાં બુઝુર્ગી રા,
મહા પ્રકાશિત અને તેજસ્વી સૂરજને,

ઝર્એ અબ્ર નાપદીદ કુનદ.
વાદળનો એક ટુકડો ઢાંકી દે છે.

□

એ જરૂરી છે કે ખાવાનું રાંધનારો વુઝૂથી હોય. બાતહારત હોય. તેની ઝબાન પર પણ ઝિક્રે ખુદાવંદી હોય. જેથી ગફલત અને સિયાહીનો સબબ ન બને.

□

એક દિવસે હઝરત ખ્વાજા ખિઝર (અલૈ.) હઝરત ખ્વાજાએ ખ્વાજગાન ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ની પાસે આવ્યા. દસ્તરખ્વાન પાથરવામાં આવ્યું. પરંતુ ખ્વાજા ખિઝર (અલૈ.)એ એક લુકમો પણ ન ખાધો.

ફરમાવવા લાગ્યા,

જેણે રોટીનો આટો ગૂંદયો છે, તે બેવુઝૂ હતો.

એ લુકમો મારે ખાવા લાયક નથી !'[1]

□

● ૧ 'રસાઈલે નકશબંદિયહ' : પા. ૧૫૦ થી ૧૬૦ (ટૂંકાવીને)

# હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી

## રહમતુલ્લાહિ અલૈહ

*

નેઅમતે દીદાર સે
મેહરૂમ મત રખના મુઝે,
હઝરતે બાબા સમ્માસી
દિલ રૂબા કે વાસ્તે.

★

આપ વલીયે કામિલ અને સાહબે કશ્ફો કરામત બુઝુર્ગ હતા. આપનો જન્મ સમ્માસ નામના ગામમાં થયો હતો. સમ્માસ રામેતનથી આશરે ત્રણ કિલોમીટર દૂર આવેલું છે. અને રામેતન બુખારાથી આશરે પંદર કિલોમીટર દૂર આવેલો કસ્બો છે.

## ફૈઝે બાતિની

આપ હઝરત ખ્વાજા અઝીઝાનઅલી રામેતની (રહ.)ની ખિદમત શરીફમાં હાજર થઈને આપથી બૈઅત થયા અને આપની વફાત સુધી ખિદમતમાં હાજર રહીને બાતિની ફૈઝ હાસિલ કરતા રહ્યા.

## ઇસ્તિગરાક

હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)ની પોતાના ગામ સમ્માસમાં દ્રાક્ષની એક વાડી હતી.

આપ પર જઝબાત અને વારિદાતે ઈલાહીના ગલ્બાના કારણે એવી ઇસ્તિગરાકની કૈફિયત છવાઈ જતી કે આપને પોતાનું કંઈ ભાન રહેતું ન હતું.

જ્યારે આપ પોતાની વાડીમાંથી દ્રાક્ષ તોડતાં ત્યારે હાલ અને કૈફિયતના ગલ્બાના કારણે દ્રાક્ષ આપના મુબારક હાથમાંથી પડી જતી.

ઘણાં લાંબા સમય સુધી આપ એ જ ગલ્બાની હાલતમાં રહ્યા.[1]

## ખિલાફત

જ્યારે હઝરત ખ્વાજા અઝીઝાનઅલી રામેતની (રહ.)નો આખરી વખત નજીક આવી પહોંચ્યો ત્યારે બધા મુરીદોમાંથી આપને પસંદ કરીને ખિલાફત અને નયાબત સુપર્દ કરી અને તમામ મુરીદોને આપની તાબેદારીનો હુકમ આપ્યો.

## મર્દે હકની ખૂશ્બૂ આવે છે!

ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના જન્મના કેટલાંયે વરસો પહેલાં, આપના જન્મ સ્થળ કસરે હિંદવા

• ૧ 'જવાહરે હલ્યહ' : પા. ૬૧

માંથી જ્યારે હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.) પસાર થતા ત્યારે ફરમાવતા કે,

'આ ધરતીમાંથી મને એક મર્દે હકની ખુશ્બૂ આવે છે. ટૂંકમાં જ આ કસરે હિંદવા, કસરે આરિફાં બની જશે.'

□

એક દિવસે હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)એ કસરે હિંદવા પહોંચીને પોતાના સાથીઓને ફરમાવ્યું કે,

'પેલી ખુશ્બૂ વધારે તેજ થઈ ગઈ છે! શાયદ તે મર્દ પેદા થઈ ગયો છે.'

અને ખરેખર હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ને પેદા થવાને ત્રીજો દિવસ હતો.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના વાલિદ સૈયદ મુહમ્મદ બુખારી (રહ.) બયાન કરે છે કે:

'બહાઉદ્દીનના જન્મના ત્રીજા દિવસે ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી પોતાના મુરીદો સાથે કસરે હિંદવામાં તશરીફ લાવ્યા. મને આપથી બેહદ અકીદત હતી. મારા દિલમાં થયું કે નવજાત બાળકને આપની ખિદમતમાં પેશ કરું.

'ઘણા સ્નેહીઓની હાજરીમાં હું બાળકને લઈ ગયો અને હઝરત ખ્વાજાની ખિદમતમાં પેશ કર્યો આપે જોતા જ ફરમાવ્યું:

'આ બાળક મારો બેટો છે અને હું એને પોતાની ફરઝંદીમાં કબૂલ કરું છું.'

તે પછી આપે તમામ મુરીદો તરફ મુખ કરીને ફરમાવ્યું,

'આ તે જ મર્દે હક છે જેની ખુશ્બૂ ઘણા સમયથી મારી રૂહને લોભાવી રહી હતી. એ પોતાના સમયનો ઈમામ બનશે.'

તે પછી આપે પોતાના મુરીદ અને ખલીફા ખ્વાજા અમીર સૈયદ કુલાલ (રહ.)ને ફરમાવ્યું,

'મારા આ બેટાની તરબિયત અને શફકતમાં કોઈ કમી ન કરશો. જો કોઈ કોતાહી થઈ તો હું તમને માફ ન કરીશ!'

હઝરત ખ્વાજા અમીર સૈયદ કુલાલ (રહ.)એ વચન આપ્યું કે જો હું આ બાબતમાં કોતાહી કરું તો મને મર્દ ન કહેશો !'

□

## અલ્લાહથી આ દુઆ કરવી જોઇએ!

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ફરમાવે છે કે :

જ્યારે મારી ઉમર લગભગ અઢાર વરસની થઈ ત્યારે મારા વાલિદ (રહ.)એ કોશિશ કરી કે મારી જલ્દી શાદી થઈ જાય. આપે મને ખ્વાજા મુહમ્મદ બાબા કુદ્દેસ સિર્રુહૂની ખિદમતમાં સમ્માસ મોકલ્યો.

હું તે પાક મુકામે પહોંચ્યો અને ખ્વાજા સાહબના દીદારથી મુશર્રફ થયો. તે રાત હું આપની સુહબત શરીફમાં રહ્યો. આપની સુહબતની બરકતથી તે રાતે મારામાં મસ્કનત (વિમ્રતા) અને તઝર્રુઅ (રુદનની કૈફિયત) જાહેર થઈ.

પાછલી રાતે હું ઊઠયો. વુઝૂ કર્યું અને આપ જેમાં બાજમાઅત નમાઝ પઢતા હતા તે મસ્જિદમાં આવ્યો. બે રકાત નમાઝ અદા કરી અને સર સજદામાં મૂકીને ખૂબ જ આજિઝીપૂર્વક દુઆ કરી. તે વખતે મારી જબાનથી નીકળ્યું :

'હે પરવરદિગાર! મને પોતાની મુસીબતનો બોજ ઉપાડવાની તાકત ઈનાયત ફરમાવ. કહે છે કે મુહબ્બતે દરવાજો ખખડાવ્યો છે અને મેહનતે જવાબ દઈ દીધો છે.'

સવારે જ્યારે ખ્વાજા સાહબની ખિદમતમાં હાજર થયો ત્યારે મારી તરફ મુતવજ્જેહ થયા અને ફિરાસતથી જાણી ગયા.

આપે ફરમાવ્યું,

'હે ફરઝંદ! દુઆ વખતે આ પ્રમાણે કહેવું જોઈએ:

'(હે પરવરદિગાર!) જે કંઈ તારી રઝા છે તેના પર જ પોતાના ફઝલો કરમથી આ ઝઈફ (કમજોર) બંદાને રાખ!'

'બેશક, અલ્લાહ તઆલાની મરજી એ જ છે કે બંદા પર કોઈ મુસીબત ન પડે. જો હિકમતન કોઈ દોસ્ત પર મુસીબત નાઝિલ

કરે છે તો પોતાની ઈનાયતથી તેને તે મુસીબત બરદાસ્ત કરવાની તાકત પણ આપે છે. અને તેની હિકમતને તેના પર જાહેર કરી દે છે.

'અખત્યારથી બલા (મુસીબત)ની તલબ કરવી મુશ્કેલ છે. ગુસ્તાખી ન કરવી જોઈએ.'

□

## રોટી કામમાં આવી

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ફરમાવે છે :

હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા (રહ.)ને ત્યાં દસ્તર ખ્વાન પાથરવામાં આવ્યું. જ્યારે ખાવાનું ખાઈ ચૂકયા તો ખ્વાજા સાહબે એક રોટી મને આપી. મેં દિલમાં એને કબૂલ કરવાથી ઈન્કાર કર્યો.

આપે ફરમાવ્યું,

'કબૂલ કરી લે ! કામમાં આવશે.'

મેં તે રોટી લઈ લીધી અને આપની જોડે કસરે આરિફાંની તરફ રવાના થયો. રસ્તામાં હું ખૂબ નિયાઝની સાથે આપના ઘોડાની પાછળ પાછળ જતો હતો. કેટલીયેવાર મારા મનમાં એ જ વિચાર ઘુમરાયા કર્યો (કે એ રોટી શું કામમાં આવશે !)

જ્યારે જ્યારે મારા દિલમાં એ વિચાર આવતો કે તરત જ આપ મારા તરફ ધ્યાન કેન્દ્રીત કરીને ફરમાવતા,

'દિલની (વસવસાઓથી) સંભાળ રાખવી જોઈએ !'

આપના આ અહવાલ જોઈને આપની તરફ મને વધારે યકીન અને મુહબ્બત થઈ ગઈ.

રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાં આપના ચાહકોમાંથી એક રહેતા હતા. તેના ઘેર ગયા. તે નિયાઝમંદી, આજિઝી અને બશાશત (પ્રસન્નતા)થી પેશ આવ્યો.

જ્યારે આપ તેના ઘરે ઉતર્યા તો તે મુંઝાયો.

ખ્વાજા સાહબે ફરમાવ્યું,

'સાચું' કહે, શી બાબત છે?'
તેણે નિયાઝમંદી સાથે અરજ કરી,
'ઘરમાં દૂધ હાજર છે પરંતુ રોટી નથી.'
ખ્વાજા સાહબે મને ફરમાવ્યું,
'પેલી રોટી લાવ! આખરે એ કામમાં આવી ગઈ!'[1]

□

## વફાત

હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)ની વફાત ૧૦, જમાદીલ આખિર, ૭૫૫ હિજરીસનના રોજ થઈ.

આપનો મઝારે મુબારક સમ્માસમાં છે.

## આપના ખુલ્ફા

આપ (રહ.)ના ચાર ખલીફાઓ હતા.

૧ ખ્વાજા સૂફી સૂખારી (રહ.)
૨ હઝરત મૌલાના દાનેશમંદ અલી (રહ.)
૩ હઝરત ખ્વાજા મેહમૂદ સમ્માસી (રહ.)
૪ હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ (રહ.)[2]

□

ચારેય કામેલીન ઔલિયામાંથી હતા. અને આપના પછી ઈરશાદે તરીકતના મનસબ પર બિરાજમાન થયા.

ચાર પૈકી હઝરત ખ્વાજા મેહમૂદ સમ્માસી (રહ.) હઝરતના સાહબઝાદા છે.

હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ (રહ.) ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના પીર છે.

□

હઝરતના કેટલાક અગ્રણી મુરીદોના કહેવા પ્રમાણે આપના ૧૧૪ ખલીફાઓ હતા.[3]

• ૧ 'અનીસુત્તાલિબીન' : પા. ૧૪/૧૫
૨ 'મશાઈખે નકશબંદીયહ' : પા. ૩૮
૩ 'રશીહુસ્સાલિકીન' : પા. ૭૬

# હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ

## રહમતુલ્લાહિ અલૈહ





મસ્ત કર તૌહિદ સે
હુશ્યાર રખ તસ્દીકમેં,
ખ્વાજએ મીરે કુલાલે
બા સફાકે વાસ્તે.



## આપના હાલાત વિશે કિતાબ

હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ (રહ.)ના હાલાત વિશે ખુદ આપના પ્રપૌત્રની લખેલી 'રફીકુસ્સાલિકીન' નામની એક મશહૂર પરંતુ નાયાબ કિતાબમાંથી અહીં મોટા ભાગના પ્રસંગો લેવામાં આવ્યા છે. એ સિવાય બીજી જે કિતાબોમાંથી પ્રસંગો લીધા છે ત્યાં તેના હવાલા ફૂટનોટમાં આપેલા છે.

## પૈદાઈશી વલી

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) તે સૈયદોમાંથી છે કે જેમના સૈયદ હોવામાં કોઈ પ્રકારની ખામી નથી. આપનો નસબ ઈમામ અલી મૂસા રઝા (રહ.) બિન ઈમામ મૂસા કાઝિમથી મળે છે.[1]

આપ પૈદાઈશી વલી હતા.

આપ (રહ.)ની વાલિદા ફરમાવે છે કે:

જ્યારે અલ્લાહ તઆલાએ અમીર કુલાલને મારા વુજૂદમાં મોજૂદ કર્યા અને તેઓ મારા પેટમાં હતા ત્યારે જો હું સંજોગવશાત કોઈ વસ્તુ મુશ્તબહ (શંકાસ્પદ) ખાઈ લેતી તો મારા પેટમાં દુખાવો કે સુસ્તી જેવા પેદા થતા કે હું બેહોશ થઈ જતી. મને મારું પોતાનું ભાન ન રહેતું

આ પ્રમાણે ઘણીવાર બન્યું ત્યારે હું જાણી ગઈ કે આ બાબત આ ફરઝંદની બરકતના સબબ છે, જે મારા પેટમાં છે.

## હઝરત સૈયદ અતા (રહ.)ની આગાહી

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ના જન્મ પહેલાં આપના વાલિદ આફિરાનહ નામના ગામમાં રહેતા હતા.

એક દિવસે હઝરત સૈયદ અતા નામના બુઝુર્ગ આફિરાનહ પધાર્યા. આપે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ના વાલિદ બુઝુર્ગવારને ફરમાવ્યું,

• ૧ 'ચશ્મએ હિદાયત' : પા. ૨૭

'હે ભાઈ! અલ્લાહ તઆલા તમને એક ફરઝંદ ઈનાયત કરશે. જે સમગ્ર વિશ્વના મખ્દૂમ થશે. તેમનું નામ અમીર કુલાલ હશે'.

### હઝરત સૈયદ અતા (રહ.)એ પોતાની દસ્તાર બાંધી

કેટલાંક વરસો વિત્યાં બાદ હઝરત સૈયદ અતા (રહ.) ફરી પાછાં એ ગામમાંથી પસાર થયા.

આપે ફરમાવ્યું કે,

'પેલા ફરઝંદને મારી પાસે લાવો!'

જ્યારે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ને લાવવામાં આવ્યા તો હઝરત અતા (રહ.)એ તેમને પોતાની ગોદમાં બેસાડયા.

હઝરત સૈયદ અતા (રહ.)એ પોતાનો અમામહ (પાઘડી) માથેથી ઉતાર્યો. તેના બે ટુકડા કર્યા. એક ટુકડો પોતાના માથે લપેટી લીધો અને બીજો ટુકડો હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ના માથે બાંધ્યો. એક ઘડી સુધી બેસી રહ્યા.

તે પછી હઝરત અમીર કુલાલ (રહ.)ને જે અરધી દસ્તાર અતા કરી હતી તેને પોતાની અરધી દસ્તાર સાથે માપી જોઈ. ત્રણ વખત આપે માપીને બંને સરખી કરી પરંતુ તે પછી ફરી પાછી હઝરત અમીર કુલાલ (રહ.)ની દસ્તાર લગભગ એક હાથ જેટલી વધારે લાંબી થઈ જતી.

પછી સૈયદ અતા (રહ.)એ ફરમાવ્યું,

મશાઈખ (રહ.)ની અરવાહે તૈયિબાએ સમગ્ર વિલાયત આ ફરઝંદનેં આપી દીધી છે. એનો મરતબો સૌથી વધારે છે અને થશે. અને મારા કરતાં પણ વધારે થશે. અને અલ્લાહ તઆલાએ એમને જે મકામાત ઈનાયત કર્યા છે, અમે એનો ઘણો મુશાહિદહ (અવલોકન) કર્યો છે.'

આ નઝરે કરમ હિજરીસન ૬૮૩માં થઈ.

□

## કુસ્તી લડવાનો શોખ

જ્યારે સૈયદ અમીર કુલાલ (રહ.)ની ઉંમર પંદર વરસની થઈ ત્યારે આપને કુસ્તી લડવાનો શોખ થયો. અને એમાં પણ આપે ખૂબ ખ્યાતિ મેળવી.

એક દિવસે આપ અખાડામાં કુસ્તી લડતા હતા. જેઓને બાતિનની સફાઈ હાસિલ ન હતી તેવા કેટલાક લોકો આપની ગીબત અને નિંદા કરવા લાગ્યા કે આવા સૈયદઝાદા અને બુઝુર્ગ-ઝાદાના માટે આવા નકામા કામમાં મશગૂલ થવું મુનાસિબ નથી.

તે જ મજલિસમા, તે જ વખતે, તેઓને ઊંઘ આવી ગઈ અને ખ્વાબમાં તેઓએ જોયું કે, કિયામતના મેદાનમાં તેઓ કીચડમાં ફસાયેલાં છે. તેઓ ઘણી કોશિશ કરે છે પરંતુ કીચડમાંથી નીકળી શકતા નથી. એટલામાં તેઓ શું જુએ છે કે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) ત્યાં આવી પહોંચ્યા અને તેઓના હાથ પકડીને તેઓને કીચડમાંથી બહાર ખેંચી કાઢયા !

તે પછી ફરમાવ્યું કે,

'હે ભાઈઓ ! અમે આવા આદમીઓને આવી જગાઓના માટે તૈયાર કરીએ છીએ કે અલ્લાહ તઆલાની મહેરબાનીથી આજિઝોને મુસીબતમાંથી બહાર કાઢે.'

વળી આગળ ફરમાવ્યું કે,

'ખબરદાર ! બદગુમાની ન કરશો ! અને અલ્લાહ તઆલાના બંદાઓ તરફ હિકારતની નિગાહથી ન જોશો !'

જ્યારે તેઓની આંખો ખૂલી તો સૌએ તૌબા કરી અને રાહે ખુદાના મર્દ બની ગયા.

□

ઉપરનો પ્રસંગ 'મશાઈખે નકશબંદિયહ' કિતાબમાં 'રશ્હાત' 'તઝકિરએ મહમૂદ' અને 'મઅમૂલાતે મઝહરિય્યહ'ના હવાલાથી કંઈક જુદી રીતે વર્ણવેલો છે જે નીચે પ્રમાણે છે :

એક દિવસે હઝરત ખ્વાજા અમીર કુલાલ (રહ.)એ પોતે ખ્વાબમાં જોયું કે કયામત કાયમ છે અને આપ સીના સુધી

કીચડમાં ફસાયેલા છે. અચાનક હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.) તશરીફ લાવ્યા, અને હઝરત અમીર કુલાલ (રહ.)ના બંને હાથ પકડીને કીચડમાંથી બહાર ખેંચી કાઢ્યા.

પછી આપે ફરમાવ્યું કે,

'તમારી પહેલવાની શું કામમાં આવી?! જુઓ, અમે આ દિવસના માટે પહેલવાની કરીએ છીએ!'

આ ખ્વાબ જોવા પછી આપને હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)થી અકીદત થઈ ગઈ.[1]

□

## નિગાહે મર્દે મોમિનસે બદલ જાતી હૈ તકદીરેં

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.) કુસ્તી લડતા હતા. હઝરત બાબા સમ્માસી ત્યાંથી પસાર થતા હતા. આપ ત્યાં થોભી ગયા અને ઘણા સમય સુધી આપ કુસ્તી જોતા રહ્યા.

હઝરત બાબા સમ્માસી (રહ.)ના કેટલાક મુરીદોના મનમાં વસવસો પૈદા થયો કે બિદઅતીઓની કુસ્તીને હઝરત કેમ ધ્યાનપૂર્વક નિહાળતા હશે?!

હઝરતને કશ્ફથી આ વાતની જાણ થઈ ગઈ.

આપે ફરમાવ્યું,

'આ અખાડામાં એક એવો મર્દ છે કે જેની સુહબતથી ઘણાં લોકો કમાલના દરજ્જે પહોંચશે. તે મર્દ પર મારી નજર છે. હું ચાહું છું કે હું પોતે તેનો શિકાર કરું.'

એ દરમ્યાન હઝરત અમીર કુલાલ (રહ.)ની નજર હઝરત ખ્વાજા (રહ.)ના મુબારક મુખ પર પડી. હઝરત ખ્વાજાના જઝબએ તવજ્જુહ અને તસર્રૂફે હઝરત અમીર કુલાલ (રહ.)ને વશ કરી લીધા.

● ૧ 'મશાઈખે નક્શબંદિયહ' : પા. ૩૮ [હવાલો : 'રશહાત', 'તઝકિરએ મહમૂદ', 'મઅમૂલાતે મઝહરિય્યહ']

તે પછી હઝરત ખ્વાજા સમ્માસી (રહ.) ત્યાંથી રવાના થઈ ગયા. અમીર બેતાબ થઈને, અખાડો છોડીને, હઝરત ખ્વાજા પાછળ ચાલવા લાગ્યા.

જ્યારે હઝરત ખ્વાજા પોતાના ઘરે પહોંચ્યા ત્યારે હઝરત અમીરને પોતાની ખિદમતે ખાસમાં, એકાંતમાં લઈ ગયા અને તરીકએ આલિયહની તલકીન ફરમાવી અને અમીરને પોતાની ફરઝંદીમાં કબૂલ કર્યા.

તે પછી હઝરત અમીર કદી કુસ્તીના અખાડામાં કે બજારમાં ફરવા માટે ગયા નથી.[1]

## અઠવાડિયામાં બે વખત હાજર થતા

હઝરત અમીર કુલાલ (રહ.) આઠ વરસ સુધી સતત દર અઠવાડિયે સોમવાર અને જુમ્આની મગરિબની નમાઝ સોખાર (પોતાના ગામમાં) અદા કરતા અને ઈશાની નમાઝ સમ્માસમાં હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)ની સાથે અદા કરતા. ફરી સવારની નમાઝ સોખારમાં અદા કરતા હતા. પરંતુ કોઈને એની ખબર ન હતી.

સોખાર અને સમ્માસ વચ્ચે આશરે પંદર કિલોમિટર જેટલું અંતર છે.



હઝરત બાબા સમ્માસી (રહ.)ની આ પ્રમાણે સતત સુહબત અને નઝરે કરમથી આપે ઉચ્ચ મકામાત હાસિલ કર્યા અને કામિલ થઈ ગયા.

## આપનો તકવો

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.)એ કપડાં ધોયાં. આપના મુરીદોએ કપડાં સૂકવવા માટે લીધાં તો આપે ફરમાવ્યું,

'યારો ! એને વાડ પર ન ફેલાવશો કે જેથી કાંટા તૂટી જાય. અને વૃક્ષો પર પણ ન ફેલાવશો કે ડાળીઓ વાંકી વળી જાય. અને

• ૧ 'અનવારુલ આરફીન' : પા. ૪૯૮

ધરતી પર પણ ન ફેલાવશો કે પશુઓનો ઘાસચારો ખરાબ થાય!'

મુરીદોએ નવાઈ પામી પૂછયું,

'હઝરત! તો આપ કેવી રીતે સૂકવો છો!'

આપે ફરમાવ્યું,

'હું મારા કપડાં મારી પીઠ ઉપર ફેલાવીને સૂરજની તરફ કરું છું અને સૂકવું છું.'

તે પછી આપે ફરમાવ્યું,

'હે યારો! થોડી દીવાલ તૂટી પડે યા કાંટા ભાંગી જાય, યા વૃક્ષની ડાળી વાંકી વળી જાય, યા પશુઓનો ઘાસચારો ખરાબ થઈ જાય તો તમે વાડીના માલિક સમક્ષ પોતાનો શું જવાબ રજૂ કરશો!

'લોકોની ખિદમતમાં ખલલ દેવું કાઈજ નથી. અને ખબરદાર! ગુનાહને ક્યારેય હકીર કે તુચ્છ ન સમજશો ભલે તે નાનો હોય. આદમી એને હકીર સમજવાના કારણે દોઝખમાં જાય છે.'

પછી આપે આ હદીસ શરીફ બયાન ફરમાવી,

'લા સગીરતુન મઅલ ઈસરાર
વલા કબીરતુન મઅલ અસ્તગફાર.'

□

પછી આપે તાકીદ કરતાં ફરમાવ્યું,

'અલ્લાહ તઆલા રાહે મારફતના દરવાજા કોઈ શખ્સ પર ત્યાં સુધી નથી ખોલતા જ્યાં સુધી તે શખ્સ તકવો અખત્યાર ન કરે!'

□

## તૂટેલા દાંત ફરી બેસાડી દીધાં

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.) સમ્માસમાં હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)ની ખિદમતમાં હાજર હતા.

તે વખતે ગામમાં કેટલાક લોકો વચ્ચે મારામારી થઈ. તેમાં એક શખ્સના દાંત તૂટી ગયા. તેણે નુકસાની માટે રકમ માંગી. પેલા શખ્સ ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસીનો મુરીદ હતો.

તેમાંથી એકે કહ્યું,

'ચાલો, હઝરત ખ્વાજાની ખિદમતમાં જઈને વાત કરીએ. તેઓ જે પ્રમાણે ફરમાવે તે પ્રમાણે કરીશું.'

જ્યારે તેઓ ખ્વાજા સાહબની ખિદમતમાં હાજર થયા ત્યારે હઝરત અમીર કુલાલ (રહ.) હઝરત ખ્વાજાની સામે બેઠેલા હતા. હઝરત ખ્વાજા સાહબે હઝરત અમીર કુલાલને ફરમાવ્યું,

'તે દાંત મારી પાસે લાવો જેથી હું જોઉં!'

હઝરત અમીર કુલાલ (રહ.)એ તે તૂટેલા દાંત હઝરત ખ્વાજા સાહબની ખિદમતમાં હાજર કર્યાં.

હઝરત ખ્વાજા સાહબે હઝરત અમીરને ફરમાવ્યું

'એવું કંઈક કરો કે જેનાથી આપસનો ઝઘડો મટી જાય!'

હઝરત અમીર (રહ.)એ દાંત હાથમાં લઈને દુઆ કરી અને મશાઈખની અરવાહથી મદદ માંગી. પછી દાંત પર ફૂંક મારી અને એ દાંતને પેલા શખ્સના મોઢામાં તેની અસલી જગા પર બેસાડી દીધાં.

એમની દુઆથી અલ્લાહ તઆલાએ તે દાંતોને મજબૂત કરી દીધાં અને અસલ પ્રમાણે જ થઈ ગયા. દાંતવાળો શખ્સ અચંબામાં પડી ગયો. તેણે દુશ્મની છોડી દીધી અને તોબા કરી.

## આપ કુલાલ કેમ કહેવાયા?

હઝરત સૈયદ અમીર (રહ.) ખેતી કરતા હતા અને માટીનાં વાસણો પણ બનાવતા હતા. કુંભારને બુખારાની ભાષામાં 'કુલાલ' કહે છે એટલે આપ હઝરત સૈયદ અમીર 'કુલાલ' તરીકે પ્રખ્યાત થયા.

## જેમના મુરીદ આવા હોય

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.) બનૂર નામના સ્થળે તશરીફ લઈ ગયા. આપ દર વરસે બનુર જતા હતા. આપ કોહે નૂરની નદીના કિનારે પહોંચ્યા અને આપના તમામ મુરીદો નદી પાર કરી ગયા પછી ત્યાં થોડી વાર બેઠા અને મુરાકિબ થયા.

થોડી વાર પછી આપે માથું ઉઠાવીને ફરમાવ્યું,

'યારો! અલી સૂફી આવી ગયા છે.'

અલી સૂફી આપના એક ખાદિમ હતા. તેને આપ બુખારામાં ખિદમતના માટે મૂકી આવ્યા હતા. હઝરતની વાત સાંભળીને સૌ અચંબામાં પડી ગયા કે બુખારાથી અલી સૂફી અહીં કેવી રીતે આવી ગયા!

એટલામાં તેઓએ અલી સૂફીને પાણી પર હવાની જેમ આવતા જોયા. તેના પગ પણ ભીંજાયા ન હતા! જ્યારે તે હઝરત અમીર કુલાલ (રહ.)ની ખિદમતમાં હાજર થયા તો આપે તેને ઠપકો આપ્યો અને ફરમાવ્યું,

'તમે ઘરથી ક્યારે રવાના થયા હતા?'

અલી સૂફીએ કહ્યું,

'હે મખ્દૂમ! આપનો ઈશ્તિયાક મારા પર એવો ગાલિબ થયો કે હું બેઈખ્તિયાર થઈ ગયો. જ્યારે મેં આંખો ખોલી તો મેં પોતાને અહીં જોયો.'

હઝરત અમીર (રહ.)એ ફરમાવ્યું,

'જે રીતે તમે આવ્યા છો તે રીતે ફરી પાછા ચાલ્યા જાઓ અને જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી ત્યાં જ રહેજો!'

અલી સૂફીએ હઝરત અમીર (રહ.)ના હુકમથી ફરી પાછાં પોતાના કદમ પાણી ઉપર મૂક્યા અને રવાના થયા. તેમના પગ-સુદ્ધાં ભીનાં ન થયા અને તરત જ બુખારા પોતાના ઘરે પહોંચી ગયા!

□

જેમના મુરીદ આવા હોય તેમના પીર કેવા હશે!

### કઅબા શરીફને આપનો તવાફ કરતાં જોયો

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.) મઅરિફતમાં ડૂબેલાં હતા. આપ મનાસિકે હજ્જનો હાલ પોતાના મુરીદોને બયાન કરી રહ્યા હતા. જાણે આપ મનાસિકની નજીક છે! ઉલમાના ઈખ્તેલાફ અને ઈત્તેફાકની તેમ જ બીજી તમામ વાતો આપે બયાન ફરમાવી.

હાજર જનો આ સાંભળીને દંગ થઈ ગયા!

હાજર જનોમાં એક બેએઅતતેકાદ (શ્રદ્ધા વગરનો) શખ્સ મોજૂદ હતો. તેના દિલમાં ખ્યાલ આવ્યો કે,

હઝરત અમીરે કાબાને ક્યારે જોયો છે? આપ હજજ પઢવા તો ગયા નથી! આપ એ વાતો કેવી રીતે બયાન કરી શકે! મુનાસિબ તો એ છે કે જેણે કાબા શરીફને જોયો હોય તેણે જ આવી વાતો બયાન કરવી જોઈએ!

થોડી વાર પછી હઝરત અમીર (રહ.) બહાર આવ્યા. અને પેલા શખ્સનો હાથ પકડીને ફરમાવ્યું,

'હે નાદાન! આવ, અને જો તને શું દેખાય છે!'

તેણે ધ્યાનથી જોયું તો કાબા શરીફને હઝરત અમીરના ફરતે તવાફ કરતાં તેણે જોયો!

હઝરત અમીર (રહ.)એ ફરમાવ્યું,

'હે નાદાન! જે શખ્સના પાસે કંઈ પણ નાણાં ન હોય તે એવો ખ્યાલ કરે છે કે બીજા કોઈ પાસે પણ નાણાં નથી. જ્યાં સુધી તારા દિલની આંખો ખૂલશે નહિ ત્યાં સુધી તને કંઈ દેખાશે નહિ.'

□

આ બનાવ હઝરત ખ્વાજા અબૂલ હફસ કબીર બુખારી (રહ.)ની મસ્જિદમાં જ્યારે આપ પોતાના તમામ અસ્હાબ સાથે એ મજલિસમાં બેઠેલાં હતા ત્યારે બન્યો.

પેલા શખ્સે તૌબા કરી અને રાહે ખુદાનો મકબૂલ થઈ ગયો.

## સિંહે આપની સામે માથું ઝૂકાવી દીધું

હઝરત અમીર કુલાલ (રહ.)ના કેટલાક મુરીદો હઝરત અતા (રહ.)ના મઝાર તરફ જતા હતા. થોડે દૂર ગયા હતા એટલામાં એક સિંહ ત્યાં આવ્યો અને રસ્તો રોકીને ઊભો રહી ગયો.

મુરીદો મુંઝવણમાં મૂકાયા કે હવે શું કરવું? એટલામાં તેઓએ જોયું કે હઝરત અમીર (રહ.) તશરીફ લાવ્યા. આપે સિંહની

ગર્દન પકડીને તેને રસ્તામાંથી ખસેડી દીધો અને મુરીદો ત્યાંથી આગળ વધ્યા. તેઓએ જોયું કે સિંહે એ રીતે પોતાનું માથું ઝૂકાવી લીધું હતું કે જાણે તે હઝરત અમીર (રહ.)ની તઅઝીમ કરી રહ્યો હતો.

પછી તે સિંહ પાછો ચાલ્યો ગયો.

હઝરત અમીર (રહ.)એ મુરીદોને ફરમાવ્યું

'જે શખ્સ ઝાહિરમાં અને બાતિનમાં અલ્લાહ તઆલાથી ડરે છે તો અલ્લાહ તઆલા દરેક ચીઝને તેનાથી ડરાવે છે. અને જે અલ્લાહ તઆલાથી ડરતો નથી તે દરેક ચીઝથી ડરે છે.'

વળી આપે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલા કોઈ એવી ચીઝ આદમી પર મુસલ્લત નથી કરતા કે જેનાથી તે ડરે બલ્કે તમામ ચીઝો આદમીથી ડરે છે પરંતુ શરત એ છે કે તે ખુદાથી ડરે.'

□

હઝરત અમીર (રહ.)એ ફરમાવ્યું કે,

'કોઈ શખ્સ કોઈ એવી વાડીમાં જાય કે તેમાં અસંખ્ય વૃક્ષો હોય અને એ વૃક્ષો પર અસંખ્ય ડાળીઓ હોય, અને દરેક ડાળી પર અસંખ્ય પાંદડાંઓ હોય, અને દરેક પાંદડાં પર એક પક્ષી બેઠેલું હોય, અને તે મધુર સ્વરે કહે કે,

'અસ્સલામુ અલૈકુમ યા વલીયલ્લાહ !'

તો પણ તે શખ્સ અલ્લાહ તઆલાથી ડરે અને એ જ ખ્યાલ કરે કે એ ધોકો અને ફરેબ છે!

તમામ કામોનો પાયો ખુદાતરસી (ખુદાનો ડર) છે.'

મુર્ગે ઈમાંરા દો પરે ખૌફો રજા અસ્ત,

ઈમાન રૂપી પક્ષીની બે પાંખો છે : ખુદાનો ખૌફ અને ખુદાની રજા (પ્રસન્નતા),

મુર્ગે બે પર રા પરાનીદન ખતાસ્ત.

જે પક્ષીને એ બે પાંખો ન હોય તેને ઉડાવવું અપરાધ છે.

□

## પળવારમાં ક્યાંથી ક્યાં!

એક વખતે અરૂઝન નામના એક ગામમાં એક શખ્સનો ઈન્તેકાલ થઈ ગયો. તેણે વસીયત કરી હતી કે તેની જનાઝાની નમાઝ હઝરત અમીર (રહ.) પઢાવે.

તે વખતે હઝરત અમીર (રહ.) સોખારમાં હતા.

પેલા શખ્સના ઘરે ઘણાં મશાઈખ પણ ભેગા થયા હતા. હઝરત અમીર વાશી અને મૌલાના શમ્સુદ્દીન ઈસ્કુલી અને હઝરત મૌલાના તાજુલ હક પણ ત્યાં હાજર હતા. તેમણે હઝરત અમીર (રહ.)ની ખિદમતમાં કોઈ સંદેશવાહકને મોકલવાનો વિચાર કર્યો.

હઝરત શેખ સુફી આસૂન્કી (રહ.)એ કહ્યું,

'સંદેશવાહક મોકલવાની જરૂરત નથી. હઝરત પોતે જ તશરીફ લાવશે. અલ્લાહ તઆલાએ આપને બાતિની સફાઈ ઈનાયત કરેલી છે. આપ સંદેશવાહક વગર જ આવી જશે.'

□

થોડી વાર થઈ હશે કે હઝરત અમીર (રહ.) ત્યાં તશરીફ લાવ્યા. લોકો આપના સન્માન માટે ઉમટી પડ્યા.

આપે પેલા અઝીઝની જનાઝાની નમાઝ પઢાવી અને તેને દફન કર્યો!

આ છે અલ્લાહવાળાની શાન!

□

એવો જ બીજો એક બનાવ પણ વાંચો:

એક ગામમાં હઝરત અમીર (રહ.)ના મુરીદો અને બીજા કેટલાક શખ્સો બેસીને વાતો કરતા હતા. તેમાં અલ્લાહવાળાઓની કરામતો વિષે ચર્ચા નીકળી.

મૌલાના જલાલુદ્દીને કહ્યું કે,

'શું હજુ પણ કોઈ એવો મર્દ દુનિયામાં મોજૂદ છે કે જે શરીઅતનો પણ પાબંદ હોય અને તરીકતની રાહ પર પણ ચાલતો હોય!'

હઝરત અમીર (રહ.)ના મુરીદોમાંથી એક જણે કહ્યું કે,

'મખ્દૂમ! આપણા જમાનાનાં એવા પણ મર્દ છે જેઓ એ તમામ સિફતો ધરાવે છે. અને તેમને એવો કમાલ હાસિલ છે કે એક પળમાં પૂર્વથી પશ્ચિમ સુધી જઈને પાછા આવે છે!'

હઝરત મૌલાના જલાલુદ્દીને પૂછ્યું,

'એવા મર્દ ક્યાં છે!?'

પેલા મુરીદે ઉત્તર આપ્યો,

'હે મૌલાના સાહેબ! મેં જે મર્દની વાત કરી છે તે મારા શેખ અને સરદાર છે.'

મૌલાનાએ પૂછ્યું,

'શું તમે મને તેમની સુહબતમાં લઈ જઈ શકો એમ છો કે જેથી હું તેમના ચરણોની ધૂળને મારી આંખોનો સૂરમો બનાઉં! અને આપની સુહબતને હાસિલ કરું?'

પેલા મુરીદે કહ્યું,

'તમારે ત્યાં જવાની જરૂરત નથી. તેમના તરફ તવજ્જુહ (ધ્યાન) કરવું જોઈએ. તેઓ પોતે જ તશરીફ લાવશે!'

જ્યારે મૌલાનાએ તવજ્જુહ કરી તો હઝરત અમીર (રહ.) તરત જ તશરીફ લાવ્યા અને તે મજલિસમાં બેસી ગયા. પેલા મુરીદે મૌલાનાને કહ્યું,

'મારા શેખ આવી ગયા છે!'

મૌલાના જલાલુદ્દીને હઝરતને પૂછ્યું,

'હે મખ્દૂમ! આપ કયા કારણે આ પ્રદેશમાં તશરીફ લાવ્યા?'

હઝરત અમીર (રહ.)એ ફરમાવ્યું,

'મને તમારી તલબ અને તવજ્જુહ આ પ્રદેશમાં લાવી છે. જ્યારે તાલિબ તલબમાં સાબિત કદમ હોય છે ત્યારે તે જે કંઈ તલબ કરે છે, અલ્લાહ તઆલા તેને પહોંચાડે છે.'

હઝરત મૌલાનાએ હઝરત અમીર (રહ.)થી બૈઅત કરી અને

ઉચ્ચ મકામો હાસિલ કર્યા તેમ જ આપની ઈજાઝત અને ઈશારત પણ પ્રાપ્ત કરી.

## પક્ષીઓનું આજ્ઞાપાલન

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.) કિરામાન ગયા. શેખ ઈબ્રાહીમ કિરામાની ત્યાં જ હતા. હઝરત અમીર કુલાલ (રહ.)એ શેખ ઈબ્રાહીમને ફરમાવ્યું,

'ઈબ્રાહીમ! અમારા માટે હલાલ ગોશ્ત લઈ આવો!'

શેખ ઈબ્રાહીમે અરજ કરી,

'હે અમીર! હું હલાલ ગોશ્ત ક્યાંથી લાઉં?! અત્યારે હલાલ ગોશ્ત વેચાતું નથી!'

આપે ફરમાવ્યું

'તમે જંગલમાં જાઓ. ત્યાં પક્ષીઓને બોલાવો. જ્યારે તેઓ તમારી પાસે આવે ત્યારે તેઓમાંથી થોડાંને પકડીને મારી પાસે લઈ આવો. તેમનું ગોશ્ત હલાલ હશે.'

શેખ ઈબ્રાહીમ જંગલમાં ગયા અને પક્ષીઓને બોલાવ્યા. તો જંગલના તમામ પક્ષીઓ તેમની ફરતે ભેગાં થઈ ગયાં. શેખ સાહેબ તેઓમાંથી કેટલાંકને પકડીને લઈ ગયા અને હઝરત અમીર કુલાલ (રહ.)ની ખિદમતમાં પેશ કર્યાં.

આ બનાવ પછી શેખ ઈબ્રાહીમ જ્યારે પણ જંગલમાં જતા અને પક્ષીઓને બોલાવતા ત્યારે હઝરત અમીર કુલાલ (રહ.)ના ફરમાનની બરકતથી પક્ષીઓ એમની પાસે દોડી આવતાં.

□

## અમીર તૈમૂરને સલ્તનતની ખુશખબર આપી

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.) બુખારાની જામેઅ મસ્જિદમાં જુમ્આની નમાઝ અદા કરીને પોતાના મુરીદો સાથે બહાર આવ્યા અને પોતાના ઘર તરફ જવા લાગ્યા. રસ્તામાં એક મેદાનમાં એક તંબૂ તાણેલો હતો અને તેની બહાર કેટલાક માણસો બેઠેલાં હતાં.

હઝરત અમીર કુલાલ (રહ.)એ પોતાના મુરીદોને જણાવ્યું કે આ અમીર તૈમૂરનો તંબૂ છે. આપના શબ્દો સાંભળીને અમીર તૈમૂર તંબૂમાંથી બહાર નીકળી આવ્યો. આપની પાસે આવીને તેણે નમ્રતાપૂર્વક અરજ કરી,

'હે મખ્દૂમ! આજે હું આપની મુબારક જબાનથી કોઈ દુઆ સાંભળવા ચાહું છું જેનાથી મારા દિલને સંતોષ થાય!'

હઝરત અમીર કુલાલ (રહ.)એ ફરમાવ્યું,

'દુરવેશોની વાતો મખ્ફી (ગુપ્ત) હોય છે! મારી પણ એ જ આદત છે કે જ્યાં સુધી અઝીઝોની રૂહાનિયતથી હુકમ ન થાય ત્યાં સુધી હું કંઈ કહેતો નથી. અને મારા દાદા બુઝુર્ગવાર પણ પોતે કોઈ વાત કહેતા ન હતા. તમારે ઈંતેઝાર કરતા રહેવું જોઈએ અને ગાફિલ થવું ન જોઈએ. તમારા કામમાં રોશની ઘણી છે. તમારી બેહતરી થશે.'

ઘરે પહોંચીને હઝરત અમીર કુલાલ (રહ.) પોતાના એકાંત ઓરડામાં ગયા અને થોડીવાર પછી ઈશાની નમાઝ માટે બહાર આવ્યા. નમાઝ બાજમાઅત અદા કર્યા પછી હઝરત અઝીઝાં (રહ.)ની રૂહાનિયતથી કંઈક વાતચીત કરી. પછી શૈખ મનસૂર નામના પોતાના એક મુરીદને બોલાવ્યા અને તેમને કહ્યું કે જલ્દીથી અમીર તૈમૂર પાસે જાઓ અને તેને કહો કે તંબૂમાંથી બહાર નીકળી આવે અને તરત જ ખ્વાર્ઝુમ શહેર તરફ રવાના થઈ જાય. મશાઈખની અર્વાહે તૈયિબાએ બુખારાની સલ્તનત તેને આપી દીધી છે. અને તેના ફરઝંદોને આપી છે.'

જ્યારે શૈખ મનસૂર અમીર તૈમૂરની પાસે પહોંચ્યા ત્યારે જોયું કે અમીર તૈમૂર ઈંતેઝાર કરતો ઊભો હતો. તેણે પૂછ્યું કે હઝરત અમીર (રહ.)એ શું ફરમાવ્યું? શૈખ મનસૂરે તમામ વાત કહી દીધી. અમીર તૈમૂર તરત જ ઘોડા ઉપર સવાર થયો અને ખ્વાર્ઝુમની તરફ રવાના થઈ ગયો. અલ્લાહ તઆલાએ તેને સલ્તનત આપી. ખ્વાર્ઝુમથી ફતેહમંદ થઈને તે પાછો આવ્યો.

□

જે શખ્સ બુઝુર્ગોની ઈજાઝત અને હુકમથી કામ કરે છે તેનુ કામ દિન પ્રતિ દિન અને ઘડી પ્રતિ ઘડી તરક્કી પકડે છે.

## અમીર તૈમૂર કમાલના દરજ્જે પહોંચ્યા

એક રાતે અમીર તૈમૂર શૈખ શમ્સુદ્દીન કશી (રહ.) સંગાથે હઝરત અમીર કુલાલ (રહ.)ની ખિદમતમાં હાજર થવા માટે રવાના થયા. રસ્તામાં એક તુર્ક બકરીઓ લઈને તેઓની સાથે થયો. તે પણ હઝરત અમીર (રહ.)ની ઝિયારત માટે જ જતો હતો. જ્યારે હઝરત અમીર (રહ.)ના ગામ નજીક પહોંચ્યા તો કોઈ માણસ દેખાતો ન હતો કે જેને હઝરતના ઘરનું ઠેકાણું પૂછી શકાય. તરત જ હઝરત અમીર (રહ.) તશરીફ લાવ્યા અને તેઓને પોતાના ઘરે લઈ ગયા.

હઝરતે ફરમાવ્યું,

'ભાઈઓ! જે શખ્સ કોઈ દુરવેશની ઝિયારત માટે જાય છે તે કદી રસ્તો ભૂલતો નથી.'

હઝરત આ ફરમાવતા હતા એટલામાં પેલા શખ્સની બકરીઓ ભાગી ગઈ. પેલો તુર્ક તેની પાછળ દોડવા લાગ્યો.

હઝરત અમીર (રહ.)એ તે તુર્કને ફરમાવ્યું,

'હે ભાઈ! તું તકલીફ ન કર. થોભી જા! બકરીઓ ક્યાંય જશે નહિ!'

તુર્ક થોભી ગયો અને હઝરતના ઘરે પાછો આવ્યો. બકરીઓ પોતે જ હઝરતના ઘરે પાછી આવી ગઈ અને પોતાના મુખ જમીન તરફ નીચા કરી દીધાં!

તે બકરીઓને ઝબહ કરીને ભોજન તૈયાર કરવામાં આવ્યું.

હઝરતે ફરમાવ્યું,

'શૈખ શમ્સુદ્દીન! જે શખ્સ અલ્લાહ તઆલાનું કામ એવી ગુપ્ત રીતે કરે કે તેને કોઈ જુએ નહિ, તો અલ્લાહ તઆલા તેનાં કામોને તેના વગર (તેના પ્રયત્નો વગર) પૂરાં કરી દે છે! કોઈ શખ્સને ખબર પણ પડતી નથી.'

□

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ શૈખ શમ્સુદ્દીનને ઈજાઝત (ખિલાફત) આપી અને અમીર તૈમૂરની તેમને સોંપણી કરી અને ફરમાવ્યું,

'એની તરબિયતમાં કસર ન કરશો.'

અને તે (અમીર તૈમૂર) પોતાના હરેક મરતબામાં એજ હુકમની સંભાળ રાખવાથી કમાલના દરજ્જે પહોંચી ગયા!

## અલ્લાહ તઆલા અને ખાસાને હકના કુર્બનો વસીલો

અમીર તૈમૂર જ્યારે સમરકંદમાં રહેતા હતા ત્યારે એક કાસિદ (સંદેશવાહક)ને હઝરત અમીર કુલાલ (રહ.)ની ખિદમતમાં બુખારા મોકલ્યો.

તેણે સંદેશો મોકલ્યો કે,

'મહેરબાની કરીને હઝરત સમરકંદ તશરીફ લાવે અને આ પ્રદેશને હઝરત પોતાના પવિત્ર ચરણોથી પાવન કરે. મારું આપની ખિદમતમાં હાજર થવું મુશ્કેલ છે કારણ કે

'ઈન્નલ મુલૂ.કુ ઈઝા દખલૂ અકરીયતન અફસદૂહા'

જ્યારે બાદશાહ કોઈ ગામમાં જાય છે તો તેને બરબાદ કરી દે છે.

□

હઝરતે કાસિદને ફરમાવ્યું કે,

'હું અહીં જ દુઆ માંગવામાં મશગૂલ છું. બીજે ક્યાંય જવાની મારી આદત નથી!'

આપે ઉમર નામના પોતાના એક પુત્રને અમીર તૈમૂરની પાસે મોકલ્યા. આપે પોતાના પુત્રને રવાના કરતી વખતે ફરમાવ્યું,

'અમીર તૈમૂર તમને નઝરાણું આપશે પરંતુ તે લેશો નહિ. અને જો કંઈ લો તો મારી પાસે ન લાવતા કારણ કે હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે એવાં નઝરાણાં કબૂલ કરેલાં નથી. જો તમે કબૂલ કરશો તો જાણે પોતાના પૂર્વજોની

મુખાલિફત કરશો. અને બીજી વાત એ છે કે દુરવેશ હમેશાં મોમિનોના હકમાં દુઆ કરવામાં મશગૂલ રહે છે. જો તેઓ દુનિયાની તરફ આકર્ષાય, લોભાય અને તેમાં મશગૂલ થાય તો તેઓની દુઆ હિજાબમાં–પર્દામાં રહે છે.'

સૈયદ અમીર ઉમર તૈમૂરની પાસે પહોંચ્યા. થોડા દિવસ તેમની પાસે રહ્યા. તે પછી પાછા ફરવાની પરવાનગી માંગી તો અમીર તૈમૂરે કહ્યું.

'બુખારાનો તમામ મુલ્ક તમને ભેટ છે!'

પરંતુ આપે કબૂલ ન કર્યો.

આપે ફરમાવ્યું,

'મને નઝરાણું કબૂલ કરવાની ઈજાઝત નથી.'

અમીર તૈમૂરે કહ્યું,

'હું મારા મખ્દૂમ (પીર)ની ખિદમતમાં કંઈ વસ્તુ મોકલું જે એમના માટે યોગ્ય હોય અને મારા કુર્બનો–સામીપ્યનો ઝરીયો હોય.'

હઝરત અમીર ઉમરે ફરમાવ્યું,

'જો તમે હઝરત અમીર (રહ.)ના દિલમાં જગા મેળવવા ચાહતા હોય તો પરહેઝગારી અને અદલ (ન્યાય)ને પોતાનાં આગવાં લક્ષણો બનાવી લો, જેથી દુરવેશોના દિલમાં તમારી જગા થાય. એ જ વાત અલ્લાહ તઆલા અને ખાસાને હકના કુર્બનો વસીલો છે. અને એના જ કારણે ઈન્સાન મકબૂલે દિલ બને છે.

'માઝાગલ બસરુ વ મા તગા'

ન આંખે પલકારો માર્યો કે ન નાફરમાની કરી

આ આયત શરીફ પણ એ જ વાતનું સમર્થન કરે છે.

સહીહ હદીસમાં છે કે,

'ઉમ્મતે મુહમ્મદી (સલ.)ના ફકીરો ઉમ્મતે મુહમ્મદી (સલ.)ના શ્રીમંતો કરતાં આખિરતના અરધા દિવસ પહેલા જન્નતમાં જશે

અને આખિરતનો અરધો દિવસ આ દુનિયાના પચ્ચીસ હજાર (૨૫,૦૦૦) વરસ બરાબર છે.' દુરવેશોએ આ વાત વિચારવી જોઈએ. શ્રીમંતો અને દુનિયાદારોની ઈર્ષા કરવી ન જોઈએ, કારણ કે અલ્લાહ તઆલાથી દૂર રહેવાનો એ જ સબબ છે. અલ્લાહ તઆલા નેક તૌફિક આપે. આમીન.

## ગુસ્તાખીની સઝા

એક દિવસે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) પોતાના મુરીદો સંગાથે બુખારાની જામેઅ મસ્જિદ તરફ જતા હતા. રસ્તામાં એક ખેડૂત પોતાના ખેતરમાં નોકર જોડે ખેતી કામમાં મશગૂલ હતો.

નોકરે તેને પૂછ્યું,

'આ કોણ લોકો છે?'

ખેડૂતે જવાબ આપ્યો,

'એ લોકો મફતનું ખાનારાઓ છે!'

હઝરત અમીર (રહ.)ને કશ્ફથી આ વાતની જાણ થઈ ગઈ. આપે મુરીદોને ફરમાવ્યું,

'યારો! અલ્લાહ તઆલાના દુરવેશો તરફ અશ્રદ્ધા ન કરો અને તેઓને હિકારતની નઝરથી ન જુઓ કે દુનિયાથી ગ્રાફિલ થઈને જાઓ!'

મુરીદોને નવાઈ લાગી કે શી બાબત બની હશે કે હઝરત અમીર (રહ.)એ આ પ્રમાણે ફરમાવ્યું! મુરીદોને હકીકતની ખબર ન હતી. જ્યારે મસ્જિદથી પાછાં આવ્યા ત્યારે જોયું તો પેલા ખેડૂતને ભારે તાવ ચઢયો હતો અને તે મરવાની તૈયારીમાં હતો. જ્યારે તેની પાસે પહોંચ્યા ત્યારે હઝરતે ફરમાવ્યું કે,

'આ શખ્સને કારી તીર લાગ્યું છે. હવે એનો ઈલાજ નથી. એને ઘરે લઈ જાઓ!'

ઘરે પહોંચતાં જ તે મૃત્યુ પામ્યો.

અલ્લાહવાળાઓ સાથે ગુસ્તાખી કરવાની સઝા આવી આકરી હોય છે. અલ્લાહ તઆલા એનાથી બચાવે. આમીન.

## મર્દાને ગૈબની સુહબત

હઝરત અમીર કુલાલ (રહ.) દિવસે માનવોની સુહબતમાં રહેતા હતા અને રાતે મર્દાને ગૈબની સુહબતમાં રહેતા હતા. પરંતુ આ વાતની કોઈને ખબર ન હતી.

આપના એક મુરીદને આપની સુહબતની ખ્વાહિશ થઈ. જ્યારે રાત થઈ ત્યારે તે હઝરત અમીર કુલાલ (રહ.)ની ખિદમતમાં આવ્યો. તેણે જોયું કે ઘણાં લોકો આપની ખિદમતમાં માથુ ઝુકાવીને ચુપચાપ બેઠાં છે! કોઈને વાત કરવાની હિંમત થતી ન હતી. આપ પણ ખામોશ બેઠા છે.

મુરીદે હુજરાની બહાર ઉંબર આગળ ઊભા રહીને ધ્યાનપૂર્વક આંખો ફાડીને હુજરામાં નજર નાંખી તો શું જુએ છે કે હુજરામાં કોઈ નથી! માત્ર હઝરત અમીર કુલાલ (રહ.) એકલા જ બેઠા છે. હઝરત અમીર (રહ.) નૂરે કરામતથી જાણી ગયા.

હઝરતે ફરમાવ્યું,

'અંદર આવી જા! તને ખુશખબરી થાય. જે કંઈ તારો ઈરાદો હતો તે પૂરો કરવામાં આવ્યો. તારો મતલબ હાસિલ થઈ ગયો. પરંતુ ખબરદાર! કોઈને આ વાત જાહેર કરીશ નહિ!'

પેલા મુરીદે હઝરતને પૂછ્યું,

'હે મખ્દૂમ! મને એ જાણવા મળ્યું નહિ કે એ લોકો કોણ હતા?'

હઝરતે ફરમાવ્યું,

'તેઓ મર્દાને ગૈબ હતા. હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ની વફાત બાદ ક્રમવાર મારા સુધી પહોંચ્યા છે. એ લોકો હજુપણ એ જ પ્રમાણે સેવા કરે છે પરંતુ એ શરતે કે તે શખ્સ હકનો સેવક હોય. અને શરીઅતે નબવી (સલ.)ની પૈરવી કરનારો હોય. રુખ્સત (શરીઅતે આપેલી છૂટછાટ) પર

અમલ કરતો ન હોય. તેઓ સાહબે રુખ્સતથી દૂર રહે છે, કારણ કે રુખ્સત પર અમલ કરવું કમઝોરોનું કામ છે. જો તમે પણ આ જ તરીકા પર ચાલશો તો તેઓથી ફાયદો પામશો.

## મિત્રને મદદ કરી

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.) પોતાના એક મિત્રને ત્યાં ગયા. તે વખતે મિત્ર શિકાર કરવા માટે ગયેલા હતા. તેમને બોલાવવા માટે એક માણસને મોકલવામાં આવ્યો. પેલા માણસે જઈને જ્યારે ખબર આપી ત્યારે સંજોગવશાત એક પણ શિકાર હાથ આવ્યો ન હતો. તે મિત્ર ઘણો ઉદાસ થઈ ગયો કે હવે હઝરત અમીર (રહ.)ની ખિદમતમાં શું હાજર કરીશ! પછી તેણે આપ (રહ.)ની તરફ તવજ્જુહ કરી અને ઘર તરફ ચાલવા માંડયો. રસ્તામાં તેણે જોયું કે બે પક્ષી બરફના નીચે જીવતા દબાઈ ગયેલાં છે. તે બંને પક્ષીને પકડીને આપની પાસે આવ્યો.

હઝરતે ફરમાવ્યું,

'જો આ બંને પક્ષી પણ બરફના નીચે દબાયેલાં ન હોતે તો તું શું કરતે? ખબરદાર! એને તું પોતાના તરફથી ખ્યાલ કરીશ નહિ.'

તે શખ્સે આપનો ખૂબ આભાર માન્યો.

## દરવેશોની કસોટી કરવાનું પરિણામ

એક દિવસે બુખારાના ઈમામો હઝરત અમીર કુલાલ (રહ.) ની ખિદમતમાં હાજર થવા રવાના થયા. દરેકે પોતાના દિલમાં એક ખાસ ચીઝની ખ્વાહિશ કરી હતી કે જોઈએ એવું થાય છે કે નહિ!

તેઓની ખ્વાહિશ એ હતી કે દરેકની સામે પકાવેલું કુલંગ પક્ષી મૂકવામાં આવે અને પોતાના નોકરોને એક-એક મુર્ગાબી (જળપક્ષી) આપવામાં આવે. ખાવિંદશાહ નામના શખ્સની ખ્વાહિશ એ હતી કે તેની સમક્ષ પકાવેલા કુલંગ પક્ષીની સાથે એક છરી પણ મૂકવામાં આવે કે જેથી છરી વડે તેના ટુકડા કરીને ખાય!

તે જ વખતે હઝરતના પુત્ર અમીર હમ્ઝા પુષ્કળ કુલંગ પક્ષીઓ અને મુર્ગાબ પક્ષીઓ પકડીને ત્યાં હાજર થયા. હઝરતે તેમને (પુત્રને) દુઆ આપી અને ફરમાવ્યું,

'બુખારાના ઈમામો અહીં આવી રહ્યા છે. દરેકના દિલમાં એક ખાસ ચીઝની ખ્વાહિશ છે. તેઓની જે ખ્વાહિશ છે તે જ પક્ષીઓ તમે લાવ્યા છો.'

એ પક્ષીઓ પકાવવામાં આવ્યા અને પેલા ઈમામોના આવવાની પ્રતીક્ષા કરવા લાગ્યા. જ્યારે તેઓ આવ્યા અને આપના મકાનમાં ઉતર્યા ત્યારે હઝરત અમીર કુલાલ (રહ.)એ પોતાના પુત્ર અમીર હમ્ઝા (રહ.)ને હુકમ આપ્યો કે દસ્તરખાન બિછાવીને તેના ઉપર ભોજન પીરસો. અને ખાવિંદશાહની સમક્ષ એક તેઝ છરી પણ મૂકશો જેથી તે છરી વડે કાપીને ખાઈ શકે. તેણે મારાથી એવી જ ખ્વાહિશ કરી છે.

દરેકની સામે ભોજન પીરસવામાં આવ્યું. પોતાની ખ્વાહિશ પ્રમાણેની જ ચીઝો જોઈને બધાં દંગ થઈ ગયા! અને હઝરતના કમાલના પ્રશંસક થઈ ગયા. ખાવિંદશાહે છરી વડે પક્ષી કાપવાનો પ્રયત્ન કર્યો ત્યારે છરી અચાનક પક્ષીના બદલે તેના હાથ પર જ ફરી ગઈ અને હાથ એવી રીતે કપાઈ ગયો કે હાથનું હાડકું દેખાવા માંડ્યું! લોહી કોઈ રીતે બંધ થતું ન હતું! ઘણા પ્રયત્નો કર્યા પણ નકામા નીવડ્યા.

હઝરત ત્યાં આવ્યા અને ફરમાવ્યું,

'હે ભાઈ કોલ[1]! જે શખ્સ દુરવેશોને અજમાવે છે અને તેઓની કસોટી કરે છે તેની આવી જ હાલત થાય છે!'

હઝરતે ખાવિંદશાહને 'કોલ' શબ્દથી સંબોધન કર્યું એટલે પછી તેનું નામ 'કોલી' પડી ગયું!

**હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની રૂહાની તર્બિયત ફરમાવી**

અગાઉ હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)ના

• ૧ કોલ : તળાવ અથવા ખાડો

હાલાતમાં એ વાત આવી ગઈ છે કે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના જન્મના ત્રીજા દિવસે હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)એ આપને પોતાની ફરઝંદીમાં કબૂલ ફરમાવ્યા હતા અને આપની તર્બિયત માટે હઝરત અમીર કુલાલ (રહ.)ને ખાસ સૂચના આપી હતી કે એમની તર્બિયતમાં કોઈ કસર બાકી ન રાખશો.

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ પોતાના પીરો મુરશિદની સૂચના પ્રમાણે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ની તર્બિયતમાં કોઈ કસર બાકી ન રાખી.

એક દિવસ આપે ફરમાવ્યું,

'હે ફરઝંદ બહાઉદ્દીન! હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસીના નકશે કદમ પર ચાલીને મેં તમારા હકને પૂરો કર્યો છે. કારણ કે આપે ફરમાવ્યું હતું કે જેવી રીતે મેં તમારી તર્બિયતનો હક અદા કર્યો છે તેવી રીતે તમે મારા ફરઝંદ બહાઉદ્દીનનો હક અદા કરજો. એમાં ફર્ક ન કરશો. મેં એવું જ કર્યું છે.'

પછી પોતાના સીના તરફ ઈશારો કરીને ફરમાવ્યું,

'મેં મારા પિસ્તાપ (છાતી)ને તમારા માટે સૂકવી દીધી છે. (અર્થાત્ મારા સીનામાં જે કંઈ રૂહાની ફૈઝાન હતા તે તમામ તમને આપી દીધો છે, કંઈ બાકી રાખ્યું નથી) જેથી તમારું રૂહાનિયતનું મુર્ગ (પક્ષી) બશરીય્યતના ઈંડામાંથી બહાર નીકળી આવે. પરંતુ તમારી હિમ્મતનું પક્ષી બુલંદ પરવાઝ (ઉચ્ચ ઉડ્ડયન શક્તિવાળું) થયું છે. હવે તમને ઈજાઝત છે, જ્યાંથી તમારા દિમાગમાં ખૂશબૂ પહોંચે, ભલે તુર્ક હોય કે તાજીક, ખુશીથી તલબ કરો, અને પોતાની હિમ્મત પ્રમાણે ખુદાની તલબમાં કોતાહી ન કરો.'

□

એક દિવસે હઝરત અમીર કુલાલ (રહ.)એ હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ને ફરમાવ્યું,

'જ્યારે ઉસ્તાદ શાગિર્દની તર્બિયત કરે છે તો તેને એવી ઇચ્છા જરૂર થાય છે કે પોતાની તર્બિયતનું પરિણામ શાગિર્દમાં જુએ. જેથી તેને વિશ્વાસ થઈ જાય કે તેની તર્બિયત સફળ થઈ. જો શાગિર્દના કામમાં કંઈ કમી રહી ગઈ હોય તો તેને પૂરી કરી દે.'

તે પછી આગળ ફરમાવ્યું કે,

'મારો પુત્ર અમીર બુર્હાન હાજર છે. હજુ સુધી એના ઉપર કોઈએ કબ્જો કર્યો નથી અને મઅનવી તર્બિયત કરી નથી. મારી ઇચ્છા છે કે એની તર્બિયતમાં તમે મશગૂલ થઈ જાઓ. એની અસર હું જોઉં. જેથી મને તમારી સિફત પર ભરોસો થઈ જાય.'

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) મુરાકિબ થઈને હઝરત અમીર કુલાલ (રહ.)ની તરફ તવજ્જુહ કરીને બેઠેલા હતા. અદબના કારણે હઝરતના હુકમનું પાલન કરવામાં મોડું થયું.

હઝરત અમીર સૈયદ કુલાલ (રહ.)એ ફરમાવ્યું,

'એમાં મોડું કરવું ન જોઈએ!'

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ પોતાના પીરના હુકમનું પાલન કર્યું અને એમના પુત્ર અમીર બુર્હાનના બાતિન (દિલ)ની તરફ મુતવજ્જેહ (ધ્યાનિત) થયા, અને તેના બાતિનના તસર્રુફમાં મશગૂલ થયા. તરત જ એ તસર્રુફના ચિન્હો અમીર બુર્હાનના ઝાહિર અને બાતિનમાં દેખાવા શરૂ થઈ ગયાં અને તેમનો ઉચ્ચ હાલ જાહેર થઈ ગયો! સુકરે હકીકીનો પ્રભાવ પણ જાહેર થવા માંડયો![1]

## દરવેશની વસ્તુને દુનિયાની આગ સળગાવી શકતી નથી

એક દિવસે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) સગડી સળગાવતા હતા. એટલામાં ત્યાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ) આવ્યા. હઝરતે ફરમાવ્યું,

• ૧ 'નફહાતુલ ઉન્સ' પા. ૪૧૨

'બહાઉદ્દીન! તું ઠીક સમયે આવ્યો. લે આ સગડીમાં આગ સળગાવ!'

ખ્વાજા સાહબ (રહ.) આગ સળગાવવા લાગ્યા. ખ્વાજા સાહબ (રહ.)ના ચામડાંના પહેરણમાં ઘણી જૂ હતી. ગરમીના કારણે જૂ સળવળાટ કરવા લાગી. ખ્વાજા સાહબે જૂથી કંટાળીને પહેરણ ઉતારી આગમાં ઝોંકી દીધું. જ્યારે હઝરત અમીર કુલાલ (રહ.)ને જાણ થઈ તો આપે ફરમાવ્યું,

'હે બહાઉદ્દીન! તેં આમ શા માટે કર્યું!'

ખ્વાજા સાહબ (રહ.)એ કહ્યું,

'મારાથી ભૂલ થઈ. મને માફ કરો.'

હઝરતે ફરમાવ્યું,

'તમારું પહેરણ આગમાંથી કાઢી લો!

ખ્વાજા સાહબ (રહ.)એ કહ્યું,

'હે મખ્દૂમ! જો મારું પહેરણ પથ્થરનું હોતે તો પણ આ આગમાં પીગળી જતે.'

હઝરતે ખ્વાજા સાહબને ઠપકા ભરેલા સ્વરે ફરમાવ્યું,

'શું તને ખબર નથી કે એ દુરવેશોનો લિબાસ છે અને આતિશે શૌક (પ્રેમાગ્નિ)માં સળગી ચૂકેલો છે. એને દુનિયાની આગ કેવી રીતે સળગાવી શકે!'

ખ્વાજા સાહબે પહેરણ જોયું તો બિલકુલ જેવું ને તેવું હતું.

હઝરત અમીર (રહ.)એ ફરમાવ્યું,

'હે બહાઉદ્દીન! જે ચીઝો દુરવેશોના બદન પર હોય છે તેને દુનિયાની આગ સળગાવી શકતી નથી તો પછી જે ચીઝ દુરવેશના દિલમાં હોય તેને દોઝખની આગ કેવી રીતે સળગાવી શકે! અલ્લાહ તઆલાની મહેરબાનીઓનો કોઈ અંત નથી!'

## ઝિક્રે ખફી ફરીથી શરૂ થયો

હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ને હઝરત

ખ્વાજા ખિઝર (અલૈ.)એ ઝિક્રે ખફી (ઝિક્રે કલ્બી) અર્થાત ઈસ્મે-ઝાતના ઝિક્રનો સબક આપ્યો હતો એટલે નકશબંદી સિલસિલામાં હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)થી ઝિક્રે ખફીની શરૂઆત થઈ હતી.

તે પછી હઝરત ખ્વાજા મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)ના જમાનામાં પણ એ તરીકો ચાલુ રહ્યો પરંતુ તે પછી હઝરત ખ્વાજા મેહમૂદ અંજીર ફગનવી (રહ.)એ કોઈ મસ્લેહતના કારણે ઝિક્રે જહરી (ઝબાની ઝિક્ર) અર્થાત 'નફી ઈસ્બાત'ની તાલીમ આપવા માંડી.

તે પછી ઝિક્રે જહર (ઝબાની ઝિક્ર)નો તરીકો હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.), હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.) અને હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ પણ ચાલુ રાખ્યો.

ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના ઝાહેરી પીર હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) છે પરંતુ આપે બતૌરે ઉવેસિયત હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની (રહ.)ની રૂહાનિયતથી ફેઝ હાસિલ કર્યો હતો.

એક દિવસે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) બુખારાના મહાન આલિમોને પોતાના પીરની ખિદમતમા લઈ ગયા (અને તેઓ પાસે ઝિક્રે ખફી ચાલુ કરવાની સિફારિશ કરાવી). એ આલિમોની વાત માન્ય રાખીને હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ ઝિક્રે ખફીની તાલીમ ફરીથી શરૂ કરી જે નકશબંદી સિલસિલામાં આજ સુધી ચાલુ છે.

## આખરી વસીયતો

જ્યારે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)નું શરીર કમજોર થઈ ગયું અને અશક્તિ વધારે થઈ ગઈ ત્યારે આપે પોતાના ફરઝંદો, ખલીફાઓ તેમજ મુરીદોને કેટલીક વસીયતો ફરમાવી જે નીચે પ્રમાણે છે. અલ્લાહ તઆલા એના પર અમલ કરવાની આપણ-ને સૌને પણ તૌફિક અને શક્તિ આપે. આમીન.

## શરીઅતની પાબંદી

હે યારો! હું તમને વસીયત કરું છું કે ઈલ્મની તલબ અને શરીઅતે મુહમ્મદી (સલ.)ની તાબેદારીથી એક પગલું પણ બહાર ન મૂકશો. તમામ દોલતો અને સઆદતો-સૌભાગ્ય એના જ વડે હાસિલ થાય છે.

## ઈલ્મનું મહત્ત્વ

જ્યાં સુધી તમે જીવતા રહો, એક કદમ પણ ઈલ્મની તલબથી દૂર ન રહેશો કારણ કે એને હાસિલ કરવું તમામ મુસલમાનો પર ફર્ઝ છે.

| | |
|---|---|
| (૧) ઈમાનનો ઈલ્મ | (૨) નમાઝનો ઈલ્મ |
| (૩) રોઝાનો ઈલ્મ | (૪) ઝકાતનો ઈલ્મ |
| (૫) હજ્જનો ઈલ્મ (જો શક્તિ હોય) | (૬) માતા-પિતાની ખિદમતનો ઈલ્મ |

(૭) સિલહ રહમી, પાડોશી સાથે સદ્‌વર્તન, ખરીદ-વેચાણનો ઈલ્મ જો એની જરૂરત હોય.

(૮) હલાલ અને હરામનો ઈલ્મ કારણ કે ઘણાં લોકો માત્ર બેઈલ્મી-અજ્ઞાનતાના કારણે હલાક-બર્બાદ થાય છે અને થયા છે.

હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે,

'લોકોનું નમાઝમાં રડવું-વિલાપ કરવું તમને ધોકો આપે છે પરંતુ તેઓનો અસલ હાલ દિરમો (નાણાંકીય વ્યવહાર) વખતે ખબર પડે છે, કે નાજાઈઝ રીતે લઈને ખર્ચ કરે છે અને જાઈઝ રીતે લઈને નાજાઈઝ કામોમાં ખર્ચ કરે છે.'

આ કાર્ય પણ બેઈલ્મી-અજ્ઞાનતાના કારણે છે.

## ખુદાથી ડરતા રહો

ખુદાદાં (ખુદાને ઓળખનાર) પણ બનવું જોઈએ અને

ખુદાખ્વાં (ખુદાને યાદ કરનાર) પણ બનવું જોઈએ.

એવાં કામોમાં મશગૂલ થવું જોઈએ જેમાં દુનિયાના બદલામાં દીન ચાલ્યો ન જાય.

હમેશાં ખુદાથી ડરતા રહેવું જોઈએ કારણ કે ખુદાથી ડરવા કરતાં ઉત્તમ બીજું કોઈ કામ નથી.

તે શખ્સથી પણ ડરો જે ખુદાથી ડરતો નથી.

જે ખુદાથી ડરે છે તેનાથી ન ડરો.

કેટલાકોનું કહેવું છે કે,

તે શખ્સથી પણ ડરો જે ખુદાથી ડરે છે.

તેના દિલને દુઃખી ન કરો.

ક્યાંક એવું ન થાય કે તે તમારા માટે બદદુઆ કરે અને તમારું કામ વેરવિખેર થઈ જાય.

### કલેમા શરીફના ઝિક્રની રીત

જ્યારે તમે ખુદાની યાદમાં મશગૂલ થાઓ ત્યારે 'લાઈલાહ'થી ગૈરુલ્લાહને રદ કરો.

જે કામો કરવાને લાયક નથી તેને ન કરો. અને 'ઇલ્લલ્લાહ'થી તમામ જાઈઝ ચીઝોને સાબિત કરો.

પોતાના દિલમાં આ ભાવાર્થને ધ્યાનમાં રાખો કે—

અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ ઈબાદતને લાયક અને સજદહ કરવાને પાત્ર નથી.

અલ્લાહ તઆલા પિતા, ઓલાદ અને સહાય તેમજ મદદથી બેપરવાહ છે.

જ્યારે તમે આ ભાવાર્થોને સમજી લેશો ત્યારે ઝાકિરોમાંથી થઈ જશો.

કેટલાક લોકોએ કહ્યું છે કે,

આ કલેમાનો ભાવાર્થ એ છે કે-

તું એ કહે કે,

'મેં ઇસ્લામ અને એમાં જે કંઈ છે તે કબૂલ કર્યો અને કુફ્ર, કાફિર અને જે કંઈ એમાં છે તેનાથી બેઝાર છું. અને એ ચીઝથી પણ બેઝાર છું જેનાથી મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બેઝાર છે.'

આ કલેમાના ભાવાર્થો અસંખ્ય (બેશુમાર) છે.

કેટલાકોએ એવું પણ કહ્યું છે કે,

આ કલેમાનો ભાવાર્થ તમામ અહકામોને કબૂલ કરવું અને તમામ બાતિલને રદ કરવું થાય છે.

જ્યારે તમે આ કલેમાના ભાવાર્થો પર અમલ કરશો ત્યારે તમે ઝાકિર થઈ જશો અને તમને સુફી કહેવું મુનાસિબ (યોગ્ય) થશે.

## ઝિક્ર અને ઈબાદતની અસર

અને એ પણ ધ્યાનમાં રાખો કે—

જેવી રીતે પાણીથી કપડાં પાક થાય છે તેવી રીતે અલ્લાહના ઝિક્રથી ઝબાન પાક થાય છે.

દાઈમી નમાઝ તમારા બદનને સાફ અને પાક કરે છે,

ઝકાત તમારા માલને પાક કરે છે,

દુશ્મનોની ખૂશી તમારા માર્ગને સાફ કરે છે,

હે યારો!

હમેશાં ઈખ્લાસ (શુદ્ધ ભાવના) રાખો અને ઈખ્લાસથી રહો.

## હલાલ રોઝીનું મહત્વ

દિલ, ઝબાન અને બદનની પાકીઝગી (પવિત્રતા)નો આધાર હલાલ રોઝી પર છે.

આદમીની હોજરી (પેટ) એક તળાવ જેવી છે.

જો તળાવનું પાણી સાફ અને પાક હશે તો (ખેતરના) વહેળા-માં પણ પાક પાણી વહેશે અને એ પાણીથી જે ફળ અને ફૂલ પેદા થશે તે પણ પાક હશે અને સફેદ હશે.

હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે, 'જે શખ્સ ચાલીસ દિવસ સુધી હલાલ રોઝી ખાય છે, અલ્લાહ તઆલા તેના દિલ અને ઝબાન પર ઈલ્મ અને હિકમતના ઝરણાં વહેતાં કરે છે અને તેનું દિલ રોશન થઈ જાય છે. અને તને એવી શક્તિ પ્રાપ્ત થાય છે કે તે પરહેઝગારીને પોતાનું આગવું લક્ષણ (શિઆર) બનાવી લે છે.'

જે શખ્સ દુનિયામાં ખુદાથી ડરે છે તે જ આખિરતમાં નજાત (મુક્તિ) પામે છે.

## તૌબાનો ખરો ભાવાર્થ

હમેશાં તૌબા કરતાં રહેવું જોઈએ. તૌબા તમામ ઈબાદતોનું શિર (માથું) છે. તૌબાનો એ મતલબ નથી કે માત્ર ઝબાનથી કહી દે કે હું તૌબા કરું છું. બલ્કે તૌબાનો મતલબ એ છે કે, પ્રથમ તો પોતે કરેલાં ગુનાહો પર દિલમાં પસ્તાવો કરે અને નિય્યત કરે કે ભવિષ્યમાં એવા ગુનાહો ન કરીશ. અને હમેશાં અલ્લાહ તઆલાથી ડરતો રહે અને પોતાના ગુનાહોના માટે માફી માંગતો રહે. આહોઝારી (રુદન અને વિલાપ) કરતો રહે, અહીં સુધી કે પોતાનામાં તૌબાની અસર પોતાને દેખાવા માંડે.

## ઈરાદતનો ભાવાર્થ

ઈરાદતનો ભાવાર્થ અલ્લાહની મરઝી છે. આદતોને છોડી દેવી, વાયદો પૂરો કરવો. અમાનત અદા કરવું, ખ્યાનત (અપ્રામાણિકતા)નો ત્યાગ કરવો, પોતાના કસૂરોને જોવા, પોતાના સારા અમલોનો ખ્યાલ ન કરવો, ઈરાદત છે.

## નેક કામોનો હુકમ કરો અને બૂરાં કામોથી રોકો

હરેક હાલતમાં નેક કામોનો હુકમ કરવો જોઈએ અને બૂરાં

કામોને રોકવા જોઈએ. હમેશાં નાજાઈઝ અને બિદઅતનાં કામોથી બચવું જોઈએ. આ આયતને હમેશાં ખ્યાલમાં રાખવું જોઈએ જેથી કયામતના દિવસે તમે આજિઝ ન થઈ જાઓ.

એ આયત આ પ્રમાણે છે:

'હે ઈમાનવાળાઓ! પોતાને અને પોતાના કુટુંબીજનોને તે આગથી બચાવો જેના ઈંધણ ઈન્સાન અને પથ્થર છે.'

## ઝકાત જરૂર આપો

ઝકાત આપવામાં ઘણી કોશિશ કરવી જોઈએ. એના નિયમોની સંભાળ રાખવી ઘણી જરૂરી છે.

હઝરત રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું છે, 'જે શખ્સ માલની ઝકાત નથી આપતો તેની નમાઝ, હજ્જ અને (બીજું) કોઈ કામ દરગાહે ઈલાહીમાં કબૂલ નથી થતું!'

## બખીલ ન બનો

બખીલ (કંજૂસ) અલ્લાહ તઆલાથી દૂર છે.
અને અલ્લાહ તઆલાના બંદાઓના દિલોથી દૂર છે.
જન્નતથી દૂર છે અને જહન્નમની નજીક છે.
જવાંમર્દ ખુદાની રેહમતથી નજીક છે, અને
અલ્લાહ તઆલાના બંદાઓના દિલોથી નજીક છે
અને જહન્નમથી દૂર છે.

## કોઇ જમાનો અલ્લાહના દોસ્તથી ખાલી નથી

હે યારો! જાણી લો!

કોઈ જમાનો એવો નથી જેમાં અલ્લાહ તઆલાનો કોઈ દોસ્ત ન હોય. અને જે અલ્લાહ તઆલાની બરકતથી સૌને ખરાબીઓથી બચાવતો ન હોય. જરૂર અને અવશ્ય એવા મર્દોના તાલિબ બનો જેથી બંને જહાનની દોલત તમને મળી શકે.

## ઉલમાની ખિદમતમાં હાજર રહો

ઉલમાની ખિદમતમાં હાજર રહેવું જોઈએ અને તેઓના સહવાસમાં રહેવું જોઈએ કારણ કે તેઓ ઉમ્મતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ના ચિરાગ છે.

જાહિલો અને તેઓની સુહબતોથી દૂર રહેજો. દુનિયાવાળા સાથે વધારે ભળશો નહિ કારણ કે તેઓની સુહબત તમને અસલી મકસદથી દૂર ફેંકી દેશે.

## સિમાઅની મજલિસથી દૂર રહેજો

સિમાઅની મજલિસ (ગીત સંગીતની મહેફીલ) અને રક્કાસો (નર્તકો)ની મજલિસમાં જવું ન જોઈએ. સિમાઅ અને સિમાઅ-વાળાઓથી દિલ મુર્દહ થઈ જાય છે.

## ચાર ફરઝંદો ચાર ખલીફાને સોંપ્યા

જ્યારે હઝરત આ વસીયતો ફરમાવી ચૂક્યા ત્યારે આપની સમક્ષ આપના ખલીફાઓ અને આપની ઓલાદ પણ હાજર હતી. આપના ચાર ફરઝંદ હતા.

૧ આપના પહેલા ફરઝંદનું નામ અમીર બુર્હાન હતું. તેમને ખ્વાજા બહાઉદ્દીન (નકશબંદ રહ.)ને સોંપ્યા.

૨ બીજા સાહબઝાદહનું નામ અમીર શાહ હતું. તેમને શૈખ યાદગાર (રહ.)ને સોંપ્યા.

૩ ત્રીજા સાહબઝાદહ અમીર હમ્ઝાને જેઓ આ કિતાબ (રશ્હાતુ-કુસ્સાલિકીન)ના લેખકના દાદા સાહબ છે તેમને મૌલાના આરિફ દહદીગરાની (રહ.)ને સોંપ્યા.

૪ ચોથા ફરઝંદ અમીર ઉમરને ખ્વાજા જમાલુદ્દીન દહઆસ્તાની (રહ.)ને સોંપ્યા.

## જાનશીની માટે વસીયત ફરમાવી

હઝરત અમીર કુલાલ (રહ.)એ પોતાનું માથું ઝુકાવી દીધું. થોડા સમય પછી આપે ફરમાવ્યું,

સૈયદ અમીર હમ્ઝાના માટે (જાનશીનીનો) હુકમ થયો છે. મશાઈખની અરવાહે પણ મને એમના માટે જ હુકમ કર્યો છે.

તે પછી આપે અમીર હમ્ઝાને ઈજાઝત અને ઈશારત કરી.

## એકાંતવાસ

તે પછી આપ એકાંતવાસમાં ચાલ્યા ગયા. ત્રણ દિવસ રાત કોઈ ફરઝંદથી વાતચીત ન કરી. ત્રણ દિવસ રાત પૂરા થયા પછી આપ મુરાકિબહમાંથી જાગૃત થયા અને અલ્લાહ તઆલાનો ખૂબ ખૂબ શુક્ર બજાવી લાવ્યા.

## ગૈબથી બશારત

હાજરજનોએ હઝરતથી અરજ કરી કે,

'હે મખ્દૂમ! આ મોકા પર આપે અલ્લાહ તઆલાનો ખૂબ શુક્ર અદા કર્યો છે. અમને પણ જણાવો કે આ શુક્રિયહનો સબબ શું છે?!'

આપે ફરમાવ્યું,

'ત્રણ દિવસ-રાતથી હું મુરાકિબહમાં હતો. એકાંતવાસના ખૂણામાં દુનિયાથી સંબંધ તોડીને બેઠો હતો. હયરતના દરિયામાં ડૂબેલો હતો કે મારો અને મારા યારોનો શું હાલ થશે?! એટલામાં ગૈબી અવાજ આવ્યો :

'હે અમીર કુલાલ! મેં તારા પર, તારા યારો પર અને તારા દોસ્તો પર અને તે લોકો પર જેમના શરીર પર તારા રસોડાની માખી પણ બેઠી હોય તેના પર રેહમત કરી અને બધા ગુનાહો માફ કરી દીધા અને ખુશ થઈ જાઓ! અલ્લાહ તઆલા પોતાના ફઝલો કરમથી તારા પર રેહમત કરશે અને તારાથી દરગુઝર કરશે.'

## ઇન્તેકાલ

ઉપરની બશારત સંભળાવી તે જ દિવસે આપનો ઈન્તેકાલ થઈ ગયો. ઈન્નાલિલ્લાહિ વ ઈન્ના ઇલૈહિ રાજિઉન.

૮ જમાદીલ અવ્વલ યા ૧૫ જમાદીલ આખર, બુધવારના દિવસે, ફજરની નમાઝ બાદ હિજરી સન ૭૭૨માં આપનો ઈન્તેકાલ થયો.

આપનો મઝારે મુબારક સોખાર નામના પ્રખ્યાત ગામમાં છે જે બુખારાની નજીક છે.[1]

## અરબસ્તાનના મુરીદો આવ્યા

આપના ઈન્તેકાલ પછી સૂફીઓની એક જમાઅત કા'બા તરફથી આવી.

તેઓને પૂછવામાં આવ્યું,

'હે અઝીઝો ! તમે ક્યાંથી આવો છો ?'

તેઓએ કહ્યું,

'અમે મક્કા-મદીનાના પ્રદેશમાંથી આવીએ છીએ. હઝરત અમીર કુલાલ (રહ.)ની ઝિયારત કરવા ચાહીએ છીએ.'

તેઓને કહેવામાં આવ્યું,

'હઝરત અમીર કુલાલ (રહ.) તો આ ફાની જગતમાંથી વિદાય થઈ ગયા છે.'

આ સાંભળીને તે આવનારાઓ ખૂબ રડયા.

બાદમાં તેઓને પૂછવામાં આવ્યું કે,

'હઝરત અમીર કુલાલ (રહ.)ને તમે ક્યાં જોયા છે? તમે તેમને કેવી રીતે જાણો છો! હઝરત તો ક્યારેય મક્કા-મદીના ગયા નથી !'

તેઓએ કહ્યું,

'અમે પણ બુખારા ક્યારેય જોયું ન હતું.'

તેઓને પૂછવામાં આવ્યું કે,

• ૧ 'રશ્હાત', 'તઝકિરએ મહમૂદ' અને 'મા'મૂલાતે મઝહરિયહ' [હવાલો : 'મશાઈખે નકશબંદિયહ' પા. ૪૦]

'હઝરત અમીર કુલાલ (રહ.) સાથે તમારો પરિચય કેવી રીતે થયો?'

તેઓએ કહ્યું,

'અમે આપના મુરીદો છીએ. અમે આપથી બૈઅત કરેલી છે. મક્કા-મદીનાના ઘણાં લોકો આપના મુરીદો છે. અમે ત્રણ વરસથી આપની સાથે ખાનએ કા'બાનો તવાફ કરતા રહ્યા છીએ. અને હજ્જ અદા કરતા રહ્યા છીએ. પરંતુ આ વરસે આપ તશરીફ નથી લાવ્યા. એટલે અમે આપની ઝિયારતની ઝંખનામાં અહીં આવ્યા પરંતુ તે પણ પૂરી ન થઈ.'

આવનારાઓએ હઝરત અમીર કુલાલ (રહ.)ની ઔલાદ વિશે પૂછપરછ કરી અને તે જ દિવસે ચાલ્યા ગયા.

વિદાયવેળાએ તેઓએ કહ્યું,

'અફસોસ! આ પ્રદેશમાં હઝરત અમીર કુલાલ (રહ.)ના મરતબાને કોઈ જાણતું નથી! અરબવાસીઓ અને મક્કા-મદીનાવાળાઓ આપના સાચા મરતબાને જાણે છે!'

કદ્રેઝર ઝરગર બદાનદ, કદ્રે જૌહર જૌહરી

સોનાની કદર સોની જ જાણે અને

ઝવેરાતની કદર ઝવેરી જ જાણે!

□

## તુર્કસ્તાનના મુરીદો આવ્યા

હઝરતના ઈન્તેકાલ પછી તુર્કસ્તાનથી કેટલાક લોકો આવ્યા. બુખારાવાસીઓએ તેઓને પૂછ્યું કે,

'તમે હઝરત અમીર કુલાલ (રહ.)ને કેવી રીતે ઓળખો છો? હઝરત તો બુખારાથી બહાર ક્યારેય ગયા નથી!'

તેઓએ કહ્યું,

'હઝરત અમીર કુલાલ (રહ.) તુર્કસ્તાનમાં એટલા મશહૂર છે કે જેની કોઈ હદ નથી. અમે બધા આપના મુરીદો છીએ. અમને જે કંઈ મુશ્કેલીઓ આવે છે, અલ્લાહ તઆલા આપની

દુઆની બરકતથી હલ કરી દે છે. હઝરતે અમને ફરમાવ્યું હતું કે અલ્લાહ તઆલાના કેટલાક બંદાઓ એવા પણ હોય છે કે એક પળમાં પૂર્વથી પશ્ચિમ સુધી સમગ્ર વિશ્વનો પ્રવાસ કરીને એવી રીતે પાછા આવે છે કે કોઈને તેમની હાલતની ખબર સુધ્ધાં પડતી નથી! તુર્કસ્તાનની શી હકીકત છે!'

તેઓએ હઝરતની એટલી તારીફ કરી કે લોકો દંગ થઈ ગયા!

## હઝરતના સાહબઝાદાઓ

હઝરતના ચાર સાહબઝાદા હતા. હઝરતે દરેકને પોતાના એક-એક ખલીફાને સોંપ્યા હતા જેનો ઉલ્લેખ આગળ આવી ગયો છે. હઝરતના ચારેય સાહબઝાદાઓ ઘણા ઉચ્ચ મરતબાવાળા સાહબે કરામાત બુઝુર્ગો થયા છે. તેઓનો ટૂંકો પરિચય અહીં આપ્યો છે.

## શૈખ અમીર બુર્હાન (રહ.)

હઝરતના સૌથી મોટા પુત્રનું નામ શૈખ અમીર બુર્હાન હતું. હઝરતના હુકમથી ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)એ એમના પર તવજ્જુહ ફરમાવી હતી. હઝરતે એમની સોંપણી હઝરત ખ્વાજાને કરી હતી.

શૈખ અમીર બુર્હાન ખૂબ જ એકાંત પ્રિય હતા. કોઈને મળતા ન હતા. એટલા માટે આપના અહેવાલની કોઈને જાણ ન થઈ. હઝરત અમીર કુલાલ (રહ.) વારંવાર ફરમાવ્યા કરતા હતા કે આ ફરઝંદ મારી દલીલ છે.

શેખ નેક રોઝ બુખારી હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના મુરીદ હતા. તેઓ ફરમાવે છે કે જો રસ્તામાં અમીર બુર્હાનુદ્દીનની મારી સાથે મુલાકાત થઈ જતી તો (આપના ભારે બાતિની પ્રભાવના કારણે) મારા બાતિની અહેવાલો મારાથી ગાયબ થઈ જતાં![1]

## શૈખ અમીર શાહ (રહ.)

હઝરતના બીજા સાહબઝાદાનું નામ શૈખ અમીર શાહ હતું.

• ૧ 'અનવારુલ આરિફીન' પા. ૫૪૭

આપ લોકસેવાની ભાવનાવાળા હતા. હમેશાં લોકોની મદદ કરવામાં લાગેલા રહેતા. કોઈ માંગનારો આપના દરવાજેથી પાછો જતો ન હતો.

## સૈયદ અમીર હમ્ઝા (રહ.)

આપ હઝરતના ત્રીજા ફરઝંદ છે. ઈન્તેકાલ વખતે હઝરતે આપને પોતાના જાનશીન બનવા માટે વસીયત ફરમાવી હતી. હઝરતના ઈન્તેકાલ બાદ ગૈબથી સમર્થન થયા પછી આપ જાનશીન થયા હતા. આપ ઘણા ઊંચા મરતબાવાળા અને સાહબેકરામાત બુઝુર્ગ હતા. આપની અસંખ્ય કરામતો જાણીતી છે. તેમાંથી નમૂના રૂપે માત્ર એક જ કરામત અહીં આપી છે.

મૌલાના શમ્સુદ્દીન મુહમ્મદ હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ના ખલીફા હતા. બુખારા નજીક નમરાક નામના ગામમાં એક દિવસે આપે લોકોને ફરમાવ્યું કે,

'આપણી વચ્ચે એવા આદમી પણ છે કે ગમે ત્યાં હોય કે ગમે તે કામમાં હોય, કે ગમે એટલે દૂર હોય, તવજ્જુહ (ધ્યાન) કરતાં જ હાજર થઈ જાય છે! તેઓ સૈયદ અમીર હમ્ઝા છે. જેઓ આ દુઆગોના (મારા) પીરઝાદા છે.'

લોકોએ કહ્યું,

'આપના આ દાવાને સાબિત કરવું જોઈએ.'

તે જ મજલિસમાં મૌલાના શમ્સુદ્દીન મુહમ્મદ ખલીફાએ કહ્યું,

'યા અમીર હમ્ઝા! યા અમીર હમ્ઝા! યા અમીર હમ્ઝા!'

હજુ આપ ત્રીજી વખત કહેવા પણ પામ્યા ન હતા કે,

હઝરત અમીર હમ્ઝા (રહ.)એ ફરમાવ્યું,

'લબ્બૈક! હું હાજર છું.'

તમામ હાજરજનોએ આપના કમાલનો સ્વીકાર કર્યો.

હઝરત સૈયદ અમીર હમ્ઝાએ ફરમાવ્યું,

'હે મખ્દૂમ! એક વખત બોલાવવું શું પૂરતું ન હતું કે ત્રણ વખત બોલાવ્યો!'

હઝરત અમીર હમ્ઝા (રહ.) ત્યારે કોરાકમાં શિકાર કરી રહ્યા હતા. કમ્મર બાંધી હતી. પહેરણનો છેડો લપેટીને તેમાં કુલ્હાડી લટકાવેલી હતી. અલ્લાહ તઆલાએ મૌલાનાનો અવાજ ત્યાં પહોંચાડ્યો. કોરાક ઈરાકથી છ માઈલ (દસ કિલોમિટર) દૂર છે.

આપે ફરમાવ્યું,

'જ્યારે તમારો અવાજ મારા કાનમાં પહોંચ્યો તો મેં તરત જ મને પોતાને તમારી પાસે જોયો જેથી બધાંને જાણ થઈ જાય કે અલ્લાહવાળાની નઝર લાલગંધક જેવી છે, જેના પર પડે છે તેને સોનું બનાવી દે છે. તમે એવાં કામો કરો જેથી તમે અલ્લાહવાળાઓની નઝરમાં સ્થાન મેળવી શકો, કારણ કે જેને કંઈ હાસિલ થયું છે તે અલ્લાહવાળાની નઝરની બરકતથી હાસિલ થયું છે.'

## હઝરત સૈયદ અમીર ઉમર (રહ.)

આપ હઝરત અમીર કુલાલ (રહ.)ના ચોથા અને સૌથી નાના સાહબઝાદા છે. આપ પણ ઘણાં ઊંચા મરતબાના સાહબે કરામાત બુઝુર્ગ થયા છે આપની કરામતો અસંખ્ય છે. આપનો ઈન્તેકાલ હિજરીસન ૮૦૩ માં થયો. આપના મઝાર પર એક ઝંડો હતો તેની લાકડી બે કરતાં વધારે વરસ સુધી રંગરેઝોના ઘરમાં રહી હતી. તે પછી તેના ઉપરના રંગ સહિત આપના મઝાર પર રહી. અલ્લાહ તઆલાના હુકમથી એક વરસ પછી તે લીલી થઈ ગઈ!

□

## હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ના ખલીફાઓ

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ના મુખ્ય ચાર ખલીફાઓ હતા.

૧ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)
૨ હઝરત મૌલાના આરિફ દીગગરાની (રહ.)
૩ હઝરત શૈખ યાદગાર (રહ.)
૪ હઝરત શૈખ જમાલુદ્દીન દહસ્તાની (રહ.)

હવે પછીના પ્રકરણમાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના હાલાત ઈન્શાઅલ્લાહ વિસ્તારથી આલેખવામાં આવશે. બાકીના ત્રણ ખલીફાઓનો ટૂંકો પરિચય અહીં લખવામાં આવે છે.

## હઝરત મૌલાના આરિફ દીગગરાની (રહ.)

આપ હઝરત અમીર કુલાલ (રહ.)ના ખલીફા છે. આપનો જન્મ દીગગરાન નામના ગામમાં થયો હતો. દીગગરાન હઝારહ નામના કસ્બાથી કોહકની તરફ આવેલું છે. ત્યાંથી બુખારા આશરે પચાસ કિલોમિટર દૂર છે. આપનો મઝારે મુબારક એ જ ગામની બહાર હઝારહ કસ્બાના ધોરી માર્ગ ઉપર આવેલો છે.

### હઝરત ખ્વાજા બહાઉદ્દીન (રહ.) પણ આપનો અદબ કરતા

હઝરત અમીર કુલાલ (રહ.) ઘણીવાર ફરમાવતા કે,

'મારા મુરીદોમાં ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ અને મૌલાના આરિફ દીગગરાનીના સમાન કોઈ નથી. એ બંને સૌથી આગળ નીકળી ગયા.'

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) હઝરત અમીર કુલાલ (રહ.)-થી ખિલાફત મેળવ્યા બાદ સાત વરસ મૌલાના આરિફની સુહબત-માં રહ્યા. મૌલાનાની તા'ઝીમ અને અદબમાં મસરૂફ રહીને તેમની સાથે સુલૂક તય કર્યો.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) જ્યારે નહેરના કિનારે વુઝૂ કરવા માટે બેસતાં ત્યારે હઝરત મૌલાના આરિફ (રહ.)ના કરતાં ઊંચાણવાળા સ્થળે કદાપિ બેસતા નહિ. રસ્તે ચાલતી વેળા પણ મૌલાનાની સાથે ચાલતા ન હતા બલ્કે હમેશાં આપની પાછળ પાછળ ચાલતા હતા કારણ કે હઝરત મૌલાના આરિફ (રહ.)એ હઝરત અમીર કુલાલ (રહ.)ની સુહબત હઝરત ખ્વાજા (રહ.) કરતાં વધારે મેળવી હતી અને હઝરત ખ્વાજા કરતાં વરસો પહેલાં આપ હઝરત અમીર કુલાલ (રહ.)ની તર્બિયતમાં કમાલના દરજ્જે પહોંચી ચૂક્યા હતા.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે,

'જ્યારે હું ઝિક્રે ખફીમાં મશગૂલ થયો અને ગારામાં શાને આગાહી પૈદા થઈ ત્યારે હું તેની અસલનો તાલિબ થયો. ત્રીસ વરસ સુધી હું અસલની તલાશ અને શોધખોળ કરતો રહ્યો. બે વખત હિજાઝનો પ્રવાસ પણ કર્યો. એક એક ખૂણો ખૂંદી વળ્યો. જો એ તલાશમાં મોલાના આરિફના સમાન પણ કોઈ શખ્સ મળી જતે તો હું હરગિઝ પાછો ન આવતે. આવો શખ્સ જોઈએ જે હમઝાનૂ હોય અને સૈરમાં-ભ્રમણમાં આસમાનોથી આગળ વધેલો હોય અને ઝાહિર તેમ જ બાતિનમાં ત્યાં જ મશગૂલ હોય.'[1]

એક દિવસે હઝરત મોલાના આરિફ (રહ.)એ પોતાના મુરીદો-ને પૂછ્યું કે,

'ખાતી વખતે દરેક અવયવ પોતાના એક કામમાં મશગૂલ રહે છે. દિલ કયા કામમાં મશગૂલ રહે છે?'

આપે જ એનો જવાબ આપતા ફરમાવ્યું,

'એ સમયે **'લાઇલાહ ઈલ્લલ્લાહ'** કહેવું ઝિક્ર નથી બલ્કે એ વખતનો ઝિક્ર છે: સબબથી મુસબ્બિબની તરફ જવું અને નેઅમતને મુન્ઈમ (નેઅમત આપનાર અર્થાત્ અલ્લાહ)ની તરફથી જોવું.'

## રેલના પાણી થંભી ગયા

એક વખતે દીગગરાન ગામમાં કોઇક નદીના પાણીથી મોટી રેલ આવી અને આખું ગામ તણાઈ જવાનો ભય વ્યાપી ગયો. લોકો ભયના કારણે વિલાપ કરવા લાગ્યા. મોલાના આ ઘોંઘાટ સાંભળીને બહાર આવ્યા અને જ્યાં પાણીનો પ્રવાહ ખૂબ ભારે હતો ત્યાં કૂદી પડ્યા.

આપે પાણીને સંબોધીને કહ્યું,

'હે પાણી! જો તારાથી થઈ શકતું હોય તો મને તાણી લઈ જા!'

તરત જ રેલના પાણી ઊતરી ગયા અને હાશ થઈ ગઈ.

■ ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ-૧, પા. ૨૦૪

## સો કિલોમિટર દૂર અવાજ સાંભળ્યો

એક દિવસે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) મૌલાના બહાઉદ્દીન કસ્લાકી (રહ.)ની સુહબતમાં હતા. હઝરત મૌલાના બહાઉદ્દીન કસ્લાકી (રહ.) જાહેરી અને બાતિની ઈલ્મના આલિમ તેમ જ સાહબે આયાત અને કરામાત હતા. તેઓ હઝરત ખ્વાજાના પીરે સુહબત અને શયખુલ હદીષ હતા.

વાતચીત દરમ્યાન મૌલાના બહાઉદ્દીને હઝરત ખ્વાજાને પૂછ્યું કે,

'આવું મુર્ગે બુલંદ પરવાઝ—ઉચ્ચ ઉડ્ડયન શક્તિવાળું પક્ષી આપ છો કે મારા દોસ્ત મૌલાના આરિફ દીગગરાની છે!'

હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું,

'કાશ! મૌલાના (આરિફ)ની સુહબત આજે જ મળે તો સારું!' હઝરત મૌલાના આરિફ (રહ.)ની સુહબતની તાલાવેલી બળવાન બની. તે વખતે મૌલાના આરિફ પોતાના ગામમાં પોતાના મુરીદોની સાથે કપાસની રોપણીના કામમાં મશગૂલ હતા. કસ્લાક અને દીગગરાન વચ્ચે સો કિલોમિટરનું અંતર છે.

મૌલાના બહાઉદ્દીન કસ્લાકી (રહ.)એ હઝરત ખ્વાજાને ફરમાવ્યું કે,

'જો તમને મૌલાના આરિફના દીદારની તીવ્ર ઈચ્છા હોય તો હું તેમને બૂમ પાડું છું, તેઓ આવી જશે.'

તે પછી આપ મકાનની છત ઉપર ચઢયા અને ત્રણ વખત બૂમ પાડી: 'હે મૌલાના આરિફ! હે મૌલાના આરિફ! હે મૌલાના આરિફ!'

મૌલાના આરિફ તેજ વખતે કપાસ રોપવાનું કામ કરતાં થોભી ગયા અને મુરીદોથી ફરમાવ્યું કે,

'તમે ઉતારા પર જાઓ. મને મૌલાના બહાઉદ્દીન કસ્લાકી બોલાવે છે.'

આટલું કહીને આપ ત્યાંથી ઉતાવળે રવાના થયા. અને લગભગ બપોરના સમયે તેમની સુહબતમાં પહોંચી ગયા. હઝરત ખ્વાજા

અને મૌલાના આરિફની પહેલી મુલાકાત એ જ સુહબતમાં થઈ.[1]

## શૈખ યાદગાર (રહ.)

આપ હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)ના ત્રીજા ખલીફા છે. આપનું વતન કુનસિરૂન છે જે બુખારા શહેરથી છ કિલોમિટરના અંતરે છે. હઝરત અમીર કુલાલ (રહ)ના પુત્ર હઝરત અમીર શાહ (રહ.) આપની તર્બિયતમાં બુલંદ દરજ્જાઓ પર પહોંચ્યા.

## શૈખ જમાલુદ્દીન દહસ્તાની (રહ.)

આપ હઝરત અમીર કુલાલ (રહ.)ના ચોથા ખલીફા છે. હઝરત અમીરે પોતાના ચોથા ફરઝંદ અમીર ઉમર (રહ.)ની તર્બિયત આપના હવાલે કરી હતી. અમીર ઉમર (રહ.) આપની તર્બિયત હેઠળ કમાલના મકામો અને દરજ્જાઓ પર પહોંચ્યા.



● ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પા. ૨૦૫

# હઝરત
# ખ્વાજએ ખ્વાજગાન
# ખ્વાજા
# બહાઉદ્દીન નકશબંદ

## રહમતુલ્લાહિ અલૈહ

*

નકશે ગયરે હક મિટા
ઔર નકશે યાદે ખુદ જમા,
પેશવાએ દીન
બહાઉદ્દીન ઝિયાકે વાસ્તે.

*

## આપના જન્મ પહેલાં બુઝુર્ગોની આગાહી

ઘણા ઓલિયા અલ્લાહે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના જન્મ પહેલાં ખૂશખબરી સંભળાવી હતી.

હકીમ તિર્મિઝી (રહ.)એ આપના જન્મના બે વરસ પહેલાં ફરમાવ્યું હતું કે:

'ટૂંકમાં જ બુખારામાંથી એક મેહબૂબે ઈલાહી જાહેર થશે!'

□

સબૂલ્વહ ખાનદાનમાંથી ખ્વાજા મુહમ્મદ ઈસ્હાક (રહ.)એ આપના જન્મથી ત્રીસ (૩૦) વરસ પહેલાં પોતાના એક તાલિબને ફરમાવ્યું હતું કે:

'તારો હિસ્સો ખ્વાજા બહાઉદ્દીન (રહ.)ની પાસે છે. ટૂંકમાં જ એમના અનવાર, અસરાર, રહસ્યો અને હાલાત વિશ્વમાં ફેલાઈ જશે!'

□

એક તાલિબે ઈલાહીએ કોઈ ઓલિયા અલ્લાહના મઝાર પર જઈને અરજ કરી કે,

'મને કોઈ મુરશિદનું નામ-ઠેકાણું બતાવો!'

સાહબે મઝારે ફરમાવ્યું,

'ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના જાહેર થવાનો સમય હવે નજીક છે. તને ત્યાંથી બાતિની ફૈઝ મળશે.'

□

હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.) જ્યારે જ્યારે કસરે હિંદવામાંથી પસાર થતા ત્યારે આપ ફરમાવતા કે,

ટૂંકમાં જ આ કસરે હિંદવાં, કસરે આરિફાં બની જશે કારણ કે અહીં મને એક મર્દની ખૂશબૂ આવે છે![1]

• ૧ જવાહરે ઉલ્વયહ' પા. ૬૪-૬૫

## જન્મ અને વંશ વૃક્ષ

આપનો મુબારક જન્મ ૪ (ચોથી) મુહર્રમ, હિજરી સન ૭૧૮માં થયો હતો.[1]

આપ નીચે જણાવેલા સિલસિલા (ક્રમ) પ્રમાણે હસની સાદાત (સૈયદ) છે.

નીચે લખેલાં નામોનો ક્રમ આ પ્રમાણે છે: પોતે પછી પિતા પછી દાદા પછી પરદાદા......(એ પ્રમાણે આગળ) હઝરત અલી (રદિ.) સુધી.

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)
હઝરત અમીર સૈયદ જલાલુદ્દીન (રહ.)
હઝરત સૈયદ બુર્હાનુદ્દીન (રહ.)
હઝરત સૈયદ અબ્દુલ્લાહ (રહ.)
હઝરત અમીર સૈયદ ઝૈનુલ આબિદીન (રહ.)
હઝરત સૈયદ અમીર કાસિમ (રહ.)
હઝરત સૈયદ શુઅબાન (રહ.)
હઝરત સૈયદ બુર્હાનુદ્દીન (રહ.)
હઝરત સૈયદ મહમૂદ (રહ.)
હઝરત સૈયદ ઈલાક (રહ.)
હઝરત અમીર સૈયદ નકીબ (રહ.)
હઝરત અમીર સૈયદ ખિલવતી (રહ.)
હઝરત અમીર સૈયદ મુલ્લુદ્દીન (રહ.)
હઝરત સૈયદ મેહમૂદ (રહ.)
હઝરત સૈયદ અલી અકબર (રહ.)
હઝરત ઈમામ અસકરી (રહ.)
હઝરત ઈમામ તકી (રહ.)
હઝરત ઈમામ અલી મૂસા રઝા (રહ.)
હઝરત મૂસા કાઝિમ (રહ.)
હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)

૧ 'અનવારુલ આરિફીન' પા. ૫૦૦

હઝરત ઈમામ મુહમ્મદ બાકર (રદિ.)
હઝરત ઈમામ ઝૈનુલ આબિદીન (રદિ.)
હઝરત ઈમામ હુસૈન (રદિ.)
હઝરત અમીરુલ મુમિનીન અલી મુર્તઝા (રદિ.)[1]

□

## પેદાઈશી વલી

જે દિવસે આપ (રહ.) પૈદા થયા તે દિવસે એક બુઝુર્ગ એ મોહલ્લામાં થઈને પસાર થયા અને ફરમાવવા લાગ્યા કે,

'જેના પેદા થવાની ખબર બુઝુર્ગો આપતા આવ્યા છે તેની સુગંધ આવે છે!'

કોઈએ અરજ કરી કે,

'એક સૈયદને ત્યાં પુત્ર પેદા થયો છે.'

આપે ફરમાવ્યું કે, 'તેને લઈ આવો!'

જ્યારે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ને તેમના રૂબરૂ પેશ કરવામાં આવ્યા ત્યારે તેમણે જોતાંની સાથે જ ફરમાવ્યું કે,

'ઓલિયા અલ્લાહ જેની આગાહી કરતાં આવ્યા છે તે આ જ બુઝુર્ગ છે! એમના નૂરથી એક આલમ ફૈઝયાબ અને મુનવ્વર થશે.'

□

આપ (રહ.) પેદાઈશી વલી હતા. આપ (રહ.)ને અલ્લાહ તઆલાએ 'સિફતે ઈજતિબા'[2]માંથી હિસ્સો ઈનાયત ફરમાવ્યો હતો.[3]

## હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)એ પોતાની ફરઝંદીમાં કબૂલ કર્યા

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના જન્મનો ત્રીજે

1 'જવાહરે ઉલ્યયહ' પા. ૬૪.
2 સિફતે ઇજતિબા : જન્મથી જ દિલમાં કશિશે રબ્બાની (ખુદાનું આકર્ષણ) હોવું
3 'મેઅયારુસ્સુલૂક' પા. ૩૮૯, ૩૯૦

દિવસ હતો. હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.) કસરે હિંદવા આવ્યા.

આવતાં જ આપે સાથીઓને ફરમાવ્યું,

'પેલી ખૂશબૂ ઘણી તેજ થઈ ગઈ છે!

શાયદ તે મર્દ પેદા થઈ ગયો છે!'

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના વાલિદ સાહબને હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)થી બેહદ અકીદત હતી. આપ પોતાના નવજાત પુત્રને લઈને આવ્યા અને આપની ખિદમતમાં પેશ કર્યો.

બાળકને જોતાં જ આપે ફરમાવ્યું,

'આ બાળક મારો બેટો છે. એને હું મારી ફરઝંદીમાં કબૂલ કરું છું.'

તે પછી પોતાના મુરીદો તરફ મુખ કરી ફરમાવ્યું,

'આ તે જ મર્દે હક છે જેની ખૂશબૂ ઘણા સમયથી મારી રૂહને લોભાવી રહી હતી. એ પોતાના સમયનો ઈમામ બનશે!'

તે પછી પોતાના ખલીફા હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ (રહ.)ને તાકીદ કરતાં ફરમાવ્યું કે,

'મારા બેટાની તર્બિયત અને શફકતમાં કોઈ કમી ન કરશો!!

જો કોતાહી થઈ તો હું તમને માફ ન કરીશ!'

હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ (રહ.)એ વચન આપ્યું કે,

'જો હું આ બાબતમાં કોતાહી કરું તો મને મર્દ ન કહેશો!'

## બાળપણથી જ કરામતો જાહેર થવા માંડી!

બાળપણમાં જ આપ (રહ.)થી કરામતો અને મકશૂફાત પ્રગટ થવા શરૂ થઈ ગયા હતા.

જ્યારે આપ (રહ.) બોલતા થયા ત્યારે આપે એક દિવસ પોતાની માતાને કહ્યું કે,

'આપણી આ ગાયના પેટમાં બચ્ચું છે. અને તેના શરીર પર ફલાણી ફલાણી જગા પર આવા આવા ડાઘ છે.'

આ સાંભળીને આપનાં માતા ખૂબ નવાઈ પામ્યાં. જ્યારે એ ગાયને બચ્ચું પેદા થયું તો આપની બશારત પ્રમાણે તેજ સ્થાનો પર તેવી જ નિશાનીઓ હતી જેવી કે આપે ફરમાવી હતી!'

## યુવાન વયે હઝરત બાબા સમ્માસી (રહ.)ની ખિદમતમાં

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ને અઢાર વરસની યુવાન વયે આપના વાલિદે હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)ની ખિદમતમાં મોકલ્યા.

આપની સુહબતથી હઝરત ખ્વાજામાં જે કૈફિયત જાહેર થઈ,

આપે હઝરત ખ્વાજાની દુઆના શબ્દોમાં જે સુધારો સૂચવ્યો,

આપે આપેલી રોટી કેવી કામમાં આવી!

તેની વિગતો અગાઉ પાનાં ૧૨૨, ૧૨૩ અને ૧૨૪ ઉપર આવી ગઈ છે. એટલે અહીં એનું પુનરાવર્તન કરવું જરૂરી નથી.

## સમરકંદના દરવેશોની ખિદમતમાં

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

જ્યારે ખ્વાજા મુહમ્મદ બાબા નૂરુલ્લાહ મરકદહૂ પર્દામાં થઈ ગયા (ઈન્તેકાલ પામ્યા) ત્યારે મારા માનનીય દાદા સાહેબ (રહ.) મને સમરકંદ લઈ ગયા. સમરકંદમાં કેટલાક દુરવેશ અને એહલે દિલ (બુઝુર્ગ) હતા. મને તેમની સુહબતમાં પહોંચાડયો. તેમણે મારા પર ઘણી કૃપા કરી. તેઓ પૈકી દરેકે મારા પર નઝરે ઈનાયત કરી.

તે પછી ફરી પાછા મને (મારા દાદા) બુખારા લાવ્યા.

## શાદી થઈ

બુખારામાં મારી શાદી થઈ ગઈ. બુખારામાં હું સ્થાયી થયો. એ જ સમયગાળામાં ઈનાયતે ઈલાહીથી મને અઝીઝોની કુલાક

(ટોપી) મળી ગઈ. મારી હાલત કંઈ ઓર જ થઈ ગઈ! મને સંપૂર્ણ આશા બંધાઈ ગઈ.

## હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)થી ફૈઝ મેળવ્યો

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ પોતાના પીરો મુરશિદની સૂચના પ્રમાણે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નક્શબંદ (રહ.)ની તર્બિયતમાં કોઈ કસર બાકી ન રાખી.

એક દિવસ આપે ફરમાવ્યું,

'હે ફરઝંદ બહાઉદ્દીન! હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમ્માસી (રહ.)ના નકશે કદમ પર ચાલીને મેં મારો હક પૂરો કર્યો છે, કારણ કે આપે ફરમાવ્યું હતું કે જેવી રીતે મેં તારી તર્બિયતનો હક અદા કર્યો છે તેવી રીતે તમે મારા ફરઝંદ બહાઉદ્દીનનો હક અદા કરજો. એમાં ફર્ક ન કરશો. મેં એવું જ કર્યું છે.'

પછી પોતાના સીના તરફ ઈશારો કરીને ફરમાવ્યું,

'મેં મારા પિસ્તાન (છાતી) તમારા માટે સૂકવી દીધાં છે (અર્થાત્ મારા સીનામાં જે કંઈ રૂહાની ફૈઝાન હતો તે તમામ તમને આપી દીધો છે, કંઈ બાકી રાખ્યું નથી) જેથી તમારૂં રૂહાનિયતનું મુર્ગ (પક્ષી) બશરિય્યતના ઈંડામાંથી બહાર નીકળી આવે. પરંતુ તમારી હિમ્મતનું પક્ષી બુલંદ પરવાઝ (ઉચ્ચ ઉડ્ડયન શક્તિવાળું) થયું છે.. હવે તમને ઈજાઝત છે, જ્યાંથી તમારા દિમાગમાં ખૂશબૂ પહોંચે, ભલે તુર્ક હોય કે તાજીક, ખૂશીથી તલબ કરો, અને પોતાની હિમ્મત પ્રમાણે ખુદાની તલબમાં કોતાહી ન કરો.'

□

હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ પોતાના સૌથી મોટા પુત્ર સૈયદ અમીર બુર્હાનને હઝરત ખ્વાજાના સુપુર્દ કર્યા અને પોતાની રૂબરૂ તેના પર તવજ્જુહ ફરમાવવા હુકમ કર્યો. હઝરત ખ્વાજાની તવજ્જુહ અને તસર્રુફનાં ચિહ્નો તરત જ સૈયદ અમીર બુર્હાનના ઝાહિર અને બાતિનમાં દેખાવા શરૂ થઈ ગયાં અને તેમનો ઉચ્ચ

હાલ જાહેર થઈ ગયો. સુકરે હકીકીનો પ્રભાવ પણ જાહેર થવા માંડયો. એ બનાવની વિગતો પાના ૧૪૮ પર આવી ગઈ છે.

## આપ ઉવૈસી હતા

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના પીરે ઝાહિર હઝરત ખ્વાજા સૈયદ અમીર કુલાલ (રહ.) હતા પરંતુ આપે હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ની રૂહે મુબારકથી પણ સીધો ફૈઝ મેળવ્યો હતો.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની શૈખ અહમદ સરહિંદી (રહ.) પોતાના એક મુબારક પત્રમાં લખે છે કે:

'કોઈને ઉવૈસી કહેવામાં આવે તો પીરે ઝાહિરથી ઈનકાર નથી કારણ કે ઉવૈસી તે શખ્શ છે જેની તર્બિયતમાં રૂહાનીઓનો દખલ છે.

'હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ પીરે ઝાહિર છતાં ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ની રૂહે મુબારકથી મદદ મેળવી હતી.'[1]



હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) જઝબાતના ગલ્બા અને અહવાલની ઈબ્તિદામાં એક રાતે—

ત્રણ બરકતવંતા મઝારો પર હાજર થયા,
ત્યાં ખાસ પ્રકારે સળગતા દીવાઓ જોયા,
હઝરત અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.) અને એમના
મરહુમ ખલીફાઓની ઝિયારત થઈ, તેમજ
હઝરત અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)એ આપને જે
નસીહતો અને વસીયતો ફરમાવી......
તેની વિગતો પાના ૭૧ થી ૭૫ ઉપર આવી ગઈ છે.



હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)ના મુબારક

• ૧ 'દુર્રે લાસાની' ભાગ : ૩, પત્ર : ૧૨૧, પાનું ૩૮૦

ઈરશાદાત પૂરા થયા પછી આપના ખલીફાઓએ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ને કહ્યું,

આ બનાવની સત્યતાની સાબિતી એ છે કે:

'તમે મૌલાના શમ્સુદ્દીન એકનવીની પાસે જાઓ અને તેમને કહો કે ફલાણા તુર્કે સિક્કા (નામના શખ્સ) પર દાવો માંડયો છે તેમાં સચ્ચાઈ તુર્કના તરફ છે અને તમે સિક્કાની તરફેણ કરો છો. એ સિક્કાએ એક ઓરત જોડે વ્યભિચાર કર્યો છે એનાથી તે ઓરતને ગર્ભ (મહિના) રહી ગયા હતા પરંતુ ગર્ભપાત કરાવીને ફલાણી જગાએ બાળકને દફન કરી દીધું છે.'

પછી ફરમાવ્યું કે,

'મૌલાના શમ્સુદ્દીનને આ સંદેશો પહોંચાડીને બીજે દિવસે સવારે જ મુનક્કાના ત્રણ દાણા લઈને નસફની તરફ અમીર સૈયદ કુલાલની ખિદમતમાં હાજર થજો. રસ્તામાં જ્યારે તું જંગલમાં પહોંચશે ત્યારે તને એક ડોસો મળશે. તે તને એક ગરમ રોટી આપશે. એ રોટી તું લઈ લેજે, પરંતુ તેની સાથે વાત ન કરીશ.

'ત્યાંથી જ્યારે તું આગળ વધશે ત્યારે તને એક કાફલો મળશે. જ્યારે કાફલાથી તું આગળ નીકળી જશે ત્યારે તને એક સવાર મળશે. તું તેને નસીહત કરજે. તે તારા હાથ પર તૌબા કરશે.

'અઝીઝોની કુલાહ (ટોપી) તું પોતાની સાથે સૈયદ અમીર કુલાલની પાસે લઈ જજે.'

આટલું ફરમાવ્યા પછી તે જમાઅતે મને ઢંઢોળીને જાગૃત કર્યો.

## તમામ બાબતો એ જ પ્રમાણે બની

સવારે જલ્દીથી હું ઝેવરતુન મારા ઘરે આવ્યો. ઘરવાળાઓને કુલાહ વિશે પૂછપરછ કરી. તેમણે કહ્યું કે ઘણા સમયથી એ કુલાહ ફલાણી જગાએ છે. જ્યારે મેં અઝીઝોની કુલાહ (ટોપી) જોઈ તો મારી હાલત ઓર જ થઈ ગઈ; હું ખૂબ રડયો.

□

તરત જ હું અસ્કીનહ તરફ ઉપડયો. સવારની નમાઝ મૌલાના શમ્સુદ્દીનની મસ્જિદમાં અદા કરી. નમાઝ બાદ ઊઠીને હું મૌલાના પાસે ગયો અને પેલો કિસ્સો કહ્યો. આપ નવાઈ પામ્યા. સિક્કા તે વખતે ત્યાં હાજર હતો. તેણે પોતાના ઉપરના દાવા (આરોપ) નો ઈન્કાર કર્યો.

સિક્કાને મેં કહ્યું,

એક ગવાહ (સાક્ષી) એ છે કે તું તરસ્યો સિક્કા છે. અને તને આલમે મઅની[1]માંથી કંઈ નથી મળ્યું. તે ખામોશ થઈ ગયો.

પછી મેં કહ્યું,

મારો બીજો ગવાહ (સાક્ષી) એ છે કે તેં ફલાણી (ઔરત) સાથે બદકારી (વ્યભિચાર) કર્યો છે. તેનાથી રહેલા હમલને પડાવીને (ગર્ભપાત કરાવીને) ફલાણી જગ્યાએ દ્રાક્ષના વેલાઓ નીચે (જમીનમાં) દાટી દીધેલો છે.

સિક્કાએ આ વાતનો પણ ઈન્કાર કર્યો. મૌલાના અને મસ્જિદનાં હાજર લોકોએ પેલી જગાએ જઈને તપાસ કરી. મરેલું બાળક ત્યાંથી મળી આવ્યું. એ જોઈને સિક્કા માફી માંગવા લાગ્યો. મૌલાના અને બીજા લોકો રડવા માંડયા. એક અજબ વાતાવરણ થઈ ગયું.

□

બીજા દિવસે સૂર્યોદય વખતે હુકમ પ્રમાણે મેં ત્રણ દાણા મુનક્કા[2]ના લીધાં અને નસફની તરફ જવાની તૈયારી કરી. મૌલાનાએ મને બોલાવ્યો. ખૂબ જ મહેરબાની અને હેતપૂર્વક ફરમાવ્યું,

'તારામાં તલબનું દર્દ જાહેર થઈ ગયું છે. એ દર્દનો ઈલાજ મારી પાસે છે. તું અહીં મારી પાસે થોભી જા જેથી તારી તર્બિયતનો હક હું અદા કરું.'

જવાબમાં મારી જબાનથી નીકળ્યું,

• ૧ આલમે મઅની : તે આલમ જે મેહસૂસ ન થઈ શકે, આલમે ગૈબ
૨ મુનક્કા : એક ખાસ પ્રકારની દ્રાક્ષ

'હું બીજાઓનો ફરઝંદ છું. અગર તર્ભિયતના પિસ્તાન (છાતી) મારા મુખમાં મૂકો તો ક્યાંક એવું ન થાય કે હું તેને ન ચૂસું !'

મૌલાના ખામોશ થઈ ગયા અને મને જવાની પરવાનગી આપી દીધી. મેં પ્રવાસ શરૂ કર્યો. જ્યારે હું ફરાખ્વાંના જંગલમાં પહોંચ્યો ત્યારે એક ડોસો મને મળ્યો. તેણે મને એક ગરમ રોટલી આપી. મેં રોટલી લઈ લીધી. પરંતુ તેની સાથે વાતચીત ન કરી. ત્યાંથી આગળ વધ્યો.

રસ્તામાં મને એક કાફલો મળ્યો. કાફલાવાળાઓએ મને પૂછ્યું કે તું ક્યાંથી આવે છે ? મેં કહ્યું કે અસ્કીનહથી. તેઓએ પૂછ્યું કે તું ત્યાંથી ક્યારે નીકળ્યો હતો ? મેં કહ્યું કે સૂર્યોદય થયો ત્યારે. હું લગભગ દસ વાગ્યે તેઓ પાસે પહોંચ્યો હતો. તેઓને ઘણી નવાઈ લાગી. તેઓએ કહ્યું કે અમે ત્યાંથી રાત્રે નીકળ્યા હતા !

જ્યારે હું ત્યાંથી આગળ વધ્યો ત્યારે એક સવાર મારી સામે આવ્યો. મેં તેને સલામ કરી. તેણે પૂછ્યું કે તું કોણ છે ? મને તારાથી ડર લાગે છે !

મેં કહ્યું,

'હું તે શખ્સ છું જેના હાથ પર તારે તૌબા કરવી જોઈએ !'

તે તરત જ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેણે ઘણી આજીજી કરી. તેની પાસે શરાબની એક મશક હતી. બધી જ શરાબ તેણે ઢોળી દીધી.

જ્યારે હું ત્યાંથી આગળ વધ્યો તો નસફની હદમાં પહોંચી ગયો. હું સૈયદ અમીર કુલાલ (રહ.)ની ખિદમતમાં હાજર થયો. અઝીઝાંની કુલાહ મેં તેમની સમક્ષ મૂકી દીધી. ઘણો સમય ખામોશ રહ્યા પછી આપે ફરમાવ્યું,

'આ અઝીઝાંની મુબારક કુલાહ (ટોપી) છે.'

મેં કહ્યું, 'બેશક.'

'હુકમ એવો છે કે આ કુલાહને બે પર્દાઓ દરમિયાન સાચવીને

રાખવામાં આવે.'

મેં કબૂલ કર્યું. કુલાહ લઈ લીધી. પછી આપે મને ઝિક્રનો સબક તલકીન ફરમાવ્યો અને હનફિયહ તરીકા પર નફી અને ઈસ્બાતમાં (કલ્મા શરીફના ઝિક્રમાં) મશગૂલ કર્યો. હું આપના ઈરશાદ પ્રમાણે લાંબા સમય સુધી એની વર્ઝિશ (મહાવરો) કરતો રહ્યો અને અઝીમત પ્રમાણે અમલ કરવાના ઈશારા અનુસાર મેં ઝિક્રે જહર ન કર્યો.

## ઝિક્રે ખફી

હઝરત ખ્વાજાને મુઆમલાતમાં હઝરત ખ્વાજા અબ્દુલખાલિક ગજદવાની કુદ્દેસ સિર્રુહૂના તરફથી અઝીમત પર અમલ કરવા માટે હુકમ કરવામાં આવ્યો હતો એટલા માટે આપે ઝિક્રે ખફી અપનાવ્યો. જોકે (આ) સિલસિલાના બુઝુર્ગો ખ્વાજા મેહમૂદ ફગનવીના ઝમાનાથી સૈયદ અમીર કુલાલના ઝમાના સુધી ઝિક્રે ખફીને ઝિક્રે જહરીની સાથે ભેગાં કરતાં રહ્યાં પરંતુ જેવાં હઝરત અમીર કુલાલ (રહ.)ના મુરીદો ઝિક્રે જહરી શરૂ કરતાં કે તરત જ જનાબ ખ્વાજા ઝિક્રના હલ્કામાંથી ઊઠી જતા. આપની આ પ્રમાણેની વર્તણૂંક હઝરત અમીર કુલાલના મુરીદોને ગમતી ન હતી એટલે આપની ખિદમતમાં શિકાયત કરવામાં આવી કે ખ્વાજા આપના હુકમનું પાલન કરતા નથી !

પરંતુ હઝરત અમીરની તવજ્જુહ અને ઈલ્તિફાત હઝરત ખ્વાજાની તરફ વધતી જતી હતી અને હઝરત ખ્વાજા પણ અમીરની ખિદમત ગુઝારી અને અદબમાં કોઈ કસર રાખતા ન હતા. આપના હુકમની સામે હમેશાં પોતાનું માથું ઝુકાવી દેતા હતા અને આપની પૈરવી કરતા હતા.

□

એક દિવસે સોખાર ગામમાં મસ્જિદ અને જમાઅત ખાનાના બાંધકામ માટે હઝરત અમીર કુદ્દેસ સિર્રુહૂના નાના-મોટા પાંચસો મુરીદોનો મોટો સમૂદાય ભેગો થયો હતો ત્યારે હઝરતે ફરમાવ્યું કે,

'હે દોસ્તો! મારા ફરઝંદ ખ્વાજા બહાઉદ્દીનના વિષે તમે

બદગુમાની કરો છો. તમે એમને ઓળખ્યા નથી. હમેશાં ખુદાએ પાકની નઝરે ખાસ એમના ઉપર રહે છે. અને ખુદાએ તઆલાના બંદાઓની નઝર હક સુબ્હાનહૂની નઝરના તાબે છે એટલે એમના હાલ પર વધારે નઝર કરવું મારા અખ્તયારમાં નથી.'[૧]

## અમારા તરીકામાં ઝિક્રે જહર અને નૃત્ય નથી !

એક દુરવેશ બયાન કરે છે કે હું એક વખતે કુશ્ક[૯] નામના ગામમાં હતો. ખાનગીમાં દુરવેશોની એક જમાઅતની સાથે નૃત્ય કરતો હતો. મારી પાસે એક ઉમદા રૂમાલ હતો તે મેં કવ્વાલને આપી દીધો.

તે પછી કંઈક કામના માટે જેવો ઘરથી બહાર નીકળ્યો કે સામે જ હઝરત (ખ્વાજા) કશ (નામના) ગામ તરફથી આવતા મળ્યા. કુશ્ક[૯] ગામમાં હું પહેલો શખ્સ છું જેની આપથી મુલાકાત થઈ. તે જ વખતે હઝરતે ફરમાવ્યું કે,

'(આપણા) સિલસિલાના ફકીરો-દુરવેશો સાથે મેળ-મેળાપ રાખવું જોઈએ. આપણા તરીકામાં ઝિક્રે જહર અને નૃત્ય નથી.'

હઝરતને મારા વિષે જાણ થઈ ગઈ છે એ જાણીને મને ખૂબ જ આઘાત લાગ્યો. હઝરતે એક મુદ્દત સુધી મને પોતાની સુહબતમાં આવવા ન દીધો. જ્યાં સુધી દુરવેશોની એક જમાઅતે મારી સિફારિશ ન કરી ત્યાં સુધી હું હઝરતની સુહબતમાં હાજર થઈ ન શક્યો. અને હું મારા અંતરને નિસ્બતથી તદ્દન ખાલી થઈ ગયેલું અનુભવતો હતો.[૨]

## કસોટી

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

જઝબાત અને બેખુદીની હાલતમાં હું ચારે તરફ ભમતો રહેતો. કાંટા અને ઝાંખરાથી મારા પગ જખ્મી થઈ જતા. એક

૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ-૧, પા. ૧૬૩
૨ 'હઝરાતુલ કુદ્સ' ભાગ-૧, પા. ૧૬૮

જૂની પોસ્તીન (ચર્મવસ્ત્ર) પહેરેલી હતી. શિયાળાની ઋતુ આવી. ખૂબ જ ઠંડી હવા ચાલવા લાગી.

એક રાતે મને સૈયદ અમીર કુલાલ (રહ.)ની સુહબતના જઝબાએ ખેંચ્યો. જ્યારે હું આપના મકાન પર ગયો ત્યારે આપ કેટલાક દુરવેશો જોડે એક સ્થળે બેઠા હતા. જ્યારે આપની મુબારક નજર મારા પર પડી ત્યારે આપે પૂછ્યું કે એ કોણ છે? (અંધારામાં કદાચ ઓળખ્યા ન હશે એટલે પૂછ્યું) જ્યારે આપને ખબર પડી કે હું છું તો આપે ઈરશાદ ફરમાવ્યો,

'એને અહીંથી જલ્દી બહાર કાઢો!'

જ્યારે હું ત્યાંથી નીકળ્યો ત્યારે નજીક જ હતું કે મારો નફસ સરકશી (બળવો) કરે તેમ જ તસ્લીમ અને ઈરાદત (આજ્ઞાપાલન અને શ્રદ્ધા) ની લગામ છોડાવી લઈ જાય. ઈનાયતે ઈલાહીએ આ હાલતમાં મારી મદદ કરી. મેં મારા દિલમાં કહ્યું કે આ રુસ્વાઈ અલ્લાહ તઆલાની રઝામંદી મુતાબિક છે એટલે ગમે તે થઈ જાય હું આ બારગાહથી સર ન ઉઠાવીશ.

થોડી થોડી બરફની વર્ષા થતી હતી અને સખત ઠંડી હવા ચાલતી હતી. જ્યારે સવાર થઈ ત્યારે અમીર સૈયદ કુલાલ સાહબ કુદ્દેસ સિર્રુહૂ મકાનથી બહાર આવ્યા અને કદમ શરીફ મારા માથા પર મૂકયો. મારું માથું તે આસ્તાનથી ઉઠાવ્યું અને મને મકાનમાં લઈ ગયા અને મને ખુશખબરી આપી અને ફરમાવ્યું,

'હે ફરઝંદ! આ નેક બખ્તીનો લિબાસ તારા કદને યોગ્ય છે.' તે પછી પોતાના દસ્તે મુબારક વડે મારા પગમાંથી કાંટા-ઝાંખરાં કાઢયાં અને જખ્મોને સાફ કર્યા તેમ જ ખૂબ મહેરબાની કરી.[1]

## પીરની ખિદમત

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

હું બુખારામાં હતો. સૈયદ અમીર કુલાલ (રહ.) નસફમાં

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૨૯

હતા. મને આપની સુહબતનું આકર્ષણ થયું. હું નસફની તરફ રવાના થયો. જ્યારે હું આપની ખિદમતમાં પહોંચ્યો તો આપે ફરમાવ્યું,

'તું ઘણા જ સારા મોકા પર આવ્યો. મેં ચૂલો સળગાવવાનો ઈરાદો કર્યો છે. બીજો કોઈ શખ્સ નથી જે લાકડાં લાવે.'

મેં આપના હુકમને કબૂલ કર્યો અને બાવળનાં લાકડાં મારી પીઠ ઉપર ઉઠાવીને ચૂલા પાસે લાવ્યો.

## ઉસ્તાદની ખિદમત

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

મૌલાના બહાઉદ્દીન દીગગરાની (રહ.)ની ખિદમતમાં હું હદીષ પઢતો હતો. એક વખતે આપ નસફ ગયા. ત્યાં આપને કુહાડીની જરૂરત પડી. મૌલાનાએ ફરમાવ્યું,

'મારી કુહાડી બુખારામાં મૌલાના હિસામુદ્દીનની પાસે છે.' હું આપની મરજી પામી ગયો. ત્યાંથી હું એવી રીતે બુખારા તરફ રવાના થઈ ગયો કે મૌલાનાને અને હાજરજનોને ખબર ન પડે. અને બીજા દિવસે હું બુખારાથી કુહાડી લઈને નસફ પાછો આવ્યો અને મૌલાના બહાઉદ્દીનની ખિદમતમાં પેશ કરી.

## ખુદાના ઘરની ખિદમત

'અનીસુત્તાલિબીન' કિતાબના કર્તા લખે છે કે,

જ્યારે આપ (હઝરત ખ્વાજા સાહબ રહ.) કસરે આરિફાંમાં મસ્જિદની ઈમારત બનાવવામાં મશગૂલ હતા ત્યારે પોતાના માથા પર માટી ઉપાડીને છત પર લઈ જતા અને આ પંક્તિ પઢતા,

બજાનો દિલ કુનમ કારે તૂ ચેરા ન કુનમ,
બસરો દીદહ કશમ બારે તૂ ચેરા ન કશમ.

**ભાવાર્થ :**

દિલોજાનથી હું તારું કામ કરું છું, કેમ ન કરું!
સર-આંખોથી તારો બોજ ઉપાડું છું, કેમ ન ઉપાડું!

## હઝરત ખિઝર (અલૈ.)ની તરફ ધ્યાન ન આપ્યું

આપ (રહ.) ફરમાવે છે કે,

હું ઝૌક અને શૌકના ગલ્બા (પ્રભુત્વ)ના ઝમાનામાં એક દિવસે બુખારાથી નસફની તરફ જતો હતો. મારો ઈરાદો સૈયદ અમીર કુલાલની સુહબત મેળવવાનો હતો. જ્યારે હું જુગરાતીના મુસાફરખાનામાં પહોંચ્યો ત્યારે હઝરત ખિઝર અલૈહિસ્સલામ એક સવારની સૂરતમાં ઢોરના રખેવાળની જેમ એક મોટો દંડો હાથમાં લઈને, નગદકની ટોપી પહેરીને મારી પાસે આવ્યા અને દંડો મને માર્યો. પછી તુર્કી ભાષામાં કહ્યું કે,

'તમે ઘોડાઓને જોયા છે?'

તેમણે આ પ્રમાણે કેટલીયે વાર પૂછ્યું છતાં મેં કંઈ જવાબ ન આપ્યો.

છેવટે મેં કહ્યું કે હું આપને ઓળખું છું. આપ ખિઝર છો. પછી તેઓ કરાદિલના મુસાફરખાના સુધી મારી પાછળ પાછળ આવ્યા અને મને ફરમાવ્યું કે,

'આવો! હું અને તમે થોડી વાર સંગાથમાં રહીએ!'

મેં તેમના આ કહેવા પર ધ્યાન ન આપ્યું. જ્યારે હું સૈયદ અમીર કુલાલ કુદ્દેસ સિર્રુહૂની ખિદમતમાં પહોંચ્યો ત્યારે મને જોતાં જ આપે ફરમાવ્યું કે,

'રસ્તામાં તમે હઝરત ખિઝર અલૈહિસ્સલામની તરફ ધ્યાન ન આપ્યું?'

મેં કહ્યું,

'જી હાં! હું આપની જનાબની તરફ મુતવજ્જેહ (ધ્યાનિત) હતો એટલા માટે તેમની તરફ ધ્યાન આપી ન શકયો.'[૧]

● ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ-૧ પા. ૧૮૦
'અનીસુત્તાલિબીન' પા. ૩૨

## કસમ શૈખ (રહ.)ની ખિદમતમાં

કસમ શૈખ મશાઈખે તુર્કમાંથી હતા. ખ્વાજા અહમદ બસવી (રહ.)ના ખાનદાનમાંથા હતા.

જ્યારે હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ હઝરત ખ્વાજા બહાઉદ્દીન (રહ.)ને ફરમાવ્યું કે,

'હવે તમને ઈજાઝત છે, જ્યાં પણ તમને તુર્ક અને તાજિકથી ખુશ્બૂ મળે, તલબ કરો! તલબ કરવામાં કુસૂર ન કરો!'

ત્યારે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નક્શબંદ (રહ.) કસમ શૈખની ખિદમતમાં ગયા. પહેલી મુલાકાત વખતે તેઓ ખરબૂઝહ (ખડબૂચ) ખાતા હતા. ખરબૂઝહની છાલ તેમની તરફ ફેંકી. હઝરત ખ્વાજા ખૂબ જ ઉત્સાહથી તે છાલને તબર્રુક તરીકે ખાઈ ગયા. તે મજલિસમાં ત્રણ વખત એવું જ બન્યું.

હઝરત ખ્વાજા બે-ત્રણ મહિના કસમ શૈખ (રહ.)ની ખિદમતમાં રહ્યા. છેવટે આપને ઈજાઝત આપી અને ફરમાવ્યું કે,

'મારા નવ ફરઝંદ છે. તમે દસમા થયા અને તમે બધાં કરતાં આગળ થઈ ગયા.'[1]

### તલબની આગ

'જવાહરે ઉલૂય્યહ' કિતાબના કર્તા હઝરત કસમ શૈખ (રહ.)નું નામ હઝરત ફતહ શૈખ દર્શાવે છે અને લખે છે કે:

હઝરત ખ્વાજા સાહબે હઝરત ફતહ શૈખની ખિદમતમાં જઈને બાતિની ફૈઝ હાસિલ કર્યો.

હઝરત ફતહ શૈખે ફરમાવ્યું કે,

'તલબની આગ અને શૌકનો શો'લા જે બહાઉદ્દીનના સીનામાં ભડકાવવામાં આવ્યો છે, બુખારાની સરઝમીનમાં શાયદ જ કોઈને આપવામાં આવ્યો હશે.'

□

● ૧ 'નફહાતુલ ઉન્સ' પાનું ૪૧૩

હઝરત ખ્વાજા સાહેબ કુદ્દેસ સિર્રુહૂ હઝરત ફતહ શૈખના અહેવાલમાં લખે છે કે:

જ્યારે આપના ઈન્તેકાલનો સમય નજીક આવ્યો ત્યારે આપ બિલકુલ સાજાસમા-તંદુરસ્ત હતા.

આપે હુકમ આપ્યો કે,

'કબર ખોદો! કફન લાવો! પાણી ગરમ કરો!'

કોઈએ આપને એ ન પૂછ્યું કે આ કફન-દફન કોના માટે છે! તે પછી આપ કેટલાક મુરીદો સાથે ઝિક્રે જહરમાં મશગૂલ થયા અને ઝિક્ર તથા શુહૂદની કૈફિય્યતમાં જ વફાત પામ્યા.[૧]

## ખલીલ દુરવેશ (રહ.)ની ખિદમતમાં

હઝરત ખ્વાજા બહાઉદ્દીન (રહ.) ફરમાવે છે કે,

એક રાતે મેં હઝરત હકીમ અતા (રહ.)ને ખ્વાબમાં જોયા. તેઓ તુર્કના મહાન મશાઈખોમાંથી હતા. તેમણે મને એક દુરવેશને સોંપ્યો. જ્યારે હું જાગ્યો ત્યારે તે દુરવેશની સૂરત મને બરાબર યાદ હતી. મેં મારી દાદીમાને આ ખ્વાબની વાત કરી.

તેમણે ફરમાવ્યું કે,

'હે ફરઝંદ! તને તુર્ક મશાઈખથી કંઈક મળશે!'

હું હમેશાં તે દુરવેશની તલબમાં રહેતો. એક દિવસે બુખારાના બજારમાં મળી ગયા. મેં તેમને ઓળખી લીધા. તેમનું નામ ખલીલ હતું. તે વખતે તેમની સુહબત નસીબ ન થઈ. જ્યારે સાંજે હું ઘરે ગયો ત્યારે એક સંદેશવાહક આવ્યો અને કહ્યું કે દુરવેશ ખલીલ તમને બોલાવે છે. હું જલ્દી તૈયાર થઈ ગયો અને ખૂબ જ શોખ અને નિયાઝથી આપની ખિદમતમાં હાજર થયો.

જ્યારે આપની સુહબતનો શર્ફ હાસિલ થયો ત્યારે મેં ચાહ્યું કે પેલા ખ્વાબની વાત એમને કહું.

આપે તુર્કી ભાષામાં મને ફરમાવ્યું કે,

• ૧ 'જવાહરે ઉલ્યયહ' પાનું ૬૬

'જે કંઈ તારા દિલમાં છે તે મને ખબર છે. એને બયાન કરવાની કંઈ જરૂર નથી.'

મારી હાલત અવનવી થઈ ગઈ. મારું તેમના તરફનું આકર્ષણ ઓર વધી ગયું. આપની સુહબતમાં મેં અજબ અજબ હાલ જોયા.

સંજોગવશાત્ થોડી મુદ્દત પછી તેમને માવરાઉન્નહરની બાદશાહી મળી ગઈ અને સુલતાન ખલીલના નામથી મશહૂર થયા. મને પણ કેટલાંક કામોના કારણે તેમની સલ્તનતના જમાનામાં તેમની મુલાકાતનો શર્ફ હાસિલ થયો.

એ બાદશાહીના જમાનામાં પણ આપથી મોટા મોટા અહેવાલ જોવામાં આવ્યા! મારી મુહબ્બત તેમના તરફ વધી ગઈ. તેઓ મારી સાથે ખૂબ જ મહેરબાનીથી વર્તન કરતા. ક્યારેક નરમીથી અને ક્યારેક સખ્તીથી તેઓ મને ખિદમતના આદાબ શીખવતા રહેતા. એનાથી મને ઘણો ફાયદો થયો. આપની કેળવણીથી જે સૈર અને સુલૂકના આદાબ મને શીખવા મળ્યા તે મને ઘણા કામમાં આવ્યા.

આપની સલ્તનતના જમાનામાં હું છ વર્ષ આપની ખિદમતમાં રહ્યો. દિવસના સમયે ઈઝ્ઝતથી તેમના આદાબ બજાવતો અને ખાનગીમાં આપની ખાસ સુહબતનો લાભ મળતો. ઘણીવાર પોતાના ખાસ દરબારીઓ સમક્ષ ફરમાવ્યા કરતા કે,

'જે અલ્લાહ તઆલાની રઝા (પ્રસન્નતા) માટે મારી ખિદમત કરે છે તે જ ખલ્કતમાં બુઝુર્ગ થશે.'

મને ખબર હતી કે આપનો મતલબ અને મકસૂદ આ વાતથી કોણ અને શું છે![1]

## હઝરત મૌલાના આરિફ (રહ.)ની ખિદમતમાં

હઝરત ખ્વાજા સાહબ (રહ.) સાત વરસ સુધી મૌલાના આરિફ (રહ.)ની સાથે રહ્યા. આપ પણ હઝરત સૈયદ અમીર

૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૫

કુલાલ (રહ.)ના ખલીફા હતા. હઝરત ખ્વાજા કરતાં કેટલાંયે વરસ પહેલાં તેમની હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.)એ તર્બિયત કરી હતી. આપ સાહબે તસર્રુફ અને કરામત હતા. એની વિગતો અગાઉ પા. ૧૬૩ થી ૧૬૬ ઉપર આવી ગઈ છે.

## આપની રૂહે ચાર આસમાનોની સૈર કરી

આપ ફરમાવે છે કે,

જઝબહની શરૂઆતમાં એક રાતે હું મઝદાખનના મઝાર પર પહોંચ્યો. દુરવેશ મુહમ્મદ ઝાહિદ મારી સાથે હતો. હું ટેકો લગાવીને બેઠો હતો. એ જ હાલતમાં મારી રૂહ શરીરથી અલગ થઈ ગઈ અને ફરતી ફરતી આસમાનની તરફ ચાલી ગઈ. એ જ હાલતમાં પહેલા આસમાનની સૈર કરી. એ જ પ્રમાણે બીજા, ત્રીજા અને ચોથા આસમાન પર ચાલી ગઈ અને સૈર કરી. અને ફરી ચક્કર લગાવતી ધરતી તરફ ઉતરી આવી અને મારા શરીરમાં આવી ગઈ! આ હાલતની મુહમ્મદ ઝાહિદને કે બીજા કોઈને બિલકુલ ખબર ન હતી કે મારી શું હાલત છે![1]

## ફનાની હાલત

આપ ફરમાવે છે કે,

અહવાલની શરૂઆતમાં એક રાતે ઝેવરતૂનની મસ્જિદમાં એક થાંભલાની પાછળ, કિબ્લા તરફ મુખ કરીને હું બેઠો હતો. એકાએક મારા પર ગૈબત અને ફનાની અસર થવી શરૂ થઈ અને થોડો થોડો ગલબો થતો ગયો. અહીં સુધી કે હું પોતે પોતાનાથી મહવ-ફના થઈ ગયો (લોપ પામ્યો). એ હાલતમાં હું સંપૂર્ણ ફનાએ પહોંચ્યો.

તેમણે કહ્યું,

'જાણી લો! જે કંઈ તારો મકસૂદ (હેતુ) અને મતલબ હતો તે સંપૂર્ણ મેળવી લીધો. તું એ (મકામે) પહોંચી ગયો.'

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૩૫

કેટલોક સમય વીત્યા પછી મને ફરી મારી અસલી હાલતમાં લાવવામાં આવ્યો.[૧]

## ફનાફીલ્લાહની હકીકતે પહોંચ્યા

આપ (રહ.) ફરમાવે છે કે,

અહવાલની શરૂઆતમાં, ઝેવરતૂનના બનાવ પછી હું એક દિવસે બલ્ખમાં હતો. (આપે તે બાગની તરફ ઈશારો કર્યો જ્યાં હવે આપનો મઝાર છે અને પછી આગળ ફરમાવ્યું),

'મારા સગાં-સંબંધીઓ મારી સાથે હતા. અચાનક અલ્લાહ તઆલાની અપાર ઈનાયતોનો લુત્ફ અને જઝબહ જાહેર થવા શરૂ થયા. બેકરારી અને ગભરાટ જાહેર થઈ. મને ચેન પડતું ન હતું. હું બેચેન થઈને ઊઠ્યો અને કિબ્લા તરફ મુખ કરીને બેસી ગયો. એ તવજ્જુહમાં અચાનક ગૈબત પ્રગટ થઈ અને એ ગૈબતે હકીકી ફનામાં ફેરવાઈ ગઈ. તેણે મને ફનાફીલ્લાહની હકીકતે પહોંચાડી દીધો. એ ફનામાં મેં જોયું કે, મારી રૂહને આસમાનોના મલકૂતથી ઉપર પહોંચાડી દીધી. ત્યાં તે નૂરે બેનિહાયતના દરિયામાં સિતારાની સૂરતમાં મહવ અને ગુમ થઈ ગઈ!

મારા શરીરમાં જાહેરી જિંદગીની કોઈ નિશાની બાકી ન રહી. મારા સગાં-સંબંધીઓ એ હાલતથી મારા પર રડતાં હતાં તેમ જ ગભરાટ અને બેચેની જાહેર કરતાં હતાં!

મારા વુજૂદને ધીમે ધીમે ફરી પાછું લાવવામાં આવ્યું અને એ ફનાએ કુલ્લી (સંપૂર્ણ ફના)ની હાલત ૭ કલાકના સમયમાં ફરી પાછી અસલી હાલતમાં તબ્દીલ થઈ ગઈ![૨]

## હઝરત ઉવૈસ કરની (રદિ.)ની રૂહાનિયતની તવજ્જુહની અસર

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) પોતાની જિંદગીના આખરી દિવસોમાં જ્યારે પોતાની શરૂઆતની હાલત બયાન ફર-

• ૧-૨ 'અનીસુત્તાલિબીન' પા. ૨૨

માવતા ત્યારે મશાઈખે તરીકત અને કુબરાએ હકીકત (રહ.)ની અરવાહે પાકીઝા અને હરેકની રૂહાનિયતની તવજ્જુહને પણ બયાન ફરમાવતા રહેતા હતા.

ઉવૈસ કરની (રદિ.)ની નિસ્બત વિષે ફરમાવતા કે,

'આપની (હઝરત ઉવૈસ કરની રદિ.ની) રૂહાનિયતની તવજ્જુહની અસરથી જાહેરી અને બાતિની સંબંધો સંપૂર્ણ રીતે છિન્નભિન્ન થઈ જાય છે.'[1]

## હઝરત હકીમ તિરમિઝી (રદિ.)ની રૂહાનિયતની તવજ્જુહની અસર

આપ (રહ.) આગળ ફરમાવે છે કે,

'જ્યારે ખ્વાજા ઈમામ મુહમ્મદ અલી હકીમ તિરમિઝી કુદ્દેસલ્લાહુ સિર્રુહૂની રૂહાનિયતની તવજ્જુહ કરવામાં આવે છે ત્યારે એ તવજ્જુહની અસર માત્ર બેસિફતીનો મુશાહિદા છે અને એ બેસિફતીમાં કોઈ અસર જાહેર થતી નથી.'

આપના ખલીફા હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે કે, 'હિજરીસન ૭૮૭માં હું હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર હતો. આપ ફરમાવતા હતા કે,

"છેલ્લાં બાવીસ વરસથી હું હઝરત ખ્વાજા મુહમ્મદઅલી હકીમ તિરમિઝી કુદ્દેસલ્લાહુ સિર્રુહૂના તરીકાની મુતાબિઅત (તાબેદારી, પૈરવી) કરું છું અને તે બેસિફત છે. જો કોઈ ઓળખી શકતું હોય તો હું પણ અત્યારે બે સિફત છું'."

## પુલે હિમ્મત

આપ (રહ.) ફરમાવે છે કે,

એક રાતે હું ઝેવરતૂનમાં હતો. ચાલતાં ચાલતાં હું એક પુલ ઉપર પહોંચ્યો. ત્યાં મારા પર એક અજબ હાલત પેદા થઈ. મારા દિલમાં ઈલ્હામ થયો કે,

■ ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૨૩

'તારે જે કંઈ માંગવું હોય તે મારી પાસે માંગ!'

મેં ખૂબ જ આજિજી અને વિનમ્રતાપૂર્વક અરજ કરી કે,

'હે પરવરદિગાર! પોતાની રેહમત અને ઈનાયતના દરિયામાંથી એક ટીપું મને આપ!'

ફરી પાછો મને ઈલ્હામ થયો કે,

'શું તું અમારી કૃપાની બારગાહમાંથી ટીપું તલબ કરે છે!'

મારી હાલત બદલાઈ ગઈ અને બુલંદ હિમ્મતી હરકતમાં આવી. મેં મારા ચહેરા પર ખૂબ જોરથી તમાચો મારી દીધો. તેની અસર કેટલાક દિવસો સુધી બાકી રહી. તે પછી મેં કહ્યું,

'હે પરવરદિગાર! તારી રેહમત અને ઈનાયતના દરિયાને મારા પર ન્યોછાવર કર! અને મને તે બરદાસ્ત કરવાની શક્તિ પણ આપ!'

તરત જ ઈનાયત અને બખ્શીશની અસર જાહેર થઈ. અને તેની બરકતથી જે જોયું તે જોયું!

હું એ પુલને પુલે હિમ્મત કહ્યા કરતો હતો.[1]

### બસો આદમીઓ કરતાં આગળ

આપ પોતાના શરૂઆતના અહવાલ વિષે ફરમાવે છે કે,

અમે બસો (૨૦૦) આદમીઓ હતા જેમણે આ રાહમાં કદમ મૂક્યા હતા. એમાં મારી હમેશાં એ જ હિમ્મત રહી કે બધાં કરતાં આગળ વધી જાઉં. ઈનાયતે ઈલાહીથી હું બધાં કરતાં આગળ વધી ગયો અને મકસદે પહોંચી ગયો.[2]

### કૂતરાના મળ કરતાં પણ પોતાને કમતર સમજતા

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

આ રાહમાં પોતાના અસ્તિત્વને મિટાવી દેવું, પોતાના અહંને

• ૧, ૨, 'અનીસુત્તાલિબીન' પા. ૨૪, ૨૫

ઓગાળી નાંખવું અને પોતાની જાતને કમતર સમજવું ઘણી ઉપયોગી બાબત છે. વુસૂલની દોલતનો મૂળ સંબંધ કુબૂલિયતમાં છે.

મેં આ રાહમાં મૌજૂદાતના દરેક તબ્કાની સૈર કરી. હું પોતાની ઝાતને દરેક સાથે સરખાવતો. હું દરેકને મારી ઝાત કરતાં હકીકતમાં ચઢિયાતી જોતો. અહીં સુધી કે મેં ફુઝલાત (મળ)ના તબ્કાની પણ સૈર કરી. તેમાં પણ મેં કંઈ ફાયદો જોયો અને પોતાની ઝાતમાં કંઈ ફાયદો ન જોયો.

તે પછી મેં કૂતરાના ફુઝલહ (મળ)ની તરફ ખ્યાલ કર્યો કે એમાં તો કંઈ ફાયદો ન હશે! મુદ્દત સુધી મારો એ જ ખ્યાલ રહ્યો. પરંતુ છેવટે મને જાણ થઈ ગઈ કે તેમાં પણ ફાયદો છે! ત્યારે મને ખબર પડી કે મારામાં કોઈ પ્રકારનો ફાયદો નથી![1]

## મારો સાથી આ કૂતરો છે

એક વિદ્વાન હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ચાહક હતા. તેઓ બયાન કરે છે કે,

હું એ વખતે બુખારામાં ઈલ્મ હાસિલ કરવામાં ઘણો મશગૂલ હતો., હું ફતેહાબાદમાં રહેતો હતો. એક વખતે સાંજે બુખારામાં મને આપના એક દુરવેશની મુલાકાત થઈ. તેણે કહ્યું કે હમારા ખ્વાજા સાહબની ખિદમતમાં કેમ નથી આવતા! મેં કહ્યું કે હવે દિવસ પૂરો થવા આવ્યો છે. (આવતી કાલે આવીશ.)

મારા મનમાં એ વિચાર આવ્યો કે ખ્વાજા સાહબની ખિદમતમાં હાજર થવા માટે ખાસ તૈયારીની જરૂરત છે. બીજું એ કે આપની પવિત્ર મજલિસમે મારી હાજરીથી અપવિત્ર શા માટે કરું! એટલે બીજું કંઈ કહ્યા વગર હું ઘરે ચાલ્યો ગયો. બીજા દિવસે સવારે હું ફતેહાબાદથી હઝરત ખ્વાજા સાહબની ખિદમતમાં હાજર થયો. જ્યારે મેં આપની ઝિયારત કરી તો આપે કેટલાક મુરીદો તરફ મુખ કરીને ફરમાવ્યું કે,

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૨૪, ૨૫

'મારો એક દોસ્ત હતો. તે અકલમંદ, ફકીહ અને બુઝુર્ગ હતો. તે મારી સુહબતમાં આવતો રહેતો હતો. મેં તેને પૂછ્યું કે કયા કારણે તું મજલિસમાં ઘણો ઓછો આવે છે? તે વિદ્વાને ફરમાવ્યું કે

"હું ચાહું છું કે હઝરત ખ્વાજા સાહબની પવિત્ર મજલિસને મારી હાજરીથી અપવિત્ર ન કરું."

મેં તે ફકીહને કહ્યું કે એવું કંઈ નથી. મારી સાથે આવ જેથી તને મારો સાથી બતાઉં. પછી હું તેને એક ઘરની તરફ લઈ ગયો. ત્યાં એક કૂતરો હતો. તેની સાથે હું હળી-મળીને બેસતો હતો. મેં તે વિદ્વાનને કહ્યું કે,

મારો સાથી આ જાનવર છે! અહીં તે વાતોની શી ગુંજાઈશ છે જે તમે ફરમાવો છો!

## પોતાની ઝાતને ફિરઔન કરતાં પણ બૂરી સમજો!

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

હકીકતની મોટી વાત તો એ છે કે આ રાહનો ચાલનારો જો પોતાની ઝાતને ફિરઔનના નફસ કરતાં સો ગણો વધારે બૂરો ન સમજે તો કંઈ પણ (અર્થ) નથી!

## બુખારાના પાયખાના સાફ કર્યાં

એક આલિમ બયાન કરે છે કે,

એક દિવસે કુબચાકના જંગલમાંથી એક ઘણા મોટા લશ્કરે બુખારા પર હુમલો કર્યો અને શહેરને ફરતેથી ઘેરી લીધું. ખૂબ મોટી ગિરદી અને ભીડના કારણે લોકોએ મકાનોની છતો પર પાયખાનું કરી દીધું.

એક દિવસે અમારા ખ્વાજા સાહબ કુદ્દેસલ્લાહુ સિર્રહૂ કેટલાક દુરવેશો સાથે એક છત પર બેઠેલા હતા, જે છતને આપે મસ્જિદ બનાવી હતી. અચાનક આપના ચાહક બે તાલિબે ઈલ્મો આપની પાસે આવ્યા.

ખ્વાજા સાહબે તેઓને ફરમાવ્યું કે,

જે છતો પર લોકોએ પાયખાનું કર્યું છે તે છતોને સાફ કરો! મેં બુખારા શહેરના તમામ પાયખાનાઓને સાફ કરીને (મેલું) માથે ઉપાડીને ફેંક્યું હતું! અને મેં જ્યારે એક દુરવેશને આ કામ કર્યાની વાત કરી ત્યારે તેણે કહ્યું કે,

'તેં માથે (મેલું) ઉપાડીને ફેંક્યું એ તો ઘણું આસાન કામ કર્યું છે! મેં જ્યારે સાફ કર્યું હતું ત્યારે પોતાનું માથું તેમાં રગદોળ્યું હતું!'[૧]

□

## સેવા એ સિદ્ધિ પ્રાપ્ત કરવાની સીડી છે

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

જઝબાતની શરૂઆતમાં મારી મુલાકાત ખુદાના એક દોસ્ત સાથે થઈ.

મને તેમણે કહ્યું,

'તું આશના (આરિફ) હોય તેવું લાગે છે.'

મેં કહ્યું,

'મને આશા છે કે ખુદાના દોસ્તોની નઝરની બરકતથી હક આશના–અલ્લાહનો આરિફ–અલ્લાહને ઓળખનારો થઈ જાઉં.'

તેમણે મને પૂછ્યું કે,

'રોઝી વિષે તમારું વર્તન કેવું છે?'

મેં કહ્યું કે,

'જો મને મળી જાય છે તો શુક્ર અદા કરું છું અને જો નથી મળતી તો સબ્ર કરું છું.'

તેમણે મુસ્કુરાઈને ફરમાવ્યું કે,

'એ ઘણું સહેલું કામ છે. ખરું કામ એ છે કે તું પોતાના

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૨૬

નફસને તૌબહમાં લાવે. જો રોટીનો ટુકડો અને પાણી ન મળે તો સરકશી (નાફરમાની) ન કરે.'

પછી તેમણે ફરમાવ્યું કે,

'લોકોને સાંત્વન આપવું જોઈએ. લાચારો, કમજોરો, મોહતાજો અને દુઃખીઓની તેમ જ તે લોકોની ખિદમત અને સેવા ચાકરી કરવી જોઈએ જેઓની તરફ લોકો ધ્યાન નથી આપતાં. તેઓની સાથે વિનમ્રતા અને વિનયથી વર્તવું જોઈએ.'

હું તેમના હુકમ પ્રમાણે એ જ કાર્યોમાં મશગૂલ થઈ ગયો. એક મુદ્દત સુધી મારો એ જ તરીકો રહ્યો.

પછી તેમણે ફરમાવ્યું કે,

'પ્રાણીઓ-જાનવરો પ્રત્યે દયા માયા રાખવી જોઈએ. તેઓ સાથે પણ હમેશાં વિનમ્રતાથી વર્તવું જોઈએ, કારણ કે એ પણ ખુદાની મખ્લૂક છે, અને રુબૂબિય્યતની નઝર તેઓની તરફ પણ છે. જો તેમના શરીરે કોઈ ઈજા થઈ હોય તો તેનો ઈલાજ કરવો જોઈએ.'

આપના કહ્યા પ્રમાણે એ ખિદમત પણ હું કરતો રહ્યો. કેટલીક મુદ્દત સુધી મારો એ જ તરીકો રહ્યો.

જો રસ્તામાં મારી સામે કોઈ પ્રાણી આવતું તો જ્યાં સુધી તે પ્રથમ પસાર ન થઈ જાય ત્યાં સુધી હું ત્યાં જ ઊભો રહેતો. હું કદી તેનાથી પહેલાં પસાર ન થતો.

રાતના સમયે, પ્રાણીઓના પગલાંની છાપ જ્યાં પડેલી હોય, ત્યાં હું મારો ચહેરો રગડતો.

સાત વરસ મેં આ રીતે વીતાવ્યાં.

પછી તેમણે ફરમાવ્યું કે,

'આ આસ્તાનાના કૂતરાંઓની ખિદમત ખૂબ વિનમ્રતાથી કરજો, અને તેમની પાસે આ વાત તલબ કરજો. એ સમયે તું એક કૂતરા પાસે પહોંચશે અને તેના ઝરીયાથી તું સઆદતે પહોંચશે.'

મેં આપના ફરમાન પ્રમાણે આ ખિદમતને ગનીમત જાણી અને એ ખિદમત કરવામાં મશગૂલ થઈ ગયો. એક રાતે હું જેવો એક કૂતરા પાસે પહોંચ્યો કે તરત જ મારી હાલત બદલાઈ ગઈ. મેં તે કૂતરા સમક્ષ આજિઝી અને નમ્રતા કરી અને હું ખૂબ રડ્યો. એ હાલતમાં મેં તે કૂતરાને જોયો કે પોતાની પીઠ જમીન પર અને મુખ આસમાન તરફ કરીને તથા પોતાના ચારેય પગોને ઉપર ઉઠાવીને આહ અને ઝારી-વિલાપ અને રુદન શરૂ કર્યાં. હું પણ આજિઝીથી બંને હાથો ઉઠાવીને 'આમીન' 'આમીન' કહેતો હતો, અહીં સુધી કે તે ચૂપ થઈ ગયો. તે ફરી પોતાની મૂળ હાલત પર આવી ગયો.

□

એ જ દિવસોમાં, શિયાળાની ઋતુમાં કસરે આરિફાનથી હું એક તરફ જતો હતો. મેં એક જાનવરને જોયું. તેને આફતાબ-પરસ્ત કહેવામાં આવે છે. તેને આફતાબ-સૂર્યના જમાલમાં મુગ્ધ અને મગ્ન થયેલું જોઈને મારામાં ઝોક પૈદા થયો. મારા દિલમાં વિચાર આવ્યો કે હું તેની સમક્ષ એ ખ્વાહિશ જાહેર કરું કે આ બારગાહમાં મારી સિફારિશ કરે. હું ખૂબ જ અદબ અને ઈઝઝતની સાથે ઊભો રહી ગયો. મેં બંને હાથ ઉઠાવ્યા. તે જાનવર ઈસ્તિ-ગરાક-નિમગ્નતાની હાલતમાંથી જાગ્રત થયું. તેણે પોતાની પીઠ જમીન પર મૂકી અને મુખ આસમાન તરફ કર્યું. હું મોડે સુધી 'આમીન' કહેતો રહ્યો.

□

આ ખિદમત કરાવ્યા પછી પેલા અલ્લાહવાળા બુઝુર્ગે ફરમાવ્યું,

'હવે રસ્તાની ખિદમતમાં મશગૂલ થવું જોઈએ. દાખલા તરીકે રસ્તામાં કોઈ એવી ચીઝ પડેલી હોય જેને જોઈને લોકો નફરત કરે તો તે ચીઝને તેઓની નજરોથી દૂર કરવી જોઈએ જેથી તેઓને નુકસાન ન થાય.'

હું તેમના ફરમાન પ્રમાણે એ જ કામમાં મંડી પડ્યો. સાત વરસ સુધી મારાં કપડાં ધૂળ અને કાંટાઓથી મુક્ત ન થયાં.

અલ્લાહના એ દોસ્તે મને જે કાર્યો કરવા માટે ફરમાવ્યું

તેનો અમલ કરવામાં હું મશગૂલ રહ્યો. ખૂબ જ નિષ્ઠા અને નમ્રતાથી એના પર મેં અમલ કર્યો. અને એ કાર્યોની અસર અને પરિણામ હું મારી જાતમાં બરાબર જોતો હતો. અને મારી જાતમાં તરક્કી થતી હોવાની જાણ મને થતી રહેતી હતી.

## એ બધું અલ્લાહના હાથમાં છે

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

અલ્લાહ તઆલાએ મારા માટે તૌબાના દરવાજા ખોલી દીધા પછી એક રાતે હું રસ્તે જતો હતો. મને જૂના મિત્રો મળ્યા. એ મિત્રોએ મને જૂના તરીકાઓ તરફ આમંત્રણ આપ્યું. તેઓએ ઘણી કોશિશ કરી. ઈનાયતે ઈલાહીના કારણે મારી જબાનથી આ શબ્દો નીકળ્યા,

'જે દરવાજાને અલ્લાહ તઆલાએ બંધ કર્યો તેને શું તમે ખોલી શકો છો? અલ્લાહ તઆલા જો કોઈના ઉપર રેહમત કરે, કોઈ તેને રોકનાર નથી અને જેને રોકે, કોઈ તેને ખોલનાર નથી.'

આ વાતની તે મિત્રોના દિલો પર ઘેરી અસર થઈ અને તે તમામે તૌબા કરી.

## ફૈઝનો દરવાજો ખોલવો કે બંધ કરવો અલ્લાહના હાથમાં છે

હઝરત ખ્વાજા સાહબ (રહ.) પોતાના અહવાલની શરૂઆતની પરિસ્થિતિ વિષે ફરમાવે છે કે,

મારા પર છ મહિના સુધી ફૈઝનો દરવાજો બંધ રહ્યો! મને કોઈ પ્રકારનો કંઈ ફૈઝ ન મળ્યો. હું અશક્ત અને બેચેન થઈ ગયો. મેં ચાહ્યું કે મખ્લૂકની ખિદમત અને સેવા-ચાકરીમાં મશગૂલ થઈ જાઉં. એ જ હાલતમાં હું એક મસ્જિદ પાસેથી પસાર થયો. તે મસ્જિદ પર મેં આ પ્રમાણે લખેલું જોયું;

અય દોસ્ત બયા કે મા તુરાઈમ,
બેગાના મશવ કે આશ્નાઈમ.

ભાવાર્થ :

હે દોસ્ત (મારી પાસે) આવ કે હું તારો છું,
અજાણ્યો ન થા કે (હું) જાણીતો છું.

□

જ્યારે મેં આ શે'ર વાંચ્યો ત્યારે મારામાં રિક્કત (રુદનની કેફિયત) પેદા થઈ અને ઈનાયતે ઈલાહી થઈ, તેમ જ ફૈઝનો દરવાજો મારે માટે ફરીથી ખૂલી ગયો !

## હઝરાતે અંબિયા (અલૈ.)ની વિલાયતમાંથી વારસારૂપે હિસ્સો મેળવ્યો

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ પોતાના સાહબઝાદા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ને લખેલા એક મકતુબ (પત્ર)માં આપ ફરમાવે છે કે :

'વિલાયતે સુગરા' ઓલિયાની વિલાયત છે.

'વિલાયતે કુબરા' હઝરાતે અંબિયા (અલૈ.)ની વિલાયત છે.

ઓલિયાની વિલાયતનો જ્યાં અંત છે ત્યાં અંબિયા (અલૈ) ની વિલાયતની શરૂઆત છે.

'કમાલાતે નુબુવ્વત'નો મામલો આ (બંને) વિલાયતોથી (પણ) ઉચ્ચતર છે.

જ્યાં 'વિલાયતે કુબરા'નો અંત છે ત્યાં 'કમાલાતે નુબુવ્વત'ની શરૂઆત છે.

એવું માલૂમ પડે છે કે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ હઝરાતે અંબિયા (અલૈ.)ની વિલાયતમાંથી વારસા રૂપે હિસ્સો મેળવ્યો છે એટલા જ માટે આપ ફરમાવે છે કે,

'મેં અંત ને આરંભમાં જ દર્જ (દાખલ) કર્યો છે.'

આ ફકીર[1] એટલું જરૂર જાણે છે કે જ્યારે નકશબંદિયાની

• ૧ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના માટે 'ફકીર' શબ્દ વાપરે છે.

'નિસ્બત' અને 'હુઝૂર' કમાલ પર (પરિપૂર્ણતાએ) પહોંચી જાય છે ત્યારે 'વિલાયતે કુબરા'થી જઈ મળે છે.[૧]

## હકીકતે મુહમ્મદી
### (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)

હવે આગળ 'હકીકતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરીકે જાણીતા અતિ ઉચ્ચ મકામનો ઉલ્લેખ આવે છે એટલે પ્રથમ એ મકામ વિશે ટૂંકમાં માહિતી મેળવી લઈએ.

મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી જયપુરી (રહ.) પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુ-સ્સુલૂક' માં લખે છે કે:

આ મકામને **'હકીકતુલ હકાએક'** અને **'હકીકતે મુહમ્મદી'** અલૈહિસ્સલાતો વસ્સલામ પણ કહે છે. તમામ મખ્લૂકાતની હકીકત અને તઅલ્લુક આ મકામમાં, આ કમાલાત સાથે છે., જેનો તઅલ્લુક હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જિસ્મે અતહર-પવિત્ર શરીર સાથે છે.

આ મકામ હાસિલ કરનારને હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે એટલા (વિપુલ) પ્રમાણમાં મુહબ્બત હોય છે કે ખુદાની મુહબ્બત પર પણ આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુહબ્બત ગાલિબ આવી જાય છે!

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) જ્યારે આ મકામ **'હકીકતે મુહમ્મદી'** સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી મુશર્રફ થયા ત્યારે મસ્તીની હાલતમાં ફરમાવ્યા કરતા હતા કે,

'અલ્લાહને દોસ્ત રાખું' છે એટલા માટે કે તે રબ છે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો.'

મતલબ કે આ મકામમાં ખુદાવંદી ઈન્આમ અને ઈકરામ એવાં હોય છે કે તેને લખવા માટે કલમ અસમર્થ છે. એને બયાન કરવાથી ઝબાન લાચાર છે. બલ્કે કલ્પના અને ખ્યાલ પણ ત્યાં

• ૧ 'દુર્રે લાસાની' ભાગ-૨, પત્ર-૩, પાનું ૩૨, ૩૩

પહોંચી શકતાં નથી![1]

□

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મહાન ખલીફા હઝરત મૌલાના બદરૂદ્દીન સરહિંદી (રહ.) પોતાની વિખ્યાત કિતાબ 'હઝરાતુલ કુદસ' માં લખે છે કે,

અમારા હઝરત મુજદ્દિદ અલ્ફેસાની કુદ્દેસ સિર્રુહુલ અઝીઝે લખ્યું છે કે:

હઝરત ખ્વાજા નકશબંદ કુદ્દેસ સિર્રુહુએ ખ્વાજગાન કુદ્દેસલ્લાહુ અસરારુહુમના 'જઝબહ'ને હાસિલ કર્યા પછી ઉપરના સુલૂકની તરફ આગળ વધ્યા અને એ સુલૂકને પરિપૂર્ણતાએ પહોંચાડયો અને 'ફના ફીલ્લાહ' તેમ જ 'બકા બિલ્લાહ' થી મુશર્રફ થયા. આ મરતબો વિલાયતનો છે.

તે પછી આપ મકામે શહાદત પર ગયા જે વિલાયતથી ઉચ્ચતર છે. આ મકામને મકામે વિલાયત સાથે એવી જ નિસ્બત છે જેવી તજલ્લીએ સૂરીને તજલ્લીએ ઝાતી સાથે છે.

તે પછી આપે મકામે સિદ્દીકિય્યત પર, જે મકામે શહાદતથી ઉચ્ચતર છે, મજકૂર નિસ્બતના ઝરીયાથી ઉરૂજ (ઉન્નતિ) ફરમાવી અને મકામે સિદ્દીકિય્યતની ઈન્તિહા (અંત) સુધી પહોંચ્યા!

વળી આ દરજાત, કમાલ અને તકમીલ હાસિલ કરવા છતાં આપ મઈય્યતે ઝાતિય્યહની રાહથી આગળ વધ્યા જેનાથી હઝરત અમીરુલ મૂમિનીન અલી મુરતઝા કર્રમલ્લાહો વજહહૂ ગૈબે હવીય્યત સુધી પહોંચ્યા છે અને આપ હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂના રંગમાં આ નુકતએ નિહાયતમાં ફના થયા. હઝરત ગૌસુસ્સકલૈન કુદ્દેસ સિર્રુહૂ પણ આ રાહથી નિહાયતુન્નિહાયત સુધી પહોંચ્યા છે અને એમાં જ ફના હાસિલ કરી છે. એમાં મુસ્તહાલિક (ફના) થવું વિલાયતે ખાસ્સએ મુહમ્મદિય્યહ (અલા સાહિબિહિસ્સલાતો વત્તહિય્યહ)ની ઈન્તિહા (અંતિમ સીમા) છે.[2]

□

● ૧ 'મેઅયારુસ્સુલૂક' પા. ૩૧૫, ૩૧૭
૨ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પા. ૧૬૪, ૧૬૫

ઉપર હઝરત અલી કર્રમલ્લાહો વજહૂનો ઉલ્લેખ થયો છે. એટલે વિલાયતની રાહમાં હઝરત અલી કર્રમલ્લાહો વજહૂનો શું મકામ છે તે જાણી લેવું જરૂરી છે.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના એક મક્તુબ (પત્ર)માં ફરમાવે છે કે:

હઝરત અલી કર્રમલ્લાહો વજહૂ 'વિલાયતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હામિલ છે એટલે અકતાબ, અબ્દાલ, અને અવતાદ જેઓ ઓલિયાએ ઉઝલત (ગોશાનશીન)માંથી છે અને કમાલાતે વિલાયતનો જેઓમાં ગલ્બો (પ્રાધાન્ય) છે— તેઓની તરબિયત, મદદ અને સહાય હઝરત અલી કર્રમલ્લાહો વજહૂને સુપ્રત થયેલી છે.

કુત્બુલ અકતાબ યાને કુત્બે મદારનું સર (માથું) હઝરત અલી કર્રમલ્લાહો વજહૂના કદમ નીચે છે. કુત્બે મદાર એમની જ હિમાયત અને રિઆયતથી પોતાનાં જરૂરી કાર્યોને પૂરાં કરે છે.

હઝરત ફાતિમા (રદિ.) અને હઝરાતે હસનૈન (હઝરત ઈમામ હસન રદિ. તેમ જ હઝરત ઈમામ હુસૈન રદિ.) પણ આ મકામમાં હઝરત અલી (રદિ.) સાથે શામેલ છે.[૧]

□

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના મહાન ખલીફા હઝરત અલાઉદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે કે,

ખ્વાજા સાહેબે સુલતાનુલ આરિફીન અબૂયઝીદ બુસ્તામી કુદ્દેસ સિર્રુહૂ વિષે ફરમાવ્યું કે; જ્યારે તેઓ સૈરના મકામમાં અંબિયા અલૈહિમુસ્સલામની સિફાતની સૈર કરતાં કરતાં બારગાહે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)માં પહોંચ્યા અને ચાહ્યું કે આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સિફતની સૈર કરે તો તેમને રોકવામાં આવ્યા.

પરંતુ જ્યારે અમારા ખ્વાજા સાહબ (રહ.)એ ઈનાયતે ઈલાહીથી

• ૧ 'દુર્રે લાસાની' ભાગ ૧, પત્ર ૨૫૧, પા. ૨૮૫

એ મકામાતની સૈર કરી તો આપે ગુસ્તાખી ન કરી બલ્કે ઈજ્ઝ અને નિયાઝ (વિનમ્રતા)નું સર આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઈઝઝત અને એહતિરામના આસ્તાન ઉપર મૂક્યું.[1]

□

એક દુરવેશ બયાન કરે છે કે,

હું ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂની સંગાથે નસફ જતો હતો. આપ પોતાના સુલૂક વિષે વાતો કરતા હતા. (આપે ફરમાવ્યું) કે,

મેં સુલતાન અબૂયઝીદ કુદ્દેસ સિર્રુહૂના મકામમાં સૈર કરી. જ્યાં તેઓ પહોંચ્યા હતા ત્યાં હું પણ પહોંચ્યો. શૈખ જુનૈદ (બગદાદી) અને શૈખ (અબૂબક્ર) શિબ્લી અને ઈબ્ને મનસૂર હલ્લાજના મકામાતની પણ સૈર કરી. જ્યાં તેઓ પહોંચ્યા હતા ત્યાં હું પણ પહોંચ્યો. પછી હું એક એવી બારગાહમાં પહોંચ્યો જેનાથી આગળ બીજી કોઈ બારગાહ નથી. મેં ખ્યાલ કર્યો કે એ બારગાહ 'બારગાહે મુહમ્મદી' (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) છે. મેં ગુસ્તાખી ન કરી અને જે કંઈ અબૂયઝીદ (રહ.)એ કર્યું હતું તે મેં ન કર્યું.[2]

## શું વિલાયતે મુહમ્મદિય્યહ (સલ.) ખત્મ થઈ ગઈ છે?

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે,

'એ શું વાત છે કે તરીકતના કેટલાક મશાઈખ ફરમાવે છે કે:

"વિલાયતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) અમારા પર ખત્મ થઈ ગઈ છે!"

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું,

તેઓ પોતાના ઝમાનાના ખત્મે વિલાયત થયા છે. અને આ પ્રકારના અર્થઘટનોની મિસાલો આયતો અને હદીસોના અર્થઘટનોમાં મોજૂદ છે.[3]

- 1 'અનીસુત્તાલિબીન' પા. ૩૫
- 2 " " "
- 3 અનીસુત્તાલિબીન' પા. ૩૫, ૩૬

## કુત્બે ઈરશાદ

હઝરત મોલાના યાકૂબ ચર્ખી (રહ.) હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના અગ્રેસર ખલીફા છે. આપના વિસ્તૃત હાલાત ઈન્શાઅલ્લાહ આગળ એક અલગ પ્રકરણમાં લખવામાં આવશે.

ઓલિયાએ કિરામના વિવિધ દરજ્જાઓ વિશે આપે એક ખૂબ જ માહિતીસભર રિસાલો લખેલો છે. એ રિસાલા (પુસ્તિકા)નું નામ 'અબ્દાલિય્યહ' છે. એ રિસાલામાં આપે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના અતિ ઉચ્ચ મકામ વિશે ઉલ્લેખ કરેલો છે.

આપ લખે છે કે:

આ ફકીર કહે છે કે અલહમ્દુલિલ્લાહ ખુદા તઆલાએ મને 'કુત્બુલ ઈરશાદ' ને ઓળખવાની તૌફિક બખ્શી અને હું તેમની નઝરે મુબારકને પામ્યો. તે 'કુત્બુલ ઈરશાદ' હઝરત મખ્દૂમી ખ્વાજા બહાઉલ હક વદ્દીન અલ બુખારી ઉર્ફે (હઝરત ખ્વાજા) નકશબંદ (રહ.) છે.'

તેઓ (હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવ્યા કરતા હતા કે,

'વીસ વરસથી ખુદા તઆલાએ ઈલ્લત વગર મને આ મરતબો આપેલો છે. એમની (ખુદાની)એ અતા (ભેટ, બક્ષિશ)ના ચારસો (૪૦૦) તાલિબ (અભિલાષી) હતા પરંતુ અલહમ્દુલિલ્લાહ કે ખુદાના ફઝલથી આ ઈનાયત મારા પર જ થઈ!'[૧]

□

'અનીસુત્તાલિબીન' કિતાબમાં લખ્યું છે કે,

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું,

'(મારા) ઝમાનાના કુત્બુલ અકતાબ અને સમસ્ત પૃથ્વીના અવતાદોની એક જમાઅત (મારી પાસે) આવી. તેઓએ મને સફેદ ઊનના બનેલા એક જાડા આસન પર બેસાડયો. પછી એના ખૂણાઓને પકડીને એક મોટા તખ્ત ઉપર બેસાડયો. અને બેશક એ

● ૧ ૧'અબ્દાલિય્યહ' પા. ૨૬

પછી મને કોઈ ગમ (ચિંતા) ન થઈ.'[1]

## 'નકશબંદ' નામ પડવાના કારણો

આપ (રહ.) સૈયદ હતા છતાં આપને ત્યાં ઉમદા કપડાં વણત્રામાં આવતા હતાં અને આ કપડાંઓમાં નકશ અને નિગાર ખૂબ જ ખૂબસૂરત અને ઉત્તમ બનાવવામાં આવતાં હતાં કે તે ક્યારેય પણ નીકળતાં ન હતાં અને ઝાંખાં પડતાં ન હતાં.

એ જ પ્રમાણે યાદે હકના નકશ દિલો પર એવા બાંધતા હતા કે તે ક્યારેય પણ ખરાબ થતા ન હતા તેમ નીકળતા ન હતા. એટલા જ માટે આ સિલસિલાનું નામ નકશબંદિયા ચાલુ થયું.[2]

□

'મશાઈખે નકશબંદિય્યહ' કિતાબમાં છે કે,

આપના જીવનનિર્વાહનો ઝરીયો કિનખાબ (જરીબુટ્ટાના વણાટના એક જાતના કાપડ)ની દસ્તકારી હતી. બુખારામાં કિનખાબનું વણાટ કામ કરનારને 'નકશબંદ' કહે છે. આપ અને આપના વાલિદ બુઝુર્ગવાર એ જ વ્યવસાય કરતા હતા એટલા માટે 'નકશબંદ' કહેવાય છે.[3]

શૈખ અબ્દુલ્લાહ બલ્ખી (રહ.)એ પોતાની કિતાબ 'ખવારિકુલ અહબાબ ફી મઅરિફતિલ અકતાબ' માં લખ્યું છે કે,

'જનાબ ગૌસે આ'ઝમ (રહ.)ની તવજ્જુહે ખાસથી (જે ખ્વાજા નકશબંદ (રહ.)ના જન્મથી એકસો સત્તાવન વરસ પહેલાં આપવામાં આવી હતી) ઇસ્મે ઝાત ('અલ્લાહો')નો નકશ આપના દિલ પર અંકિત કરી દીધો હતો એટલા માટે આપ 'નકશબંદ'ના લકબથી મશહૂર થયા.'[4]

□

- ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૩૬
- ૨ 'મેઅયારુસ્સુલૂક' પા. ૩૯૩
- ૩ 'મશાઈખે નકશબંદિય્યહ' પા. ૪૧
- ૪ 'રસાઈલે નકશબંદિય્યહ' પા. ૧૨, ૧૩

હઝરત સૈયદ ગુલામ અલી શાહ સાહબ દહેલ્વી (રહ.)ના ખલીફા હઝરત શાહ રઉફ અહમદ સાહબ નકશબંદી મુજદ્દિદી (રહ.)એ પોતાની મશહૂર કિતાબ 'જવાહરે ઉલૂય્યહ'માં 'નકશબંદ' નામ પડવાનાં કારણો નીચે પ્રમાણે લખ્યાં છે :

આપના બાબાએ કિરામ (મહાન પૂર્વજો)માંથી કોઈ કાલીન (જાજમ)નું વણાટ કામ કરતા હતા અને તેમાં નકશ બનાવતા હતા. એટલે આપ 'નકશબંદ' નામથી મશહૂર થયા.

□

બીજું કારણ એ છે કે જ્યારે હઝરત ખ્વાજા બાબા સમ્માસી (રહ.)એ આપની તરબિયત સૈયદ અમીર કુલાલ (રહ.)ને સુપ્રત કરી તો ફરમાવ્યું કે,

'બહાઉદ્દીનનો નકશ બાંધો !'

એટલા માટે આપ 'નકશબંદ'ના નામથી મશહૂર થયા.

□

કેટલાક કહે છે કે જે શખ્સ અમીર સૈયદ કુલાલ (રહ.)ની ખિદમતમાં જતો હતો તેના દિલ પર ફૈઝાને ઈલાહીનો નકશ બંધાઈ જતો હતો એટલા માટે આપને 'નકશબંદ' કહેતા હતા,

□

કેટલાક કહે છે કે, તાલિબોને આપ (હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ઈસ્મ 'અલ્લાહો'નો તસ્વ્વુર (કલ્પના) સનૂબરી દિલ પર તલ્કીન ફરમાવતા હતા એટલા માટ 'નકશબંદ'ના નામથી મશહૂર થયા.

□

આપ તાલિબના દિલમાંથી થોડી તવજ્જુહથી ગૈરનો નકશ મિટાવી દેતા હતા એટલા માટે પણ આપ આ નામથી ઓળખાયા.

□

આપની એક જ તવજ્જુહથી તાલિબોના દિલોને અલ્લાહ તઆલાની તરફ તવજ્જુહ હાસિલ થઈ જતી હતી અને થોડા જ દિવસોમાં બાતિની (આંતરિક) હાલતના ગલ્બા (પ્રાધાન્ય)ના કારણે

કડવાશ અને મિઠાશમાં ભેદ પારખી શકતા ન હતા.[1]

□

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મહાન ખલીફા હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.) પોતાની મશહૂર કિતાબ 'હઝરાતુલ કુદ્દસ'માં લખે છે કે :

જ્યારે આપ (હઝરત ખ્વાજા નક્શબંદ રહ.) હઝરત ખ્વાજા મૌલાના ઝૈનુદ્દીનની મુલાકાત માટે તશરીફ લઈ ગયા ત્યારે ફજરની નમાજ બાદ મૌલાના અવરાદે જહરિય્યહમાં મશગૂલ થયા. હઝરત ખ્વાજા પણ આવીને બેસી ગયા.

મૌલાનાએ ફરમાવ્યું કે,

'હે ખ્વાજા! અમારો નકશ પણ બાંધો!'

[અર્થાત મારા હાલ પર તવજ્જુહ ફરમાવો!]

હઝરત ખ્વાજાએ વિનમ્રતાથી જવાબ આપ્યો કે,

'હું પોતે નકશ બનવા માટે આવ્યો છું.'

એ પછી મૌલાના આપને મકાન પર લાવ્યા અને આપની ઝિયાફત કરી. બંનેની આપસમાં ખૂબ સુહબત રહી. ત્રણ દિવસ સુધી આપે (હઝરત ખ્વાજા નકશબંદ રહ.એ) તેમના (મૌલાના) પર તવજ્જુહ ફરમાવી.

અનુમાન એવું છે કે તેજ દિવસથી આપનો લકબ 'નકશબંદ' થયો.

□

એ પણ શક્ય છે કે આપની પહેલી જ સુહબતમાં 'મા સિવા' (ગૈરુલ્લાહ)નો નકશ (છાપ) સાલિકના દિલમાંથી નષ્ટ થઈ જતો હતો એટલા માટે આપ નકશબંદના લકબથી મશહૂર થયા હોય.

□

'નકશબંદ' શબ્દ સૂરત બનાવનાર અને પૈદા કરનાર– સર્જનહારના અર્થમાં પણ વપરાય છે. એટલે જે વખતે સિફતે

1 'જવાહરે ઉલ્વિયહ' પા. ૬૭

તકવીન આપને (હઝરત ખ્વાજા નકશબંદ રહ.)ને ઈનાયત થઈ, શક્ય છે કે 'નકશબંદ' ખિતાબ વડે પણ બારગાહે રબ્બુલ ઈઝ્ઝતમાંથી આપને સરફરાઝ ફરમાવ્યા હોય.

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂએ આ બાબત તરફ ઈશારો ફરમાવ્યો છે કે,

હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામનો કોલ જે આ બાબતમાં વારિદ થયો છે કે,

'રબ્બિ અરિની કૈફ તુહયિલ્મવ્તા કાલ અવલમ
તુઅ્મિન કાલ બલા વલાકિલ્લિ યત્મઈન્ન કલ્બી.'

હે પરવરદિગાર! મને બતાવી દે કે તું મરેલાંને કેવી રીતે જીવતા કરે છે, તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે,

'શું તું હજુ ઈમાન નથી લાવ્યો?' (હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામે) કહ્યું કે, 'હું ઈમાન તો લાવ્યો છું પરંતુ જોવા ચાહું છું કે જેથી મારું કલ્બ (દિલ) મુત્મઈન (સંતોષિત) થઈ જાય.'

આ ઈત્મિનાને કલ્બનો હેતુ એ છે કે હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામ સિફતે 'અહયાઅ' અને 'તકવીન' ના મઝહર બનવા ચાહતા હતા.[1]

□

## કુદરતે ઓલિયા

હઝરત ગૌસુસ્સકલૈન શૈખ અબ્દુલકાદિર કુદ્દેસ સિર્રુહૂએ પોતાની કિતાબ 'હુતૂહુલગૈબ' માં 'ફના' વિષે ચર્ચા કર્યા પછી, જે ઓલિયા અને અબ્દાલના અહવાલની ઈન્તિહા છે, ફરમાવ્યું કે:

'સુમ્મ યરિદુ ઈલૈહિત્તકવીનુ ફયુકવ્વીનું મા યહ્તાજુ
ઈલૈહિ બિઈઝનિલ્લાહિ તઆલા'

જ્યારે એના પર સિફતે તકવીન વારિદ થાય છે, ત્યારે તે અલ્લાહ તઆલાના હુકમથી જે ચીઝને ચાહે છે તેને પૈદા કરે છે.

□

• ૧ રિસાલહ 'હન્સિય્યહ' પા. ૩૯
'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પા. ૧૬૬

અલ્લાહ તઆલાએ પોતાની કેટલીક કિતાબોમાં ફરમાવ્યું છે :

ઈબ્ન આદમ અનલ્લાહુલ્લઝી લાઈલાહ ઈલ્લા અના
અફૂલુ લિશયઈન કુન ફયકૂન યઅની ઈન્ની અજઅલુક
તફૂલુ લિશયઈન કુન ફયકૂન.'

'હે ઈબ્ને આદમ! હું ખુદા છું. મારા સિવાય કોઈ મા'બૂદ (ઈબાદતને લાયક) નથી. જ્યારે હું કોઈ ચીઝને કહું છું કે "થઈ જા!" તો તે થઈ જાય છે. અર્થાત્ હું તને એવો બનાવી દેવા ચાહું છું કે જ્યારે તું કોઈ ચીઝના માટે કહે કે "થઈ જા!" તો તે થઈ જાય.'[૧]

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)થી ઝિન્દા કરવાની, મારવાની અને પૈદા કરવાની કરામતો ઘણી થયેલી છે.

## મરેલો જીવતો થઈ ગયો

એક દિવસ આપ (રહ.) જંગલની તરફ તશરીફ લઈ ગયા. આપની સાથે એક શખ્સ હતો. અચાનક આપ (રહ.)માં 'જઝબે રબ્બાની' પયદા થયો અને આપની ઝબાને મુબારકથી જઝબની હાલતમાં આ શબ્દો નીકળ્યા :

'મુર્દા શવ !' અર્થાત્ 'મરી જા !'

તે શખ્સ તરત જ મૃત્યુ પામ્યો. જ્યારે આપનો જઝબ ઊતરી ગયો ત્યારે આપે એને મરેલો જોઈને ખૂબ જ અફસોસ કર્યો અને હયરાન થઈને એક વૃક્ષની નીચે બેસી ગયા; અને ત્યાંથી તેને હસરત અને અફસોસની નિગાહથી જોતા રહ્યા. કુદરતે હકથી ફરી પાછો જઝબ પયદા થયો અને જઝબની હાલતમાં આપે ફરમાવ્યું :

'ઝિન્દા શવ !' અર્થાત્ 'જીવતો થઈ જા !'

તે મરેલો શખ્સ તરત જ જીવતો થઈ ગયો !

સુબ્હાનલ્લાહ ! આવી શાનવાળાઓની શાનમાં હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :

• ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પા. ૧૬૬

આં દુઆ શખ્શે કે ને ચું હર દુઆસ્ત,
એ શખ્શની દુઆ સામાન્ય દુઆ જેવી નથી,

ફાનીસ્ત વ ગુફ્તએ ઉ ગુફ્તએ ખુદાસ્ત.
તે 'ફાની' છે અને તેનું કહેવું ખુદાનું કહેવું છે.

અકમહો અબરસ ચે બાશદ મુર્દહ નીઝ,
જન્મથી અંધ અને કોઢી તો શું બલ્કે મુર્દાઓ પણ,

ઝિન્દા ગર્દદ અઝ ફસૂને આં અઝીઝ.
એ બંદાએ ખાસના અમલ (ફૂંક) વડે જીવતા થઈ જાય છે.[1]

### હવામાં ઊડવું કંઈ કમાલની વાત નથી

એક દિવસે કેટલાક શખ્શો વાતો કરી રહ્યા હતા કે કેટલાક ઔલિયા શરીર સાથે હવામાં ઊડે છે.

આપે એક ઝંબીલમાં માટી ભરીને ફરમાવ્યું,

'બે પરવાઝ!' અર્થાત 'ઊડી જા!'

તે ઝંબીલ હવામાં ઊડવા લાગી!

પછી આપે ફરમાવ્યું,

'બે-યા!' અર્થાત 'પાછી આવી જા!'

તે ઝંબીલ પાછી આવી ગઈ!

એ જ પ્રમાણે આપે કેટલીયે વાર કર્યું.

પછી આપે લોકોથી ફરમાવ્યું.

'હેચ કમાલ નેસ્ત'
'એ કંઈ કમાલની વાત નથી.'

### પ્રાણીઓ પણ આપનો હુકમ માનતા

એક દિવસે જંગલમાં હરણ જતાં હતાં.

આપે તેઓને બૂમ પાડી:

1 'મેઆયારુસ્સુલૂક' પા. ૩૯૧

'બે આયદ!' અર્થાત્ 'અહીં આવો!'

એ સર્વે હરણ આપનો અવાજ સાંભળતાં જ આપની પાસે દોડી આવ્યાં.

પછી આપે ફરમાવ્યું,

'બે રવદ!' અર્થાત્ 'ચાલ્યા જાઓ!'

આ સાંભળીને સૌ ચાલ્યા ગયાં![1]

## સૌથી મહાન કરામત

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની બરકતવંતી ઝાતથી હજારો કરામતો જાહેર થયેલી છે અને તેનાથી કિતાબો ભરેલી છે. વળી એ કિતાબોમાં પણ ખર્ક આદાત તેમ જ કરામતોના માત્ર નમૂના છે. નહિતર અદના અદના ઔલિયા અલ્લાહના એક જ રાતના હાલાત અને વારિદાત એટલાં બધાં હોય છે કે એને લખવા માટે એક દળદાર કિતાબની જરૂર પડે!

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની સૌથી મહાન કરામત એ છે કે આપે લાખો મરેલાં દિલોને ઝિક્રે હક વડે જીવંત કરી દીધાં! અને મોમિનોના દિલો પર હઝરત ખ્વાજાએ એવા નકશ બાંધ્યા કે તે નકશ ફરી પાછાં કદાપિ દૂર ન થયા અને તે નકશ કબરમાં ગયા.

સૌ ઔલિયા અલ્લાહની નઝદીક આ વાત સર્વાનુમતે સ્વીકારવામાં આવેલી છે કે:

મરેલાં શરીરને જીવંત કરવા કરતાં

મરેલાં દિલને જીવંત કરવાની (કરામત) બેહતર છે.

એનું કારણ એ છે કે:

મરેલું શરીર જીવંત થઈને દુનિયાથી નઝદીક થાય છે. ઉપરાંત ફરી પાછું લાવણ્યમાં ગમે ત્યારે તે મૃત્યુ જરૂર પામશે. એનાથી વિરુદ્ધ જેનું દિલ (ઝિક્રે હક વડે) જીવંત થઈ જાય છે તે ખુદાથી

● 1 'મેઅયારુસ્સુલૂક' પા. ૩૯૦, ૩૯૧

નજીક થાય છે અને એને (એ જીવંત થયેલાં દિલને) મૃત્યુ નથી.[૧]

## નકશબંદી તરીકો કેવી રીતે મળ્યો?

આ મહાન નકશબંદી તરીકો હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પ્રથમ ખલીફા (હઝરત અબૂબક્ર રદિ.)થી ચાલુ છે.... પરંતુ નકશબંદી સિલસિલાનું નામ હઝરત ખ્વાજએ ખ્વાજગાન ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.)થી ચાલુ થયું છે; કારણ કે આપ (રહ.) આ તરીકાના ઈમામ છે.

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ને અલ્લાહ તઆલાએ રોઝે અઝલથી જ ઉમ્મતના માટે આસાની કરનારા બનાવ્યા હતા. જ્યારે આપ (રહ.) ઈલ્મે તરીકતમાં ઈજતિહાદના મરતબાએ પહોંચ્યા અને આપ (રહ.)નો ઈરશાદનો ઝમાનો આવ્યો તેમ જ આપના મુરશિદ હઝરત સૈયદ અમીર કુલાલ (રહ.) એ આપને તરીકાની ઈજાઝત (ખિલાફત) આપી ત્યારે સૂફીઓના તરીકામાં હકના તાલિબો વિશે આપે એવું જોયું અને સાંભળ્યું કે:

કોઈએ વર્ષો થયાં ઊંઘવાનું છોડી દીધું છે!
કોઈએ આખી રાત જાગવાનો નિયમ બનાવ્યો છે!
કોઈએ હમેશાં રોઝા રાખવાનો નિયમ બનાવ્યો છે!
કોઈએ દરરોજ કલામુલ્લાહના બે ખત્મનો નિયમ બનાવ્યો છે!
કોઈએ દરરોજ પાંચસો રકાત પઢવાનો નિયમ બનાવ્યો છે!
કોઈએ એક જ કમ્બલમાં ત્રીસ-ચાલીસ વરસ વિતાવી દીધાં છે!
કોઈએ એંસી વરસ સુધી આસમાન તરફ જોયું જ નથી!
કોઈએ પગ લાંબા કરવાનું જ બંધ કરી દીધું છે!

કોઈ ઘડપણ કે બીમારીની કમજોરીના કારણે હઝરાતે સૂફીયહ (રહ.)ના મુબારક તરીકાના અઝકાર અદા કરવામાં મજબૂર અને માઝૂર છે તથા તેનો સમય ગફલતમાં પસાર થાય છે તેમ જ—

'અલ્લાહનો ઝિક્ર કરો ઊભાં ઊભાં,
બેઠાં બેઠાં, સૂતાં સૂતાં (હરેક હાલતમાં)'

• ૧ 'મેઅયારુસ્સુલૂક' પા. ૩૬૨

હક જલ્લો અલાના આ ઈરશાદનું પાલન તે કરી શકતો નથી, અને સમય બેકાર જાય છે.

જ્યારે હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નક્શબંદ (રહ.)એ આ હાલત જોઈ ત્યારે :

'હરેક ચીઝ પોતાના નક્કી સમયે જાહેર થાય છે.'
(એ નિયમે) ઝુહૂર પકડયો.

રોઝે અઝલના લખાણે આપ (રહ.)ના મુબારક સીનામાં જોશ પૈદા કર્યો અને આપ (રહ.) સજદામાં શિર ટેકવીને ખુદાની જનાબમાં અરજ કરવા લાગ્યા :

'ઈલાહી !
ઉમ્મતના બળવાનો નબળા થઈ ગયા છે !
હવે કષ્ટો વેઠવાની એમનામાં શક્તિ અને હિંમત નથી.
નુબુવ્વતનો ખૈર અને બરકતનો ઝમાનો દૂર થતા જાય છે.
પોતાના ફઝલથી મને એવો તરીકો આપ જે આસાન
હોય અને તારા સુધી જલ્દી પહોંચનારો હોય !'

પંદર દિવસ સુધી આપ(રહ.) સજદામાં રડતા અને કાકલૂદી કરતા રહ્યા. માત્ર જમાઅતની નમાઝ માટે અને જરૂરી હાજતો માટે જ હુજરાથી બહાર તશરીફ લઈ જતા.

પંદરમાં દિવસે રેહમતે ઈલાહીનો દરિયો જોશમાં આવ્યો અને ઈલ્હામ થયો કે :

'હે મુહમ્મદ બહાઉદ્દીન !
અમે તને તે તરીકો ઈનાયત કરીએ છીએ
જે અમારા હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના
સહાબા રદિયલ્લાહુ અન્હુમમાં હતો
અર્થાત્
વુકૂફે કલ્બી અને
નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઈત્તેબાઅ.'

□

આપે અલ્લાહ અઝઝ વ જલ્લનો શુક્ર અદા કર્યો, સજદામાંથી શિર ઊઠાવ્યું અને આ નવા તરીકાને ચાલુ કર્યો.

અલ્લાહ તઆલાના ફઝલથી આ તરીકાએ એટલી પ્રગતિ કરી કે હવે કરોડો માનવો આ મુબારક સિલસિલામાં છે અને કુબૂલિયતના કારણે આખા વિશ્વમાં સૂર્યના પ્રકાશની જેમ ફેલાઈ ગયો છે. રોમ, શામ, કુર્દસ્તાન, અરબસ્તાન, બુખારા, તુર્કસ્તાન, કાબુલ, ચીન, હિન્દુસ્તાન ... બધે નકશબંદી તરીકાના ખલીફાઓ અને તાલિબો મોટા પ્રમાણમાં છે.

અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે અને હજુ એમાં વધારો કરે. (આમીન !)[1]

## નકશબંદી તરીકાનો ફાયદો

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)થી જ્યારે લોકો પૂછતાં કે,

'આપના આ નવા તરીકામાં શું ફાયદો છે?'

તો આપ (રહ.) ફરમાવતા કે,

'બધાં જ તરીકાઓ મુબારક અને નૂરાની છે, તેમ જ બધા જ (તરીકાઓ) ખુદા સુધી પહોંચે છે, પરંતુ અલ્લાહ તઆલાએ મને જે તરીકો ઈનાયત ફરમાવ્યો છે તેમાં ઘણી જ આસાની છે અને એના વડે ખુદા સુધી ખૂબ જ જલ્દી પહોંચાય છે.'

## ઝિક્રે કલ્બીના ફાયદા

જેટલી પણ મૌખિક, શારીરિક અને આર્થિક (માલી) ઈબાદતો છે તે બધી સુલૂકમાં શામેલ છે. જ્યારે ઝિક્રે કલ્બીમાં અને ફિક્રે કલ્બીમાં જઝબે રબ્બાની (અલ્લાહનું આકર્ષણ) છે.

જઝબ (આકર્ષણ) અને સુલૂક (મહેનત કે પુરુષાર્થ)માં ઘણો તફાવત છે. એકને ખુદા ખુદ પોતાના તરફ ખેંચે છે જ્યારે બીજો પોતાના પ્રયત્નોથી ખુદા તરફ જાય છે.

• ૧ 'મેઅયારુસ્સુલૂક' : પા. ૧૧૫, ૧૧૬, ૧૧૭

એનું ઉદાહરણ એ છે કે એક શખ્સ પગપાળો પ્રવાસ કરે છે (અને પોતાની મહેનત તથા પ્રયત્નથી આગળ વધે છે) જ્યારે બીજો શખ્સ રેલગાડીમાં, સ્ટીમરમાં, વિમાનમાં, મોટરમાં કે બીજા વાહન-માં બેસીને મુસાફરી કરે છે અને એ વાહન તે શખ્સને (તેના પહોંચવાના સ્થળે) લઈ જાય છે. તો વાહનમાં બેસીને મુસાફરી કરવામાં જેવી રીતે આસાની અને ઝડપ છે તેવીજ રીતે ઝિક્રે કલ્બીમાં અને ફિક્રે કલ્બીમાં આસાની છે.

હદીષ શરીફમાં આવ્યું છે કે,

'(ઈન્સાનના) શરીરમાં ગોસ્તનો એક ટુકડો છે. જો તે સાલેહ છે તો આખું શરીર સાલેહ છે અને જો તે ફાસિદ (ખરાબ) છે તો આખું શરીર ફાસિદ છે.

તે શું છે? તે દિલ છે.'

એટલે જ્યારે દિલમાં ખુદાનો ઝિક્ર અને ફિક્ર હશે તથા એની ઈસ્લાહ થશે ત્યારે આખું શરીર આપો આપ દુરુસ્ત થઈ જશે.

વળી ઝિક્રે કલ્બી રિયા (દંભ) વગેરે ખરાબીઓથી પાક રહે છે. ન કોઈ એનાથી માહિતગાર થાય છે અને ન કોઈ એનાં વખાણ કરે છે. ખુદા જાણે અને બંદો જાણે.

ઝબાની ઝિક્રમાં મોટા ભાગે રિયા (દંભ) પૈદા થાય છે. લોકો એને સારો કહેવા માંડે છે. જો ખુદાનો ફઝલ ન હોય તો તમામ કરેલું-કરાવેલું નકામું થઈ જાય છે. રિયા વગર કામ કરવું સિદ્દીકોનું કામ છે. આ ઉપરાંત કુઆર્નથી અને હદીષથી પણ ઝિક્રે ખફી (ઝિક્રે કલ્બી)ની ફઝીલત સાબિત છે.

રબ્બુલ ઈબાદનો ઈરશાદ છે,

'પોતાના રબને ધીમેથી પોતાના દિલમાં પુકારો.'

હદીષ શરીફમાં છે કે,

ઝિક્રે ખફી (ઝિક્રે કલ્બી) ઝબાની ઝિક્ર કરતાં ૭૦ (સિત્તેર) ગણો અફઝલ છે.'

સખત બીમારીના સમયે તથા ઘડપણની કમજોરીમાં તાલિબ ઝિક્રની ઝર્બો લગાવી શકતો નથી. વળી મોતના સમયે મોટે ભાગે ઝબાન બંધ થઈ જાય છે અને વફાત વખતે માણસ ઘણે ભાગે નાપાક હોય છે. એવી હાલતમાં ઝબાની ઝિક્ર કેવી રીતે થઈ શકે?

વળી સૂવાની હાલતમાં, ખાવાની હાલતમાં, પીવાની હાલતમાં વાત-ચીત કરવાની હાલતમાં ... વગેરે હાલાતોમાં તાલિબ ઝબાની ઝિક્ર કરી શકતો નથી તો પછી અલ્લાહ તઆલાના હુકમ:

'અલ્લાહનો ઝિક્ર કરો ઊભાં ઊભાં,
બેઠાં બેઠાં, સૂતાં સૂતાં (હરેક હાલતમાં)'
અને

'પોતાના પરવરદિગારની ઈબાદત કર અહીં સુધી કે તને યકીન એટલે કે મોત આવી જાય.'

એના પર અમલ કેવી રીતે કરી શકે?

પરંતુ ઝિક્રે કલ્બી હરેક હાલતમાં ચાલુ રહી શકે છે. હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.) ફરમાવે છે કે,

'ઝિક્રે કલ્બી ઈમાનની સલામતીનું સરસ સાધન છે અને (એનાથી) નમાઝ ઈત્મિનાનથી થાય છે. જે શખ્સ ઝિક્રે ઝબાનીને ઝિક્રે ખફી પર સરસાઈ આપે છે તે કુર્આન અને હદીષનો ઈન્કાર કરનારો છે.'

□

જીવ નીકળતી વેળા (મોત વખતે) ખૂબ જ પરેશાની થાય છે. એ વખતે મરનારને—

બીમારીની તકલીફ થતી હોય છે,
દુનિયા છૂટવાનો ગમ થતો હોય છે,
સગાં-સંબંધીઓથી છૂટા પડવાનો સમય હોય છે,
કબરના અંધકારની, તંગીની, લાચારીની અને એકલતાની ચિંતા થતી હોય છે.

આવી હાલતમાં કોઈ ચીઝ યાદ નથી રહેતી પરંતુ જેને તે

ખૂબ જ ચાહે છે અને હરપળે જેનો ખ્યાલ દિલમાં રહે છે તે તેને યાદ રહે છે.

દિલ કેમેરા અને ગ્રામોફોન જેવું છે. (ફિલ્મ, ટીવી અને વીડીઓ પણ હવે બન્યા છે.) છેલ્લા સમયે એમાં જે કંઈ છબી પડી જાય છે, તે જ બોલે છે અને રજૂ થાય છે. એટલે કે કબ્રમાં અને હશ્રમાં બોલશે અને રજૂ કરશે.

હદીષ શરીફમાં છે કે :

'તમે જે હાલતમાં જિંદગી ગુઝારશો તે જ પ્રમાણે મરશો, અને જે હાલતમાં મરશો તે જ હાલતમાં હશ્રના દિવસે કબરમાંથી ઊઠશો.'

અને અલ્લાહ તઆલાએ પણ કુર્આને પાકમાં ફરમાવ્યું છે કે,

'કયામતના દિવસે ન માલ કંઈ ફાયદો આપશે અને ન ઓલાદ. પરંતુ જે શખ્સ અલ્લાહ પાસે કલ્બે સલીમ લાવ્યો હશે (તે કામિયાબ થશે.)'

□

બીજા તરીકાઓમાં ઝિકે કલ્બી છેવટે બતાવવામાં આવે છે પરંતુ નકશબંદી તરીકામાં ઝિકે કલ્બી શરૂઆતમાં બતાવવામાં આવે છે.

□

બીજા તરીકાઓમાં, ફૈઝ મેળવવા મોટે ભાગે અસ્મા અને સિફાતે ઈલાહી (યા રહીમો, યા કરીમો ... વગેરે)ના ઝિકથી તાલિબને મુસ્તફીઝ કરીને (પછી) બારી તઆલાની ઝાત તરફ મુખાતિબ કરવામાં આવે છે પરંતુ નકશબંદી તરીકામાં ઘણે ભાગે ઈસ્મે ઝાત ('અલ્લાહો')નો ઝિક (બતાવવામાં આવે છે) અને તાલિબની હિમ્મતને ઝાતે બહત (અલ્લાહ તઆલાની ઝાત) તરફ મુખાતિબ કરવામાં આવે છે.

એટલા જ માટે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે,

**અવ્વલે મા આખિરે મુન્તહી,**

બીજાઓનો જ્યાં અંત છે ત્યાં અમારી શરૂઆત છે,

આખિરે મા જેબે તમન્ના તહી.
અને અમારો અંત આરઝૂઓનો દામન ખાલી કરી દે છે.

## ઝિક્રે કલ્બીનો સબળ પુરાવો કયો ?

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)નો ઈન્તેકાલ હિજરી સન ૭૯૧માં થયો હતો જેને આજે ૬૦૦ (છસો) કરતાં પણ વધારે વરસો વીતી ગયા છે!

વળી આપનો મઝારે મુબારક બુખારા શરીફમાં છે જે રશિયાના પ્રદેશમાં આવેલું શહેર છે. આમ બુખારા શરીફ અને ભારત વચ્ચે હઝારો કિલોમિટરનું અંતર છે.

પરંતુ સેંકડો વરસો વીતી ગયાં છતાં, હઝારો કિલોમિટર દૂરના અંતરેથી, હજુ આજે પણ હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની રૂહે મુબારક પોતાના સિલસિલાના તાલિબોને માર્ગદર્શન અને રેહબરી ફરમાવે છે! અને આપનો રૂહાની ફૈઝાન આજે પણ ચાલુ જ છે. માત્ર નમૂના રૂપે એક પ્રસંગ અહીં ઉતારું છું.

મારા દાદા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.) પોતાની બેનમૂન કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં લખે છે કે:

એક દિવસે હઝરત સાહબ (હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ (રહ.)ની અને મૌલવી અબ્દુલગફુર સાહબની વાતચીતમાં મતભેદ થયો.

હઝરત સાહબ ફરમાવતા હતા કે,
'ઝિક્રે કલ્બીનો સબળ પુરાવો એ છે કે
શરીરની રગો ઝિક્રે હકથી કંપિત-ધ્રૂજતી રહે.'
મૌલવી અબ્દુલગફુર સાહબ કહેતા હતા કે,
'ઝિક્રે કલ્બીનો અવાજ કાનથી સાંભળવો
એ (સબળ) પુરાવો છે.'

મને એમાં મુંઝવણ રહી. મેં એ જ રાતે એક બુઝુર્ગને ખ્વાબમાં જોયા. તેમની શિકલ નૂરાની હતી. (તેમનો દેખાવ

બુખારા શરીફના લોકો જેવો હતો.)

તેઓ તશરીફ લાવ્યા અને 'સલામ અલૈકુમ' બાદ મારી સાથે મુસાફો કર્યો અને મુસાફા બાદ મારી આંગળીઓમાં પોતાની આંગળીઓ ભેરવી અને પછી ફરમાવ્યું કે,

'તું જુએ છે કે મારી આંગળીઓમાં શું (થાય) છે?'

મેં અર્ઝ કરી કે,

'આપની આંગળીઓની રગો ઝિક્રે હકથી કંપે છે-ધ્રૂજે છે!'

આપે ઈરશાદ ફરમાવ્યો કે,

'ઝિક્રે કલ્બીનો એ જ સબળ પુરાવો છે અને
હું ઈમામે તરીકા ખ્વાજા મુહમ્મદ નકશબંદ છું.'

(રહમતુલ્લાહિ અલૈહ)

હઝરત મૌલાના મુહમ્મદ હિદાયત અલી (રહ.) આગળ લખે છે કે,

એ વખતે મારી પાસે મારો પુત્ર મુહમ્મદ શૌકત અલી સૂતેલો હતો. પડી જવાના કારણે, ચપ્પુ વડે તેની જીભનો આગળનો લગભગ પોણો ઈંચ ભાગ કપાઈ ગયો હતો. મેં એનું મુખ ખોલીને જોયું તો એની જીભ બિલકુલ સંધાયેલી હતી અને એમાં કોઈ ઘા ન હતો!

આ ખ્વાબ જાગૃતાવસ્થા કરતાં બેહતર છે અને હઝરત ખ્વાજએ ખ્વાજગાન ખ્વાજા મુહમ્મદ બહાઉદ્દીન નકશબંદ (રહ.) ની બરકત તેમજ તસર્રુફાતનો પ્રગટ પુરાવો છે. રહમતુલ્લાહિ અલૈહ.'[૧]

હઝરત મૌલાના મુહમ્મદ હિદાયત અલી (રહ.)ના પૌત્ર અને જાનશીન તેમજ મારા પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા. બ.)ના ફરમાવ્યા પ્રમાણે હકીમ મુહમ્મદ શૌકત અલી સાહબની જીભમાં ચણોઠી જેવી એક નાની નિશાની હતી અને હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની બર-

• ૧ 'મેઅયારુસ્સુલૂક' પા. ૪૮૪, ૪૮૫

કતના કારણે અલ્લાહ તઆલાએ તેમની જીભમાં એવી તાસીર આપી હતી કે તેઓ જબાનથી જે કંઈ કહી દેતા તે થઈ જતું.

એક દિવસે હકીમ મુહમ્મદ શૌકત અલી સાહબ એક ટાંગાવાળાથી ખૂબ જ નારાઝ થઈ ગયા અને ગુસ્સાના આવેશમાં આપની જબાનથી શબ્દો નીકળ્યા કે,

'તારો ઘોડો મરી જશે!'

તે ટાંગાવાળો હજુ થોડે દૂર જ ગયો કે તેનો ઘોડો જમીન પર ઢળી પડયો અને મરણ પામ્યો!

## નકશબંદી તરીકામાં તરક્કીનો આધાર સુન્નતની ઈત્તેબાઅ પર છે

નકશબંદી તરીકામાં સુન્નતની પયરવી વધારે છે. એમાં તરક્કીનો આધાર મોટા ભાગે સુન્નતની ઈત્તિબાઅ પર, બારી તઆલાના આ ઈરશાદ મુજબ રાખ્યો છે:

'કુલ ઈન્કુન્તુમ તુહિબ્બુનલ્લાહ ફત્તબિઉની યુહબિબકુમુલ્લાહ'

હે રસૂલ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)!

કહી દો કે, જો તમે ખુદાને દોસ્ત રાખતા હોય તો,

મારી પયરવી કરો!

મારી પયરવીથી અલ્લાહ તઆલા તમને

પોતાના દોસ્ત બનાવી લેશે.

□

એટલે જે કોઈ સુન્નત તરીકાની પયરવી ન કરશે તે તરક્કીથી મેહરૂમ રહેશે.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે,

'દર તરીકએ મા મેહરૂમી નીસ્ત.

હર કે અઝ તરીકએ મા રૂ ગરદાનદ ખતરએ દીન દારદ;

ચેરા કે ઈ તરીકહ બઐનિહી તરીકએ સહાબએ કિબારસ્ત.'

**ભાવાર્થ :**

'અમારા તરીકામાં કોઈને મેહરૂમી નથી.

જે કોઈ અમારા તરીકાથી મુખ ફેરવે તેના દીનનો ખતરો છે;

કારણ કે આ તરીકો બિલકુલ મહાન સહાબા (રદિ.)ના

તરીકા પ્રમાણેનો છે.'

□

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) ફરમાવે કે :

'જો કોઈ તાલિબને અમારે ત્યાંથી ઈલ્મે બાતિનમાંથી હિસ્સો ન મળે તો તેણે બદદિલ થવું ન જોઈએ કારણ કે (અસલ) મકસદ બખ્શિશ છે અને બખ્શિશનો અધાર સુન્નતની ઈત્તિબાઅ પર છે અને સુન્નતની ઈત્તિબાઅ અમારે ત્યાં ફરજિયાત છે.'[1]

## જાહેરમાં મખ્લૂકની સાથે, અંદરમાં અલ્લાહની સાથે

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે,

કા'બા શરીફની સફર (હજ્જ)થી પાછા ફરતી વેળા હું મુલ્કે 'તૂસ'માં પહોંચ્યો. ખ્વાજા અલાઉદ્દીન પોતાના મુરીદો અને અકીદતમંદો જોડે મારું સ્વાગત કરવા માટે બુખારાથી આવ્યા હતા.

'હિરાત'ના હાકિમ શાહ મુઈઝુદ્દીન હુસૈનનો એક પત્ર એક સંદેશવાહક મારફતે મને મળ્યો. પત્રનો વિષય આ હતો :

'હું (આપની) મુલાકાતના શર્ફથી મુશર્રફ થવા ચાહું છું. મારું (આપની પાસે) આવવું મુશ્કેલ છે.'

એટલે આયત :

'વ અમ્મસ્સાઈલ ફલા તન્હર'

સાઈલ (માંગનાર)ને ધુતકારો નહિ.

ના હુકમ પ્રમાણે તેમ જ

'ઈઝા રઐત લિ તાલિબન ફકુલ્લહુ ખાદિમા'

જ્યારે તું મારા કોઈ તાલિબને જુએ તો તેનો ખાદિમ બની જા.

• ૧ 'મેઅયારુસ્સુલૂક' પા. ૧૨૪

ના તકાઝા પ્રમાણે હું હિરાત જવા રવાના થયો. જ્યારે હું બાદશાહની પાસે પહોંચ્યો તો ફકીરોના શિષ્ટાચારોની અદાયગી પછી બાદશાહે પૂછ્યું,

'શું દુરવેશી આપને આપના બુઝુર્ગો પાસેથી સજ્જાદાનશીન તરીકે વારસારૂપે મળી છે?'

મેં કહ્યું, 'ના, એવું નથી.'

પછી પૂછ્યું,

શું આપ સિમાઅ સાંભળો છો અને ઝિક્ર જહર (જબાની ઝિક્ર) કરો છો?'

મેં કહ્યું : 'ના.'

બાદશાહે કહ્યું,

'દુરવેશી તો એ જ કામોને કહે છે. આપ એમાંથી કંઈ પણ કરતા નથી એનું શું કારણ છે?'

મેં કહ્યું કે,

'અલ્લાહ તઆલાનું "જઝબએ ઈનાયતે બેગાયત" (અનંત ઈનાયતનું આકર્ષણ) જ્યારે મને મળ્યું તો તેણે રિયાઝત વગર મને કબૂલ કરી લીધો. હું ઈલાહી ઈશારા પ્રમાણે હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની કુદ્દેસ સિર્રુહૂના સિલસિલામાં દાખલ થઈ ગયો. અને આ તરીકાના બુઝુર્ગોથી ફૈઝ મેળવ્યો. તેમના તરીકામાં આ ચીઝોમાંથી કંઈ ન હતું.'

બાદશાહે પૂછ્યું,

'તેમના તરીકામાં શું હોય છે?'

મેં કહ્યું,

'તેઓ જાહેરમાં મખ્લૂકની સાથે રહે છે અને બાતિન (દિલ)માં હક તઆલાની સાથે રહે છે.'

બાદશાહે કહ્યું કે,

'શું એવું થઈ શકે છે?'

મેં કહ્યું,

'હાં, અલ્લાહ તઆલા ફરમાવે છે કે:

'રિજાલુલ લા તુલ્હીહિમ તિજારતુંવ વલા બયઉન અન ઝિક્રિલ્લાહ.'

મર્દાને ખુદા તેઓ છે જેમને વેપાર અને ખરીદ–વેચાણ ખુદાના ઝિક્રથી ગાફિલ નથી કરી શકતા.[1]

મેં કહ્યું કે,

'એકાંતવાસમાં ખ્યાતિ છે અને ખ્યાતિમાં આફત છે. અમારા હઝરતે ખ્વાજગાન કુદ્દેસલ્લાહો અસરારુહુમનો ઈરશાદ છે કે:

ખિલ્વત દર અંજુમન,

સફર દર વતન,

હોશ દર દમ, અને

નઝર બર કદમ.'

તે પછી મેં કહ્યું કે,

'બુલંદ ઝિક્ર અને સિમાઅમાં જે હુઝૂર અને ઝૌક પેદા થાય છે તે હમેશાં નથી રહેતો. પરંતુ "વુકૂફે કલ્બી"ની મદાવમત (સાતત્ય) જઝબહ સુધી પહોંચાડે છે અને જઝબહથી મકસૂદ (હેતુ) હાસિલ થઈ જાય છે.

'ગરમી મજૂય ઈલ્લા અઝ આતિશે દુરૂની'[2]

ગરમી અંદરની આગ સિવાય બીજી કોઈ ચીઝથી હાસિલ ન કરો.

□

ઝિક્રે ખફીની હકીકત વુકૂફે કલ્બીથી પ્રાપ્ત થઈ શકે છે. અને તે મકામ હાસિલ થાય છે કે ખુદ દિલ પણ જાણતું નથી કે તે ઝિક્રમાં મશગૂલ છે. અકાબિરે તરીકતનો ઈરશાદ છે કે ખુદ અગર કલ્બને એની જાણ બાકી રહે કે તે ઝિક્ર કરે છે (અર્થાત્ મહવિયત–નિમગ્નતા ન હોય) તો તું જાણી લે કે તે હજુ ગાફિલ છે.

□

• ૧ પારો ૧૮, રૂકૂઅ ૧૧

૨ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પાનું ૧૭૦

હવાલો : રિસાલહ ઉન્સિય્યહ પાનું ૨૮, ૨૯

રિવાયત છે કે જ્યારે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ બાદશાહના મહેલમાં પહોંચ્યા તો જે શખ્સના પાસેથી પસાર થતા અને તેને જોતા તે ખુદ રફતા થઈ જતો–પોતાની ઝાત ઉપરનો કાબૂ ગુમાવી દેતો.

## ચાર નિસ્બતો

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે,

'હમારા ખ્વાજગાન કુદ્દેસલ્લાહુ અસરારુહુમની તસવ્વુફમાં ચાર નિસ્બતો છે :

૧ એક હઝરત ખ્વાજા ખિઝર અલૈહિસ્સલામથી છે. અલ્લાહ તઆલા એમના ઈલ્મ અને હિકમતમાં વધારો કરે.

૨ બીજી શૈખ જુનૈદ સૈયદુત્તાઈફહ કુદ્દેસ સિર્રુહૂથી છે. અલ્લાહ તઆલા એમના અસરારને પાક કરે.

૩ ત્રીજી સુલતાનુલ આરિફીન હઝરત શૈખ બાયઝીદ કુદ્દેસ સિર્રુહૂથી છે જે તેમને હઝરત અમીરુલ મોમિનીન હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુથી મળેલી છે.

૪ ચોથી અમીરુલ મોમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુથી છે.

□

એટલા જ માટે આ (નકશબંદી) તરીકાના દુરવેશોને 'નમકે મશાઈખ' કહેવામાં આવે છે.

## પુત્રનો ઈન્તેકાલ

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ ફરમાવ્યું કે,

'અલ્લાહના ઈરાદા પ્રમાણે જે કંઈ હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર વિત્યું હતું તે મારા પર પણ વિત્યું છે.'

જે વખતે રત્નો સમાન વચનો ઉચ્ચારતા આપના મુખથી આ

શબ્દો નીકળ્યા હતા તે જ સમયગાળામાં આપના સાહબઝાદાનો ઈન્તેકાલ થઈ ગયો.

## રોટલી ન શેકાઈ

પછી આપે ફરમાવ્યું કે,

'હઝરત પૈગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ સલ્લમની નિસ્બત હમારા સુધી પહોંચી છે. (એક વખતે) હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે સહાબા કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુની સાથે ભઠ્ઠીમાં (શેકવા માટે) રોટલીઓ મૂકી અને ભઠ્ઠીનો દરવાજો બંધ કરી દીધો. થોડા સમય પછી ભઠ્ઠીનો દરવાજો ખોલ્યો તો આં સરવર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની રોટલી સિવાય બાકીના બધાંની રોટલી શેકાઈ ગઈ હતી. આપની રોટલી જેવીને તેવી (શેકાવા વગરની) હતી. અમે પણ આં હઝરત અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅમાં ભઠ્ઠીમાં રોટલીઓ મૂકી. બધા ફકીરોની રોટલીઓ શેકાઈ ગઈ અને મારી રોટલી જેવી હતી તેવી જ રહી.'

આ પ્રસંગ ટાંકયા પછી, એનું રહસ્ય સમજાવતા 'હઝરાતુલ કુદ્સ' કિતાબના લેખક હઝરત મૌલાના બદરુદ્દીન બિન શૈખ ઈબ્રાહીમ સરહિંદી (રહ.) લખે છે કે,

હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની રોટલી જેવી હતી તેવી જ રહેવાનું રહસ્ય એ છે કે જે રોટલીને સરદારે કોનૈન, શફીએ જિન્નો ઈન્સ, સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથનો સ્પર્શ થયો હોય, તો આગની શી મજાલ કે તેમાં અસર કરી શકે! અને ઈત્તિબાઅના કારણે હઝરત ખ્વાજાના માટે પણ એમ જ થયું, અને હઝરત રસૂલ અલૈહિસ્સલાતો વસ્સલામના ફૈઝથી આપ (રહ.)ને પણ આ મંઝિલ સુધી પહોંચાડવામાં આવ્યા.[1]

• ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૧૭૬

## ઉમ્મતે મરહૂમહ

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે,

આં હઝરત અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે કે :

'નસીબુ ઉમ્મતી મિન નારિ જહન્નમ ક નસીબિ
ઈબ્રાહીમ મિન નારિ નમરુદ'.

મારી ઉમ્મતના હિસ્સામાં જહન્નમની આગ એવી હશે જેવી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના હિસ્સામાં નમરુદની આગ.

## વિલાયત

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

વિલાયત મોટી નેઅમત છે. વલીએ પોતે પોતાને વલી સમજવું જોઈએ કે જેથી આ નેઅમતનો શુક્ર અદા કરી શકે. વલી મેહફૂઝ હોય છે. ઈનાયતે ઈલાહી તને તેના હાલ પર નથી છોડતી અને બશરિય્યતની આફતોથી તેને મેહફૂઝ રાખે છે. ખવારિક અને કરામતોના જાહેર થવા પર કોઈ ભરોસો હોવો ન જોઈએ. મામલો ઈસ્તેકામત પર છે.

ઓલિયાએ કિરામે ફરમાવ્યું છે કે :

'કુન તાલિબલ ઈસ્તિકામતિ લા તાલિબલ કરામતિ
ફઈન્ન રબ્બક યત્લુબુ મિન્કલ ઈસ્તિકામત વ
નફસક યત્લુબુ મિન્કલ કરામત.'

ઈસ્તિકામતના તલબગાર બનો. કરામત ન માંગો. કારણ કે તારો પરવરદિગાર તને ઈસ્તિકામતનો હુકમ કરે છે અને તારો નફસ તારાથી કરામત ચાહે છે.

□

બુઝુર્ગાને દીનનો ઈરશાદ છે કે, જો વલી કોઈ બાગમાં ચાલ્યો જાય અને ઝાડના દરેક પાંદડાંથી અવાજ આવે કે 'હે ખુદાના વલી !' તો પણ જાહેરી કે બાતિની રીતે તેના તરફ ધ્યાન ન આપે બલ્કે હરેક પળે બંદગી અને રુદન તેમ જ નિયાઝમંદીની સિફતમાં

વધારો કરવા માટે કોશિશ હોવી જોઈએ.

હઝરત નબી અલૈહિસ્સલાતો વસ્સલામમાં મહાન ખૂબી એ હતી કે જેટલા પ્રમાણમા અલ્લાહ જલ્લો અલાના ઈનામો અને ઈકરામોમાં વધારો થતો તેટલા પ્રમાણમાં આપની બંદગી, નિયાઝમંદી અને આજિઝીમાં વધારો થતો હતો.

એટલા જ માટે આપે ઈરશાદ ફરમાવ્યો કે,

'શું હું ખુદાનો શુક્રગુઝાર બંદો ન બનું !'[1]

## ત્રણ રસ્તા

ખુદાની મા'રિફતના રસ્તા, જેનાથી આરિફોને ખુદાની મા'રિફત હાસિલ છે, બીજાઓ એનાથી મેહરૂમ છે, તેના ત્રણ તરીકા છે: મુરાકિબહ, મુશાહિદહ અને મુહાસિબહ.

## મુરાકિબહ

મુરાકિબહ એ છે કે:

'નિસ્યાનુ રૂયતિલ મખ્લૂકિ બિ દવામિન્નઝરિ ઈલલ ખાલિક'

ખાલિકની તરફ સતત જોતા રહીને મખ્લૂકને નજરમાંથી ભૂલાવી દેવું.

મુરાકિબહનું સાતત્ય જાળવવું દુર્લભ વસ્તુ છે. એને ખૂબીપૂર્વક આ ગિરોહમાંથી ઓછા લોકોએ હાસિલ કર્યું છે. મેં એને પ્રાપ્ત કરવાનો તરીકો જાણી લીધો છે અને તે નફસની મુખાલિફત કરવું તથા સુન્નતની મુતાબિઅત છે.

## મુશાહિદહ

મુશાહિદહ વારિદાતે ગૈબીના નિરીક્ષણને કહે છે જે સાલિકના દિલ પર નુઝૂલ કરે છે. પરંતુ એ તુરંત પસાર થઈ જાય છે અને સ્થાયી થતી નથી એટલે તેને સમજી શકાતી નથી. છતાં એ સિફત

• ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પા. ૧૮૨

અમારો હાલ બની જાય છે. અમે એને કબ્ઝ અને બસ્તથી ઓળખી લઈએ છીએ. અર્થાત્ કબ્ઝની હાલતમાં સિફતે જલાલનો મુશાહિદહ કરીએ છીએ અને બસ્તની હાલતમાં સિફતે જમાલને મુતાલિઅહ કરીએ છીએ.

## મુહાસિબહ

મુહાસિબહ એ છે કે જે કંઈ અમારા પર વિતે છે, અમે હરેક પળે તેનો હિસાબ કરીએ છીએ કે કેવી રીતે વિતે છે. જો અમને દેખાય કે નુકસાનની ચીઝ છે તો અમે તેને છોડી દઈએ છીએ અને નવેસરથી અમલ અખત્યાર કરીએ છીએ. જો એવું દેખાય કે બેહતર ચીઝ છે તો શુક્ર અદા કરીને અમે એ હાલમાં થોભી જઈએ છીએ અને એ અમલમાં કોશિશ કરીએ છીએ.'[1]

## હઝરતની તવજ્જુહ

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર કુદ્દેસલ્લાહુ સિર્રૂહૂ ફરમાવે છે કે હઝરત ખ્વાજા (નકશબંદ) કુદ્દેસ સિર્રૂહૂની તવજ્જુહથી તાલિબોનો હાલ એ હતો કે, અમે પહેલાં જ કદમ પર મુરાકિબહની સઆદતથી મુશર્રફ થઈ જતાં હતાં અને જ્યારે આં હઝરત કુદ્દેસ સિર્રૂહૂની તવજ્જુહ હજુ વધારે થતી તો મકામે ફના સુધી વાસિલ થતાં અને પોતાનાથી ફાની તથા હકની જોડે બાકી થઈ જતાં.

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

'જો તું મકામે અબ્દાલ મેળવવા ચાહતો હોય તો પોતાની હાલતને ફેરવવું જરૂરી સમજો.

આ શબ્દોમાં નફસની મુખાલિફત અને ઇચ્છાઓ તેમ જ વાસનાઓને છોડવા તરફ ઈશારો છે.[2]

## નિગાહે આરિફ

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

૧ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પાનું ૧૮૩
૨ ,, ,, પાનું ૧૮૪

હઝરત અઝીઝાન કુદ્દેસ સિર્રુહૂએ ઈરશાદ ફરમાવ્યો છે કે, આ ગિરોહ (ઓલિયા)ની નઝરમાં ધરતીનો પટ દસ્તરખ્વાનની જેમ નજરની સામે છે અને હું એમ કહું છું કે નહિ, (ધરતીનો પટ એમની નજર સામે) નખ સમાન છે એટલે ધરતીની કોઈ વસ્તુ એમની નજરોથી છૂપી નથી. હઝરત અઝીઝાન કુદ્દેસ સિર્રુહૂએ જ્યારે ઈરશાદ ફરમાવ્યો હતો ત્યારે આપ દસ્તરખ્વાન પર હતા (એટલે આપે દસ્તરખ્વાનની મિસાલ આપી હતી)[1]

## ફૈઝે સુહબત

આપ (રહ.) ફરમાવે છે કે,

ઓલિયાઅલ્લાહ લોકો સાથેના સંબંધનો ભાર માત્ર એટલા માટે ઉઠાવે છે કે અલ્લાહની મખ્લૂકના અખ્લાક મુહઝઝબ (સુસંસ્કૃત) થઈ જાય, યા કોઈ વલીની તેઓને સુહબત હાસિલ થઈ જાય કારણ કે કોઈ વલી એવો નથી જેના હાલ પર અલ્લાહ તઆલાની નઝરે ઈનાયત ન હોય, ભલે એનાથી તે વલી માહિતગાર હોય કે ન હોય. જે શખ્સ કોઈ વલીથી મળે છે તેને નઝરે ઈલાહીનો ફૈઝ પહોંચે છે.

આપ ફરમાવે છે કે,

અગર કોઈ શખ્સે મારી સમક્ષ જોડા પણ મૂકયા હશે તો તેની પણ હું શફાઅત કરીશ.[2]

## સતત કોશિશ કરતા રહો

આપ ફરમાવે છે કે,

એ વાત નથી કે જે શખ્સ દોડયો તણે ખુદાને મેળવી લીધો બલ્કે અસલ વાત એ છે કે ખુદાને તે પામશે જે એની રાહમાં દોડતો રહેશે.

આપ ફરમાવે છે કે,

1 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૧૮૫
2 ,, ,, પાનું ૧૮૬

પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામની દુઆની બરકતથી મસ્ખે સૂરત અર્થાત્ ચહેરાને બદલી નાંખવું તો આ ઉમ્મતમાંથી ઉઠાવી લેવામાં આવ્યું છે પરંતુ મસ્ખે બાતિન અર્થાત્ દિલની ખરાબી બાકી રહી ગઈ છે, (એટલે દિલની હિફાઝતની સતત કોશિશ કરતા રહો.)

## ઔલિયા રાઝની વાતોને છુપાવે છે

આપ ફરમાવે છે કે,

ઔલિયા અલ્લાહને રાઝની વાતોની જાણ કરવામાં આવે છે પરંતુ અલ્લાહ તઆલાના હુકમ વગર તેને જાહેર નથી કરતાં. કહે છે કે જે શખ્સ ખુદાના ભેદથી માહિતગાર હોય છે તે એને છુપાવે છે અને જે માહિતગાર નથી તે બરાડા પાડે છે.

'ઈખ્ફાઉલઅસરારે મિનલ અબરારે.'

રાઝની વાતોને છુપાવવું અબરારોનો તરીકો છે.

□

આપ ફરમાવે છે કે,

જે કંઈ મારાથી લોકોના દિલી હાલાત, આ'માલ અને અહવાલ જાહેર થાય છે તેમાં મારી કોઈ દખલ નથી. યા તો ઈલ્હામથી એની ખબર આપવામાં આવે છે યા કોઈ ઝરીયાથી મને જાણ કરવામાં આવે છે.

## શું આ કરામત કમ છે?

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂથી કરામત તલબ કરવામાં આવી. આપે ફરમાવ્યું કે મારી આ કરામત કંઈ કમ છે કે આટલા બધા ગુનાહો છતાં હું જમીન પર ચાલી શકું છું!

તે પછી આપે ફરમાવ્યું કે, મુરીદમાં શૈખના અહવાલ જાહેર થવા મુરીદની કરામત છે.

આપે ફરમાવ્યું કે,

શૈખ અબૂલ અબ્બાસ કસ્સાબ કુદ્દેસ સિર્રુહૂથી કરામત તલબ કરવામાં આવી તો તેમણે ફરમાવ્યું કે,

'હું એક બકરી ઝબહ કરનાર (ખાટકી)નો પુત્ર છું. આટલા લોકો મારી ફરતે શા માટે ભેગાં થઈ ગયાં છે!'

## તવજ્જુહની બરકત

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહુના એક મુખ્લિસ બયાન કરે છે કે જ્યારે કપચાકની તરફથી એક લશ્કરે બુખારા શહેર પર હુમલો કર્યો ત્યારે ઘણાં લોકોને મારી નાંખ્યા અને ઘણાં લોકોને કેદ કરી લીધાં. એમાં જ મારા ભાઈને પણ કેદ કરીને લઈ ગયા.

મારા પિતા પોતાના પુત્રના માટે ઘણાં પરેશાન થયા અને હમેશાં મને કહેતા હતા કે જો તું મારી રઝામંદી ચાહતો હોય તો પોતાના ભાઈને શોધવા માટે કપચાકના રણપ્રદેશ તરફ જા. મેં આ બાબત હઝરત ખ્વાજાની ખિદમતમાં અર્ઝ કરી.

હઝરતે ફરમાવ્યું કે,

'તમે તમારા પિતાની રઝામંદી હાસિલ કરો. એમાં ઘણી સઆદતો અને બરકતો છે. જ્યારે તમને આ સફરમાં કોઈ મુશ્કેલી પેશ આવે તો મારી તરફ તવજ્જુહ કરજો.'

હું સફરે ઉપડ્યો. એ સફરમાં મને થોડા વેપારમાં ઘણો નફો મળ્યો અને મુશ્કેલી વગર ખૂબ જ જલ્દી મારો ભાઈ મને ખ્વારઝ્મમાં મળી ગયો. અમે કેદીઓની એક જમાઅત સાથે વહાણમાં બેસીને બુખારાની તરફ રવાના થયા.

વહાણમાં લોકો ઘણાં હતાં. હવા પ્રતિકૂળ ચાલવા લાગી. વહાણ ડૂબી જવાનો ભય લાગ્યો. લોકોએ ફરિયાદ શરૂ કરી. આ નાઉમ્મીદી અને પરેશાનીની હાલતમાં મારા કાનમાં કોઈ શખ્સનો હઝરત ખ્વાજાને યાદ કરવાનો અવાજ સંભળાયો. એ સાંભળતાં જ હઝરત ખ્વાજાનો પેલો ઈરશાદ મને યાદ આવ્યો કે જ્યારે તને કોઈ મુશ્કેલી પેશ આવે ત્યારે મને યાદ કરજો.

એટલે હું હઝરતની તરફ ધ્યાનિત થયો. હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ હાજર અને ઝાહેર થયા. મેં આપને સલામ કરી. હઝરતની બરકતથી હવા થંભી ગઈ અને દરિયાનું તોફાન શાંત થઈ ગયું!

થોડા દિવસોમાં અમે બંને ભાઈઓ બુખારા પહોંચી ગયા અને હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂની ખિદમતમાં હાજર થયા. અમે સલામ કરી તો હઝરત ખ્વાજા મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

'જ્યારે તમે વહાણમાં મને સલામ કરી હતી ત્યારે મેં તમારી સલામનો જવાબ આપ્યો હતો પરંતુ તમે સાંભળ્યો ન હતો.'

આ મોટી મોટી કરામતો જોવાથી હઝરત ખ્વાજાની સાથે મારો એ'તિકાદ ઓર વધી ગયો.[1]

## ફરિશ્તાઓની નમાઝ

ખ્વાજા અલાઉદ્દીન અત્તાર કુદ્દેસ સિર્રુહૂ નકલ કરે છે કે, એક દિવસે વાદળ હતું. હઝરત ખ્વાજા (નકશબંદ) કુદ્દેસ સિર્રુહૂ-એ મને પૂછ્યું કે,

'શું ઝોહરની નમાઝનો સમય થઈ ગયો છે?'

મેં કહ્યું, 'હજુ થયો નથી.'

આપે ફરમાવ્યું કે, 'આસમાન તરફ જુઓ!'

મેં જોયું તો બિલકુલ પર્દો ન હતો અને આસમાનના બધા ફરિશ્તાઓ ઝોહરની નમાઝની અદાયગીમાં મશગૂલ હતા.

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,

'તમે તો કહેતા હતા કે હજુ સમય નથી થયો!'

મને મારા કહેવા બદલ પસ્તાવો થયો અને માફી માંગી. એક મુદ્દત સુધી મને એનો અફસોસ રહ્યો.[2]

૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૧૮૮, ૧૮૯
૨ " " "

## પુત્રની કુરબાની

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ જ્યારે બૈતુલ્લાહની ઝિયારત માટે તશરીફ લઈ ગયા ત્યારે હાજીઓ ઈદે કુર્બાનના દિવસે કુરબાની કરતા હતા.

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,

'હું પણ કુરબાની કરું છું. મારો એક પુત્ર છે, મારે તેને જ કુરબાન કરવો જોઈએ.'

વાપસીમાં જ્યારે બુખારા પહોંચ્યા ત્યારે ખબર પડી કે ઈદના દિવસે જ હઝરતના પુત્રે બુખારની હાલતમાં ઈન્તેકાલ કર્યો હતો.[૧]

## સલ્તનતમાં ફેરફાર

એક દિવસે દુરવેશોની એક જમાઅત જોડે આપ કુલાહે નવરોઝી સીવતા હતા. આપનો હાલ તે વખતે નિહાયત બસીત (અત્યંત વ્યાપક) હતો એટલે આપની હાલત સૌને અસર કરી ગઈ, અને સૌમાં ઝોક પૈદા થઈ ગયો. હઝરત ખ્વાજા અને દુરવેશોએ, જેઓ આપની સુહબતમાં હતા, તેમણે કુલાહે નવરોઝી માથા પર મૂકી.

તે વખતે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂએ ફરમાવ્યું કે,

'સુલતાનોની ટોપી આપણા માથા પર મૂકી એટલે સલ્તનતમાં પણ આપણે ફેરફાર કરવો જોઈએ. મારે કયા બાદશાહ પર વાર કરવો જોઈએ?'

એક દુરવેશે માવરાઉન્નહરના હાકિમનું નામ લીધું.

હઝરતે ફરમાવ્યું,

'મેં તેના પર જ વાર કર્યો.'

આપે એ જ ખૂશખબરીનો એક પત્ર બુખારાના અમીરને લખ્યો જે આ હાકીમથી ભાગીને કાબુલ ચાલ્યો ગયો હતો. પત્રમાં આપે જે કંઈ બન્યું તેની જાણ કરી અને ફકીરોની ખિદમતમાં

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૧૮૯

પાંચસો અશરફીઓ મોકલવા જણાવ્યું.

થોડા દિવસો પછી ખબર પડી કે માવરાઉન્નહરનો પેલો હાકીમ જેના વિષે હઝરતે ફરમાવ્યું હતું કે, હું તેના પર જ વાર કરું છું, તે જ દિવસે તેને કતલ કરી દેવામાં આવ્યો હતો.

## એક જ સમયે અનેક જગ્યાએ હાજર

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) નકલ કરે છે કે:

એક દિવસે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ દુરવેશોની એક જમાઅત જોડે એક દુરવેશના હુજરામાં હતા. દુરવેશોમાંથી કેટલાક લોકો ખાવા-પીવાનો સામાન ખરીદવા માટે હુજરામાથી બહાર નીકળ્યા. તેઓ બે સમૂહમાં વહેંચાઈ ગયા. એક સમૂહ શરાફી બજાર તરફ રવાના થયો. તેઓએ હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહને તે બજારમાં જોયા. તેમણે ખ્યાલ કર્યો કે કદાચ આપ હુજરામાંથી બહાર આવ્યા હશે.

બીજો સમૂહ ચોક તરફ રવાના થયો. તેમણે પણ હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહને ચોકમાં જોયા. તેમણે પણ ખ્યાલ કર્યો કે આપ હુજરામાંથી બહાર આવ્યા હશે. તે પછી આ દુરવેશો બજારમાં બાઝી મુહમ્મદ દરઆહનીથી મળ્યા અને તેમને આ વાત કરી. તેણે કહ્યું કે મેં ત્યારે હઝરત ખ્વાજાને ફલાણી જગાએ જોયા કે એક તરફ જતા હતા.

ફકીરોને મુંઝવણ થઈ કે હવે હઝરતને ક્યાં જઈને મળવું જોઈએ! તેઓ આ પ્રમાણે વિચારતા જ હતા કે એક દુરવેશ તેઓની પાસે આવ્યો અને કહ્યું કે હઝરત ખ્વાજા બોલાવે છે કે તમને આટલું મોડું કેમ થયું!

દુરવેશોએ પેલા બોલાવવા માટે આવનાર દુરવેશને કિસ્સો બયાન કર્યો. તેણે કહ્યું કે જ્યારથી તમે લોકો હઝરત ખ્વાજાની પાસેથી બહાર નીકળ્યા છો, ત્યારથી હું અને પેલા હુજરાવાળો દુરવેશ બંને સતત હઝરત ખ્વાજાની ખિદમતમાં હાજર હતા. હઝરતે હુજરામાંથી કદમ બહાર મૂક્યો નથી. અને અત્યારે ઉતાવળે

તમારી પાસે મને મોકલ્યો છે.[1]

## ફકીરોને તેમની મૂળ હાલમાં લાવ્યા

એક રાતે દુરવેશ મુહમ્મદ ઝાહિદ ઝેવરતુની શૈખ શાદીના મકાનમાં હતા. એક બીજા સાથે હમજલીસ થયા અને સિફતે ઇશાર અને ફિદા તેમના ઉપર તારી થઈ, જેના કારણે બેખુદ થઈને ફાની થઈ ગયા. ઘણો લાંબો સમય એ જ રીતે વીતી ગયો. હરેક શખ્સ એ જ ખ્યાલ કરતો હતો કે બંનેની રૂહો બદનોથી અલગ થઈ ગઈ છે.

એ જ વખતે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ કસરે આરિફાંથી નીકળ્યા. બંને દુરવેશોને તસર્રુફ વડે આ સિફતમાંથી કાઢ્યા અને ફરમાવ્યું કે,

'જ્યારે તમે આ સિફતમાં આવ્યા અને આ હાલત તમારા પર તારી થઈ ત્યારે મને (અલ્લાહ તઆલા તરફથી) હુકમ થયો કે, જાઓ! મારા બંદાઓની મદદ કરો. એટલા માટે આ રાતે હું કસરે આરિફાંથી નીકળીને આવ્યો.'[2]

## નહેર ઊલટી વહેવા માંડી

શૈખ સૈફુદ્દીન બાખરઝી (રહ.)ના મઝારની સામે એક નહેર હતી. હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ નહેરના કિનારા પર દુરવેશો જોડે બેઠેલા હતા. એક શખ્સની ઝબાનમાંથી એ નીકળ્યું કે,

'અગાઉના બુઝુર્ગોને કરામતો અને તસર્રુફ હાસિલ હતા. આ ઝમાનામાં કોઈ એવા બુઝુર્ગ નથી કે જેમના થકી આ પ્રકારના બનાવો બને!'

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,

'અત્યારે પણ એવા લોકો છે કે જો આ નહેરને ઈશારો કરી દે કે ઊલટી વહેવા માંડ તો અત્યારે જ ઊલટી વહેવા માંડે.'

- ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૧૯૦
  ૨ „ „ પાનું ૧૯૦

હઝરત ખ્વાજા આ ફરમાવતા જ હતા કે નહેરનું પાણી ઊલટું વહેવા લાગ્યું! અસંખ્ય લોકોએ આ કરામત જોઈ અને લોકોની અકીદત હઝરત તરફ વધારે થઈ ગઈ.[1]

## હઝરતના જલાલની અસર

એક દુરવેશ હઝરત ખ્વાજા કુદ્દસ સિર્રુહૂની પાસે આવ્યો અને હઝરતના કદમોમાં ઢળી પડયો. હઝરતે તેના હાલ પર તવજ્જુહ ન ફરમાવી.

હઝરતે ફરમાવ્યું કે,

'ખાનદાનના લોકોને તારા કારણે નુકસાન પહોંચ્યું છે અને તું મારી પરવાનગી વગર ત્યાંથી આવ્યો છે?'

આપે હૈબત અને જલાલની સાથે તેની તરફ નઝર કરી. તેની હાલત બદલાઈ ગઈ અને તે બેહોશ થઈને જમીન પર ઢળી પડ્યો. તેનો શ્વાસોચ્છવાસ બંધ થઈ ગયો!

હાજર જનોમાંથી તેની સિફારીશ કરવાની કોઈની મજાલ ન હતી. છેવટે બધાં લોકો હઝરત ખ્વાજાના વાલિદની ખિદમતમાં ગયા. તેઓ ઘણાં જ એહતિયાતની સાથે હઝરત ખ્વાજાની ખિદમતમાં ગયા અને કહ્યું કે,

'બધાં દુરવેશો એની ભૂલની માફી ચાહે છે.'

હઝરતે ફરમાવ્યું કે,

જ્યાં સુધી એ ત્યાં (પાછો) ન જશે અને લોકોને રાઝી ન કરી લેશે તેમજ તેઓ એના નુકસાન પહોંચાડવાથી છુટકારો ન મેળવશે ત્યાં સુધી એ શખ્સનો મારી સાથે કોઈ સંબંધ નથી.

તે પછી હઝરતે તેના સીના પર કદમે મુબારક મૂકયો અને કહ્યું કે, 'ઊઠ!' તે તરત જ હોશમાં આવી ગયો અને ઊઠીને ઊભો થઈ ગયો.[2]

- ૧ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પાનું ૧૯૧
- ૨ ,, ,, પાનું ૧૯૧

## આગમાં પણ હાથને આંચ ન આવી

એક દિવસે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ એક દુરવેશના મકાન પર સગડી સળગાવતા હતા. એકાએક હઝરત પર કૈફિયત અને ખૂશવકતી તારી થઈ. આપે પોતાનો હાથ સળગતી સગડીમાં મૂકી દીધો અને લાંબા સમય સુધી તેમાં જ રાખી મૂકયો.

જ્યારે આપે સગડીમાંથી હાથ બહાર કાઢ્યો ત્યારે આગના કારણે આપના એક બાલને પણ આંચ આવી ન હતી !

ખલીલુલ્લાહ દર આતિશ હમી ગુફ્ત,
ગર સુએ ઝ મન બાકીસ્ત મી સોઝ.

હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ અલૈહિસ્સલામ આગમાં પડતી વખતે ફરમાવતા હતા કે, જો મારા શરીર પર એક બાલ પણ મારો બાકી હોય તો સળગી જાય ![1]

## ઊડવાની શક્તિ આંચકી લીધી

અમીર તાજ નામનો એક દુરવેશ હતો. જ્યારે દુરવેશો તેને કંઈ કામે મોકલતા ત્યારે તે કામને તેજ વખતે થોડી વારમાં કરીને પાછો આવી જતો અને ઘણી વેળા પક્ષીઓની જેમ પાંખો વગર ઊડીને જતો હતો.

એક દિવસે દુરવેશોએ તેને બુખારા રવાના કર્યો. તે હવામાં ઊડતો ઊડતો જઈ રહ્યો હતો. એટલામાં હઝરત તશરીફ લાવ્યા અને તેને આ હાલતમાં જોયો. હઝરતની નિગાહ પડતાં જ તેની ઊડવાની શક્તિ હણાઈ ગઈ અને તે જમીન પર પછડાઈને તરફડવા લાગ્યો.

તે પછી તે કયારેય હવામાં ઊડી ન શકયો.[2]

## હિફાઝત

એક દુરવેશ બયાન કરે છે કે,

૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પાનું ૧૯૧
૨ ,, ,, પાનું ૧૯૨

એક દિવસે એક વ્યક્તિ તરફ મારી દિલી રગબત ગાલિબ થઈ. હું પોતે પોતાને રોકી ન શકયો. લાચાર થઈને તેની પાસે જવાનો ઈરાદો કર્યો. જ્યારે હું તેની પાસે પહોંચ્યો ત્યારે અચાનક હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ પોતાના હાથમાં દંડો લઈને જાહેર થયા અને મને મારવા માટે દંડો ઉગામ્યો.

આ જોઈને મારા પર ભય છવાઈ ગયો અને બંને હાથ મોઢા પર મૂકીને આંખો બંધ કરીને ત્યાંથી પોતાના ઘર તરફ ભાગ્યો. એક મુદ્દત સુધી મારી એ હાલત રહી કે કોઈ ચીઝ પર હું નઝર નાંખતો ન હતો. હઝરત જ્યાં જાહેર થયાં તે સ્થળથી દસ દિવસના અંતરે હઝરત રહેતા હતા.[1]

## વરસાદ થંભી ગયો

એક દિવસે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ કસરે આરિફાનના બાગમાં થોભેલા હતા. અમીર સૈયદ કુલાલ(રહ.)ના પુત્ર અમીર બુર્હાનુદ્દીન લોટ લઈને સગડી પાસે રોટી પકાવતા હતા. એટલામાં ઘનઘોર વાદળો છવાઈ ગયા અને વરસાદ વરસવો શરૂ થઈ ગયો. બધાં લોકો નવાઈ પામ્યા.

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂએ અમીર બુર્હાનુદ્દીનથી ફરમાવ્યું કે,
'વરસાદને કહો કે જ્યાં હું છું ત્યાં ન આવે!'
અમીર બુર્હાનુદ્દીને ઘણી જ વિનમ્રતાથી કહ્યું કે,
'મારી શી મજાલ કે હું આવી વાત કહું.'
હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,
'હું તમને કહું છું કે આ પ્રમાણે કહો અને નફસને મેહફૂઝ રાખો!'

અમીર બુર્હાનુદ્દીને હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂના ઈરશાદ પ્રમાણે વરસાદને કહ્યું. તે કાદિરની કુદરત કે હઝરત ખ્વાજાના નફસે નફીસની બરકતથી જ્યાં એ દુરવેશો હતા ત્યાં એક ટીપું પણ પાણી ન વરસ્યું. બહાર ખૂબ પાણી વરસ્યું.[2]

□

● ૧ 'હઝરાતુલ કુદ્દુસ' ભાગ ૧, પાનું ૧૯૨
૨ ,, ,, પાનું ૧૯૩

એક વખતે હઝરત નસફમાં હતા. ત્યાંથી આપે બુખારા જવાનો ઈરાદો કર્યો. ચોતરફ વરસાદ વરસવો શરૂ થઈ ગયો. હઝરતે ખ્વાજા (મુહમ્મદ) પારસાને ફરમાવ્યું કે,

'વરસાદ ઘણો વરસ્યો છે. દુઆ કરો કે વરસાદ થંભી જાય. કહો કે, વરસાદ થંભી જા!'

ખ્વાજા પારસા કુદ્દેસ સિર્રુહૂએ અમીર બુર્હાનુદ્દીનની જેમ વિનમ્રતાથી કહ્યું કે,

'મારી શી મજાલ કે હું આવી વાત કહું.'

હઝરતે ફરમાવ્યું કે,

'હું કહું છું કે તમે કહો!'

ખ્વાજા પારસાએ કહ્યું,

'વરસાદ થંભી જા!'

તરત જ વરસાદ થંભી ગયો. હવા ચાલવા લાગી અને સૂરજ નીકળી આવ્યો![1]

### વરસાદ વરસવા લાગ્યો

એક વખતે નસફમાં અનાવૃષ્ટિ થઈ. વરસાદ બિલકુલ ન વરસ્યો. હઝરત ખ્વાજા (રહ.)ના કેટલાક મુરીદો ત્યાં રહેતા હતા. તેમણે એક દુરવેશને હઝરત ખ્વાજાની ખિદમતમાં મોકલ્યો. તે દુરવેશને જોતાં જ હઝરતે ફરમાવ્યું,

'નસફના લોકો ખૈરિયતથી છે અને તેમણે તમને વરસાદ માટે મારી પાસે મોકલ્યો છે.'

દુરવેશે કહ્યું કે, 'હાં!'

હઝરતે ફરમાવ્યું કે,

'આ વખતે હું તમારા માટે બુખારાથી પાણી મોકલું છું.'

તે પછી આપે તે દુરવેશને થોડીવાર થોભવા માટે ઈરશાદ ફરમાવ્યો. થોડો સમય વીત્યો ન હતો કે વાદળનો એક ટુકડો

• ૧ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પાનું ૧૯૩

દેખાયો. તે વાદળનો ટુકડો ફેલાઈને છવાઈ ગયો અને તેમાંથી વરસાદ વરસવા માંડયો. આખો દિવસ વરસાદ વરસતો રહ્યો. બીજા દિવસે આપે તે દુરવેશને જવાની પરવાનગી આપી તે વરસતા વરસાદમાં જ નસફ રવાના થયો. ત્રણ રાત દિવસ સુધી વરસાદ વરસતો રહ્યો. હઝરત ખ્વાજાની આ કરામતથી સમગ્ર પ્રદેશ પાણીથી તૃપ્ત થઈ ગયો.[૧]

## પહાડને સોનાનો બનાવી દઉં

શેખ શાદી[૨] (રહ.) કહે છે કે,

મારી પાસે સો (૧૦૦) દીનાર અદલી હતા. હું બુખારા ગયો. મેં કીમખતના મોઝા અને બીજી વસ્તુઓ ખરીદી. અમુક કારણોથી કસરે આરિફાંથી મારે ગડયૂત જવાનો સંયોગ થયો. હું હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં પહોંચ્યો.

આપે ફરમાવ્યું કે,

'હે શાદી! બુખારા શહેરમાં કેમ ગયા હતા?'

મેં કહ્યું કે,

'કંઈક કામ હતું.'

હઝરતે ફરમાવ્યું,

'કીમખતના મોઝા અને જે કંઈ તમે ખરીદ કર્યું છે તે હાજર કરો!'

મેં બધી ચીઝો હઝરત ખ્વાજાની ખિદમતમાં હાજર કરી દીધી.

હઝરતે ફરમાવ્યું,

'સો દીનાર અદલીમાંથી બાકી બચેલાં નાણાં પણ હાજર કરો!'

મેં તે પણ રજૂ કરી દીધાં.

પછી આપે ફરમાવ્યું કે,

'જો તું દીનાર ચાહતો હોય તો ઈનાયતે ઈલાહીથી પહાડને

● ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પાનું ૧૯૭
૨ આ શેખ શાદી (રહ.) અને હઝરત શેખ સા'દી શીરાઝી (રહ.) બે જુદી વ્યક્તિઓ છે.

તારા માટે સોનાનો બનાવી દઉં પરંતુ આપણે ફકીરો આવી ચીઝાં પર નજર નથી નાંખતા. ફકીરોની જમાઅતનો કારભાર આ આલમથી અલગ છે. તમને કોઈ ચીઝની કમી ન થશે પછી શા માટે જમા કરો છો!'[1]

## કબરમાંથી જવાબ

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર કુદ્દેસ સિર્રુહૂ નકલ કરે છે કે, એક દિવસે હઝરત ખ્વાજા (નકશબંદ) કુદ્દેસ સિર્રુહૂ હઝરત મા'શૂક તૂસી કુદ્દેસ સિર્રુહૂના મઝારની ઝિયારતના માટે તૂસ તશરીફ લાવ્યા. જ્યારે આપ તેમના મઝાર પર પહોંચ્યા તો ફરમાવ્યું કે,

'અસ્સલામુ અલૈક યા મા'શૂક તૂસી, તમે સારા છો?'

તેમની કબરમાંથી અવાજ આવ્યો,

'વ અલૈકસ્સલામુ યા ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ હું સારો છું.'

જે દુરવેશો હઝરત ખ્વાજાની સાથે હતા, તેમણે આ શબ્દો સાંભળ્યા. આ કરામત જોઈને હઝરત ખ્વાજાની વિલાયતનો ઈન્કાર કરનારાઓએ પણ આપની વિલાયતનો સ્વીકાર કર્યો.[2]

## કવ્વાલી

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ દુરવેશ અતાના મકાનના માળ ઉપર ઊતર્યા. પડોશમાં બુખારાના અમીરનો મહેલ હતો. તે મહેલમાં કવ્વાલોની એક જમાઅત ગાવામાં મશગૂલ હતી. સૂફીઓની એક જમાઅત નૃત્ય કરતી હતી. બેહદ શોરબકોર અને ઘોંઘાટ થઈ રહ્યો હતો.

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું,

'અત્યારે જે કંઈ સંભળાય છે તે નાજાઈઝ અને શરીઅતથી

● ૧ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પાનું ૧૯૩
૨ ,, ,, પાનું ૧૯૪

ખિલાફ છે. એનો ઈલાજ એ છે કે આપણે આપણા કાનોમાં રૂ મૂકી દઈએ જેથી સવાર સુધી આ અવાજો સાંભળવાથી બચી જઈએ.'

આ પ્રમાણે ફરમાવીને હઝરતે સૂફીઓમાં તસર્રુફ કર્યો (બાતિની પ્રભાવ નાંખ્યો) જેના કારણે આ હરામ અવાજો તેઓને સંભળાતા બંધ થઈ ગયા!

સવારે આજુબાજુના લોકોએ દુરવેશોને પૂછ્યું કે,

'તમારી રાત કેવી રીતે વીતી? હઝરત ખ્વાજા અને એમના મુરીદો તો સિમાઅથી મનાઈ ફરમાવે છે, જ્યારે તમારા ઊતારા નજીક તો રાત્રે ગીત સંગીતના અવાજો ગુંજતા હતા!'

દુરવેશોએ હઝરત ખ્વાજાના તસર્રુફની વાત કરી. તેઓને ઘણી નવાઈ લાગી! આ બનાવ તેઓની હિદાયતનો તેમ જ સાચા રાહ પર આવવાનો સબબ બની ગયો.[1]

## રૂહાની ટેલિફોન

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ એક વખતે બુખારાના એક ગામમાં રહેતા હતા.

આપે ફરમાવ્યું કે,

'મૌલાના આરિફ દીગરાની નસફના પ્રદેશમાં કશ્લાક નામના ગામમાં ખ્વાજા મુબારક મૌલાના બહાઉદ્દીનની પાસે બેઠા છે અને મને બોલાવે છે.'

આટલું ફરમાવીને આપ તરત જ નસફની તરફ રવાના થઈ ગયા. જ્યારે હઝરત ખ્વાજાની મૌલાનાની સાથે મુલાકાત થઈ તો મૌલાનાએ હઝરત ખ્વાજાને કહ્યું કે,

'જ્યાં સુધી હું આપને ત્રણ વખત ન બોલાવું ત્યાં સુધી આપ તશરીફ લાવ્યા ન કરો!'

□

એક વખતે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ સૈયદ અમીર કુલાલ

• ૧ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પાનું ૧૯૪

(રહ.)ના પુત્ર અમીર બુર્હાનુદ્દીનના ઘરમાં, સોખારના એક ગામમાં હતા. અમીર બુર્હાનુદ્દીને હઝરત ખ્વાજાને વિનંતી કરી કે મને મૌલાના આરિફની મુલાકાતની અભિલાષા છે. તેઓ નસફમાં છે. આપ તવજ્જુહ ફરમાવો કે જેથી મૌલાના જલ્દી તશરીફ લાવે.

હઝરતે ફરમાવ્યું,

'હું ખૂબ જ જલ્દી મૌલાનાને બોલાઉં છું.'

આ પ્રમાણે ફરમાવીને હઝરત ખ્વાજા અમીરની ખાનકાહની છત ઉપર તશરીફ લઈ ગયા અને ત્રણ વખત ફરમાવ્યું કે,

'હે મૌલાના આરિફ! હે મૌલાના આરિફ! હે મૌલાના આરિફ!'

પછી આપ નીચે ઉતરી આવ્યા અને ફરમાવ્યું કે,

'મૌલાના આરિફે મારો અવાજ સાંભળી લીધો છે અને આ તરફ રવાના થઈ ગયા છે.'

જ્યારે મૌલાના આરિફ હઝરતની પાસે પહોંચ્યા તો કહ્યું કે,

'હું ફલાણા દિવસે, ફલાણા સમયે, નસફમાં મિત્રો જોડે બેઠેલો હતો કે હઝરત ખ્વાજાનો અવાજ મને સંભળાયો કે આપ મને બોલાવી રહ્યા છે એટલે હું તરત જ નસફથી બુખારા રવાના થઈ ગયો.'

□

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ ફરમાવે છે કે,

મારો એક દુરવેશ બુખારામાં મૌલાના નજમુદ્દીન નામે છે. હું તેને બોલાઉં છું. તે કાલે બપોર સુધી આવી જશે.

બીજા દિવસે બપોરે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂની ખિદમતમાં મૌલાના નજમુદ્દીન કુરશી ગામે પહોંચી ગયા.

મૌલાના નજમુદ્દીને આવીને કહ્યું કે,

'ગઈ કાલે હઝરતનો મને બોલાવવાનો અવાજ મેં સાંભળ્યો. હું બેચેન થઈ ગયો અને મોડું કર્યા વગર તરત જ બુખારાથી નસફની તરફ રવાના થઈ ગયો.'[1]

• ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૧૯૫

## નહેરમાંથી ખર્બૂઝહ

એક દુરવેશ કહે છે કે,

હું એક સ્થળે હઝરત ખ્વાજાની ખિદમતમાં હાજર હતો. પાણીની એક નહેર ત્યાંથી નજીકમાં હતી. મને ખર્બૂઝહ ખાવાની ઇચ્છા થઈ. મેં હઝરત ખ્વાજાને પોતાની ઇચ્છા જણાવી.

હઝરત ખ્વાજાએ પેલી નહેર તરફ ઇશારો કર્યો અને ફરમાવ્યું કે,

'નહેરના કિનારે જાઓ! ખર્બૂઝહ મળી જશે.'

હું નહેરના કિનારે ગયો. એક તાજું ખર્બૂઝહ વહેતું વહેતુ મારી સામે આવ્યું. મેં તે લઈ લીધું. મારો યકીન હઝરત ખ્વાજાની તરફ ઓર વધી ગયો.[1]

## લોટમાં બરકત

એક દુરવેશ બયાન કરે છે કે,

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ મારા મકાન પર તશરીફ લાવ્યા. મારું દિલ ખુશ ખુશ થઈ ગયું. મારા ઘરમાં લોટ ન હતો. તે જ દિવસે લોટનો થેલો હું લાવ્યો.

હઝરતે ઈરશાદ ફરમાવ્યો કે,

'આ લોટને સાચવીને રાખો. એમાંથી વાપરતા રહો પરંતુ એમાં જે કંઈ વધઘટ થાય તે જાહેર ન કરો.'

હઝરત ખ્વાજા બે મહિના મારા મકાન પર રહ્યા. ઘણા દુરવેશો અને બીજા દોસ્ત બિરાદરો મોટી સંખ્યામાં હઝરત ખ્વાજાની મુલાકાત માટે આવતા રહ્યા. પેલા થેલામાંનો લોટ જ હું વાપરતો રહ્યો પરંતુ તેમાં ઘટાડો થતો ન હતો.

હઝરત ખ્વાજા તશરીફ લઈ ગયા તે પછી પણ અમે લાંબી મુદ્દત સુધી એ જ થેલામાંથી લોટ વાપરતા રહ્યા પરંતુ લોટ ઘટતો ન હતો. જ્યારે એક વખતે મેં હઝરતના કહેવાથી વિરુદ્ધ કામ કર્યું અને પોતાના કુટુંબીજનોને આ વાત જાહેર કરી દીધી તો બરકત જતી રહી.[2]

● ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પાનું ૧૯૬
૨ " " "

## એક નઝર કાફી

એક દુરવેશનું બયાન છે કે,

શરૂઆતમાં હું દુકાનદારી કરતો હતો. એક દિવસે હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ મારી દુકાને તશરીફ લાવ્યા. આપે હઝરત સુલતાનુલ આરિફીન બાયઝીદ બુસ્તામી (રહ.)ના કમાલાતની વાતો કરી.

તે પછી ફરમાવ્યું કે,

'સુલતાનુલ આરિફીન (રહ.)એ ફરમાવ્યું છે કે:

'જો હું મારા રૂમાલનો એક છેડો કોઈને અડકાડું તો તે મારો આશિક અને શયદા થઈ જઈને મારી જુસ્તજૂમાં–તલાશમાં નીકળી પડે!'

અને હું એમ કહું છું કે:

'જો હું મારી આસ્તીન (બાંય) હલાવી દઉં તો તમામ બુખારાવાસીઓ મારા આશિક અને મુગ્ધ થઈ જાય! ઘરબાર છોડીને મારી પાછળ પાછળ ફરવા માંડે'.

આ પ્રમાણે કહેતી વખતે હઝરતે પોતાની આસ્તીન (બાંય) હલાવી અને મારી નજર હઝરતની આસ્તીનના છેડા પર પડી. હું બેખુદ થઈ ગયો અને જમીન પર પટકાઈને તરફડવા માંડ્યો. એક મુદ્દત એ જ પ્રમાણે ગુઝરી. જ્યારે મારી હાલત દુરુસ્ત થઈ અને પોતાની મૂળ હાલતમાં પાછો આવ્યો તો હઝરત ખ્વાજાનો ઈશ્ક મારી રગેરગમાં વ્યાપી ગયો.

મેં મારું ઘર, દુકાન અને પૂંજી જે કંઈ મારી પાસે હતું તે સર્વ લૂંટાવી દીધું અને હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂના આશિકોમાં શામેલ થઈ ગયો.[1]

□

એક શખ્સે હઝરત ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂના તરફ જોયું.

● ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પાનું ૧૯૬

હઝરતે ફરમાવ્યું,

'મારી તરફ વધારે જોયા ન કરો, નહિતર દિલ ખોઈ બેસશો !'

□

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે કે,

અમારા ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂની નઝરની બરકતથી થોડા જ અરસામાં આપના દુરવેશોની હાલત એવી થઈ જતી હતી કે ઈન્સાની લઝઝતો અને નફસાની અવસાફથી બિલકુલ મુક્ત થઈ જતા. જો ભોજન કરતાં તો તેનો સ્વાદ તેઓને ખબર ન પડતો અને એની કડવાશ કે મીઠાશ કંઈ જ માલૂમ પડતી ન હતી.

એક દુરવેશે નવી-અજાણી વસ્તુ ખાધી. તેને એનો સ્વાદ પૂછવામાં આવ્યો. તેણે કહ્યું કે, સ્વાદ તો મારા હાલ પ્રમાણે છે. હાલતે કબ્ઝનો સ્વાદ ઓર છે અને હાલતે બસ્તનો સ્વાદ ઓર છે.[1]

## પાણી ઉપર ચાલીને નદી પાર કરી

એક દિવસે હઝરત ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂ ખ્વારઝમ જવા માટે રવાના થયા. આપની સાથે શૈખ શાદી નામનો એક દુરવેશ હતો. જ્યારે આપ નદી કિનારે પહોંચ્યા તો આપે શૈખ શાદીને ફરમાવ્યું કે,

'પાણી ઉપર ચાલીને નદી પાર કરો !'

શૈખ શાદી ડૂબી જવાના ભયથી પાણી ઉપર ચાલવાની હિમ્મત કરી ન શક્યા. હઝરતે તાકીદ કરીને પાણી ઉપર ચાલવા માટે હુકમ કર્યો અને હૈબતનાક નઝરથી તેના તરફ જોયું. તે દુરવેશ બેહોશ થઈને નીચે પડ્યો. જ્યારે હોશમાં આવ્યો તો પાણી ઉપર પગ મૂક્યો અને ચાલવા લાગ્યો. હઝરત ખ્વાજા

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૪૪

તેની પાછળ ચાલવા લાગ્યા અને નદીને સામે કિનારે પહોંચ્યા.

સામે પાર પહોંચીને હઝરતે શેખ શાદીને પૂછ્યું કે,

'જુઓ ! તમારા મોજાં ભીનાં થયાં છે કે કેમ ?'

દુરવેશે જોયું તો તેમના મોજાં પર જરા જેટલીયે ભીનાશ ન હતી. મોજાં બિલકુલ સૂકાં હતાં ![1]

## હઝરતની દુઆથી પુત્રો પેદા થયા

એક દુરવેશનું બયાન છે કે,

મારે ત્યાં માત્ર પુત્રીઓ હતી. પુત્ર એકે ન હતો. મેં હઝરતની ખિદમતમાં દુઆ માટે વિનંતી કરી. હઝરત ખ્વાજાએ દુઆ ફરમાવી. અલ્લાહ તઆલાએ મને એક પુત્ર આપ્યો. હું હઝરતની ખિદમતમાં હાજર થયો. મેં મારા પુત્ર માટે આપનું પહેરણ માંગ્યું.

હઝરતે ફરમાવ્યું,

'જાઓ હું પહેરણ આપી નથી શકતો !'

જ્યારે હું ઘરે પાછો આવ્યો તો પુત્રનો ઈન્તેકાલ થઈ ગયો હતો ! હું ફરી પાછો હઝરત ખ્વાજાની ખિદમતમાં ગયો.

હઝરતે ફરમાવ્યું કે,

'તમે મારી પાસે પુત્ર માંગ્યો. તે પેદા થયો. હવે ખુદા તઆલા તને બે પુત્રો આપશે. તેઓની ઉંમર મોટી થશે અને તેઓ તારા માટે પૂરતા થશે.'

તે પછી મારે ત્યાં એક પુત્ર પેદા થયો. કેટલોક સમય થયા બાદ તે બીમાર થયો. મેં હઝરતને અરજ કરી.

હઝરતે ફરમાવ્યું કે,

'તે અમારો ફરઝંદ છે. તમને એની બીમારીથી શું સંબંધ ? ઘણી વખત બીમાર પડશે અને સાજો થશે.'

તે પછી બીજો પુત્ર પેદા થયો ![2]

1 'હઝરાતુલ કુદ્સ' પાનું ૧૯૭
2 ,, પાનું ૧૯૮

## વરૂઓથી બચાવ્યા

એક દુરવેશ કહે છે કે:

હઝરત ખ્વાજાએ મને એક કામ માટે એક સ્થળે મોકલ્યો. લુ લાગતી હતી. પાછાં ફરતી વખતે એક ઝાડની છાયામાં બેઠો અને ઝાડને અઢેલીને ઊંઘી ગયો.

મેં ખ્વાબમાં જોયું કે હઝરત હાથમાં દંડો લઈને મારી તરફ આવે છે અને ફરમાવે છે કે,

'આ ઊંઘવાની જગા નથી! ઊઠો!'

હું બેકરાર થઈને ઊંઘમાંથી એકદમ જાગી ઊઠ્યો તો શું જોઉં છું કે બે ખુંખાર વરૂઓ મારા માથા આગળ ઊભા છે. હું ઉતાવળે કસરે આરિફાંની તરફ ચાલી નીકળ્યો. જ્યારે હું ગામની નજીક પહોંચ્યો તો જોયું કે હઝરત ખ્વાજા રસ્તા પર ઊભા છે અને ફરમાવે છે કે,

'કોઈ શખ્સ આવા સ્થળે ઊંઘતા હશે?'[1]

## આપની તવજ્જુહની અસર

એક વખતે એક લોંડી પર આપે તવજ્જુહ કરી. તે બેખુદ થઈને પોતાના માલિકની પાસે ગઈ. લોંડીને જોતાં જ માલિક પણ બેહોશ થઈ ગયો.

એક પડોશી સ્ત્રી મળવા માટે આવી. તે પણ લોંડીને જોતાં જ બેહોશ થઈ ગઈ![2]

## એક પ્રવાસીને મદદ કરી

એક શખ્સ બૈઅતની નિય્યતથી ઘણાં દૂરના પ્રદેશથી પ્રવાસ કરતો હઝરતની પાસે આવતો હતો. જ્યારે નદી આગળ પહોંચ્યો તો તેણે નદીને કહ્યું કે,

'સુકાઈ જા જેથી હું પસાર થઈ જાઉં'!'

• ૧ 'હઝરાતુલ કુદ્દસ' પાનું ૧૯૮
૨ 'જવાહરે ઉલ્વીયહ' પાનું ૬૭

(નદી સૂકાઈ ગઈ અને તે ચાલીને પસાર થઈ ગયો.)

ત્યાંથી આગળ ચાલતાં જંગલમાં તેણે હરણો જોયાં તેની ઇચ્છા થઈ કે તેઓ તેની પાસે આવી જાય. તરત જ તેઓ તેની પાસે દોડી આવ્યાં!

તે પછી તેણે ગરમ ભોજન કરવાની ઇચ્છા કરી તે પણ હાજર થઈ ગયું!

જ્યારે તે ખ્વાજા સાહબની ખિદમતમાં હાજર થયો તો આપે ફરમાવ્યું કે,

'હે ફલાણા! જે દિવસે તું ઘરથી નીકળ્યો હતો તે જ દિવસથી મારી નજર તારા ઉપર મંડાયેલી હતી. મેં જ તને નદીમાંથી પાર કર્યો. હરણોને તારી પાસે મોકલ્યા અને ગરમ ભોજન હાજર કર્યું.'[1]

## નદીમાં કૂદી પડો!

એક દિવસે આપે બાબા શેખ ખુસરૂને ફરમાવ્યું કે,

'નદીમાં કૂદી પડો!'

તે કૂદી પડયો. લોકોએ કહ્યું કે તે ડૂબી ગયો.

આપે ફરમાવ્યું,

'બહાર આવી જા!'

તે બહાર નીકળી આવ્યો! તેનો વાળ સુધ્ધાં ભીનો થયો ન હતો!

તેણે બયાન કર્યું કે હું તો હુજરામાં મુરાકિબહમાં બેઠેલો હતો!

□

આપ ફરમાવતા હતા કે ત્રીસ વરસ વીતી ગયાં છે કે બહાઉદ્દીન જે કંઈ કહે છે, અલ્લાહ તેને પૂરું કરી દે છે.[2]

## એણે એનો હિસ્સો લઈ લીધો છે

હઝરતના એક મુરીદ શેખ કુત્બુદ્દીન ફરમાવે છે કે:

• ૧ 'જવાહરે ઉલ્‌ચ્યહ' પાનું ૬૮
૨ 'જવાહરે ઉલ્‌ચ્યહ' પાનું ૬૮

હું બાળક હતો. હઝરત ખ્વાજાએ મને ફરમાવ્યું કે,

'ફલાણા કબૂતરખાનામાં જા! ત્યાંથી થોડાં કબૂતર લઈ આવ!'

હું કબૂતરનાં બચ્ચાં લાવ્યો. બચ્ચાંઓને જોઈને મારું મન લોભાયું. મેં એક જીવતું કબૂતરનું બચ્ચું મારી પાસે રાખી લીધું અને બાકીનાં બચ્ચાં હઝરત ખ્વાજાની સમક્ષ રજૂ કર્યાં. કબૂતરોને પકાવીને જ્યારે હાજર રહેલાંઓને વહેંચવામાં આવ્યા ત્યારે મને હિસ્સો ન આપ્યો.

હઝરતે ફરમાવ્યું કે,

'એણે એના હિસ્સાનું જીવતું કબૂતર લઈ લીધેલું છે!'[1]

## હઝરતની રહેણી કરણી

આપ હલાલની રિઆયત અને શંકાસ્પદ વસ્તુથી પરહેઝ કરવામાં ખૂબ કાળજી રાખતા હતા, ખાસ કરીને ખાવાની બાબતમાં. હમેશાં મજલિસ શરીફમાં આ હદીસ બયાન ફરમાવતા:

'ઈબાદતના દસ હિસ્સા છે જેમાંથી નવ હિસ્સા હલાલની તલબ છે અને એક હિસ્સો બાકીની ઈબાદતો છે.'

□

જો કોઈ શખ્સ આપના માટે કંઈ હદિયો (ભેટ) લાવતો તો આપ (રહ.) પણ હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની મુતાબિઅતથી તે હદિયા જેવી કોઈ ચીઝ તેને આપતા.

□

જો કોઈ દોસ્ત યા મેહમાન આપની પાસે આવતો, તો સાંજે ભોજન લાવતા. ભોજનમાં કંઈ વિશિષ્ટ વાનગી પણ લાવતા.

રાત્રે મેહમાન જ્યારે સૂઈ જતાં, અને હવા જો ઠંડી હોય તો પોતાની પાસે એક કપડાંથી વધારે ન હોય તો પણ, તે કપડું મેહમાનને ઓઢાવી દેતા.

□

હઝરતના ઘર માટેનું અનાજ એમના ખેતરમાં પાકતું. દર

• ૧ 'નફહાતુલ ઉન્સ' પાનું ૪૧૯

વરસે આપ થોડા જવ અને માશ (અડદ) રોપતા. સિંચાઈ, જમીન અને કામ કરાવતી વખતે બળદની ઘણી કાળજી રાખતા.

મોટા મોટા માણસો અને આલિમો આપની સુહબત શરીફમાં આવતા, તેઓ આપનું ભોજન તબર્રુક તરીકે ખાતાં.

□

ખ્વાજા સાહબ (રહ.)નું પોતાનું મકાન ન હતું, ભાડેનું હતું. આપના ઘરમાં કોઈ નોકર-ચાકર ન હતાં. લોકોએ એનું કારણ પૂછ્યું. આપે ફરમાવ્યું,

'બંદગી અને ખ્વાજગી (સેવા અને શેઠાઈ) બંને એકસાથે યોગ્ય નથી.'

□

## એક ખૂબ જ બારીક વાત

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે :

(હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની) પુનીત પત્નીઓના હુજરા-ઓમાં જવનો લોટ ચારણી વડે ચારવામાં આવતો ન હતો એટલે કેટલાક દિવસ અમે પણ ઘરમાં જવનો લોટ ચારયા વગર (રોટલી-ઓ) પકાવી.

એનાથી તમામ સંબંધીઓ અને ફરઝંદ બીમાર થઈ ગયાં ! મને જાણ થઈ કે,

આ હાલત એટલા માટે થઈ છે કે આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અહલે બૈત (ઘરવાળાંઓ) સાથે બેઅદબી થઈ છે. એમાં બરોબરી અને સમાનતાની ભાવના માલૂમ પડે છે. મુતાબિઅત (પૈરવી) પણ એક ખાસ હદ સુધી કરવી જોઈએ. પરંતુ હકીકતમાં પોતાના દરેક કામમાં મકસૂર (ઓછપ) કરવી જોઈએ.

એ પછી અમે જવનો લોટ ન ખાધો તો બધાં તંદુરસ્ત થઈ ગયાં.

હર કે પય દર પયે રસૂલ (સલ.) નિહાદ,
અઝ હમા રહરવાં બ પેશ ઉફતાદ.[1]

જે કોઈ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના
પગલાંમાં પગ મૂકવા પ્રયત્ન કરે છે તે બધાં
ચાલનારાંઓમાં સૌથી પ્રથમ પહોંચાય છે.

◻

વાચકોથી વિનંતી છે કે આ બનાવમાંથી કોઈ ગેરસમજ ન કરે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પૈરવી કરવાની મનાઈ કરી છે. ના, એવું નથી. આગળ પાના ૨૧૭ ઉપર વિસ્તારથી જણાવેલું છે કે નકશબંદી તરીકામાં સુન્નતની પૈરવી વધારે છે. પરંતુ એક ખૂબ જ બારીક બાબત સમજી લેવાની જરૂર છે.

પગલે પગલે ચાલવામાં અને પગલાંમાં પગ મૂકવામાં ફેર છે,
પાછળ પાછળ ચાલવામાં અને સાથે સાથે ચાલવામાં ફેર છે,
અનુસરણ કરવામાં અને બરાબરી કે સમાનતા કરવામાં ફેર છે.
એકમાં ઐન અદબ છે અને બીજામાં બિલકુલ બેઅદબી છે.

## નારાઝગીથી પકાવેલું ખાતા ન હતા

એક દિવસે એક દુરવેશે હઝરતની સામે ખાવાનું મૂક્યું તો આપે ફરમાવ્યું,

આપણે આ પ્રકારનું ખાવાનું ખાવું ન જોઈએ કારણ કે આ નારાઝગીથી પકાવેલું ભોજન છે. કોઈ ઔરતે લોટ ચાળતી વખતે યા ગુંદતી વખતે યા રાંધતી વખતે નારાઝગી જાહેર કરી છે.

જો કોઈ શખ્સ એક કફગીર પણ નારાઝગી યા કરાહતથી દેગમાં મારતું તો આપ તે ભોજન ન ખાતા અને ફરમાવતા કે,

જે કામ ગુસ્સો, ગફલત, કરાહત અથવા દુશ્વારીથી કરવામાં આવે તે કામમાં નેકી અને બરકત નથી હોતી, કારણ કે તેમાં

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૩૯

નફસ અને શેતાનનો દખલ હોય છે. એટલે એવા કામનો નતીજો કંઈ નીકળતો નથી.

નેક આ'માલ અને ઉમદા અફઆલ જાહેર થવાનો આધાર હલાલ ભોજન પર છે, જે સંપૂર્ણ માહિતી મેળવીને ખાવામાં આવે. હમેશાંની હુઝૂરી, ખાસ કરીને નમાઝના સમયની હુઝૂરી હલાલ ભોજનથી જરૂર હાસિલ થાય છે.

## મહેમાન માટે નફલ રોઝા તોડી નાંખતા!

હઝરત જ્યારે રોઝાથી હોય અને મહેમાન આવી જતા તો ભોજન કરતી વખતે આપ પણ તેમની સાથે જમવામાં શામેલ થઈ જતા. મહેમાનના આદર માટે નફલી રોઝા તોડી નાંખતા. આપ હરેક રીતે મહેમાનની ખિદમત કરતા.

## સૌના ખબર અંતર પૂછતા

જ્યારે હઝરત કોઈ દુરવેશના ઘરે જતા તો તેના ફરઝંદો, સગા-સંબંધીઓ, ખાદિમો વિષે અલગ અલગ પૂછપરછ કરતા. અને એક ખાસ પ્રકારે હરેકનું મન રાજી રાખતા. ઉપરાંત આપ તેના ઢોરઢાંખર વિષે પણ પૂછપરછ કરતા અને હરેક વિષે શફકત જાહેર કરતા.

## પ્રથમ સલામ કરવાની ફઝીલત

હઝરત ફરમાવે છે કે,

જ્યારે બે શખ્સો મુલાકાત કરે છે ત્યારે તેઓમાંથી એક પ્રથમ સલામ કરે છે તો બીજા પર તેનો જવાબ આપવો વાજિબ થઈ જાય છે. અને કહેવાય છે કે જ્યાં સુધી તે ઝિન્દા છે ત્યાં સુધી તેની સલામનો હક અદા કરી શકતો નથી!

## અદબનું મહત્વ

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ફરમાવે છે કે,

આ રાહની તલબની શરત અદબ છે:

૧ અલ્લાહ તઆલાનો અદબ

૨ પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો અદબ

૩ મશાઈખે તરીકતનો અદબ

અલ્લાહ તઆલાના અદબનો અર્થ એ છે કે ઝાહિર અને બાતિનમાં કમાલે બંદગીથી તેના અહકામોનું પાલન કરે. તેમજ ગૈરુલ્લાહ બિલકુલ મુખ ફેરવી લે.

પૈગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અદબનો અર્થ એ છે કે આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સંપૂર્ણ રીતે પૈરવી કરે. અને તમામ હાલતોમાં આં જનાબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હુરમતની કાળજી રાખે. તેમજ કુલ મૌજૂદાત (સકળ સૃષ્ટિ)ના માટે ખુદાની દરગાહનો વસીલો આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખ્યાલ કરે. જે જાનદાર કે ગૈર જાનદાર, સજીવ કે નિર્જીવ છે તે તમામના શિર આપની જ ઈઝઝતના આસ્તાના પર છે.

મશાઈખનો અદબ એટલા માટે જરૂરી છે કે તેઓ સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુતાબિઅતના વસીલા છે અને લોકોને અલ્લાહ તઆલાની તરફ બોલાવવાનો દરજ્જો ધરાવે છે.

## હુઝૂર (સલ.)એ ફરમાવ્યું...

એક દિવસે એક શખ્સે ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઝિયારત કરી. હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મજલિસમાં કેટલાક બુઝુર્ગો બેઠેલા હતા જેમાં એક બુઝુર્ગની શિકલ નિહાયત નૂરાની હતી.

ખ્વાબ જોનાર શખ્સને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે એ બુઝુર્ગની તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે,

'જો તું મારી ખૈર અને બરકત હાસિલ કરવા ચાહતો હોય તો આ અઝીઝની મુતાબિઅત–પૈરવી કર !'

તે પછી ખ્વાજા સાહબનું મુબારક નામ તે શખ્સને બતાવ્યું તે શખ્સ કહે છે કે,

એ પહેલાં મેં કયારેય ખ્વાજા સાહબને જોયા ન હતા. જ્યારે હું જાગ્યો ત્યારે ખ્વાજા સાહબની સૂરત અને સીરતને એક કિતાબની પાછળ લખી લીધી. અને એ ખ્વાબની તારીખ પણ લખી લીધી.

કેટલાંક વરસ પછી એક દિવસે હું બજારમાં એક દુકાન પર બેઠો હતો કે સંજોગવશાત્ એક નૂરાની શિકલવાળા બુઝુર્ગ ત્યાં આવ્યા અને દુકાન પર બેઠાં. તેમની પેશાની પર હૈબત અને જલાલનાં ચિહ્નો દેખાતાં હતાં. જ્યારે મેં તેમના ચહેરા પર નજર નાંખી તો ખ્વાબમાં જોયેલી શિકલ યાદ આવી ગઈ. મારી હાલત બદલાઈ ગઈ. જ્યારે થોડા સમય પછી હું સ્વસ્થ થયો ત્યારે મેં ખ્વાજા સાહબને વિનંતી કરી કે આપ મુજ નાચીઝના ઘરે પધારો.

ખ્વાજા સાહબે મારી વિનંતી સ્વીકારી અને આપ આગળ આગળ તેમ જ હું પાછળ પાછળ ચાલવા લાગ્યા. આપ સીધા મારા ઘરે પહોંચ્યા. આ પહેલી કરામત હતી જે મેં જોઈ. આપે પહેલાં મારું ઘર કદી જોયું ન હતું. જ્યારે ઘરમાં દાખલ થયા તો મારા હુજરાની તરફ ગયા. હુજરાની દીવાલમાં એક નાનો કબાટ હતો. તેમાં કેટલીક કિતાબો હતી. હઝરત ખ્વાજા સાહબે હાથ લંબાવીને તેમાંથી એક કિતાબ ઉપાડીને મને આપી.

પછી ફરમાવ્યું,

'આ કિતાબની પાછળ તેં શું લખ્યું છે?'

જ્યારે મેં તે જોયું તો ફરી પાછો પેલો ખ્વાબ મારી આંખ સામે ઉપસ્થિત થયો. જોકે એ વાતને સાત વરસ વીતી ગયાં હતાં.

તે પછી આપે મહેરબાનીથી મારી દરખાસ્ત કબૂલ ફરમાવીને મને પોતાની ગુલામીની સઆદતથી મુશર્રફ ફરમાવ્યો.

## રૂહને ચોથા આસમાનથી પાછી લાવ્યા!

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ એક દિવસે એક દુરવેશને કંઈક કામ માટે એક જગાએ મોકલ્યા. બીજા દુરવેશ પણ તેની સંગાથે ગયા.

કેટલુંક અંતર કાપ્યા પછી પેલો દુરવેશ જમીન પર ઢળી પડ્યો અને તેની રૂહ બદનમાંથી નીકળી ગઈ. સાથે ગયેલો બીજો દુરવેશ ઉતાવળે હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં આવ્યો અને એ બનાવ આપને કહ્યો.

હઝરત ખ્વાજા સાહબ (રહ.) મરણ પામેલા પેલા દુરવેશની પાસે તશરીફ લઈ ગયા અને પોતાનો પવિત્ર પગ તેની છાતી ઉપર મૂક્યો. તરત જ તે હરકત કરવા લાગ્યો અને તેની રૂહ ફરીથી તેના બદનમાં આવી ગઈ!

તે પછી હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું,

'એની રૂહ મને ચોથા આસમાન પર મળી. ત્યાંથી હું એને પાછી લાવ્યો છું!'[1]

## એ માત્ર તાલિબોની રેહનુમાઈ માટે હોય છે

હઝરત ખ્વાજા સાહબ (રહ.)થી અસંખ્ય કરામતો જાહેર થયેલી છે. એક દિવસે જ્યારે આપ (રહ.)થી એક કરામત જાહેર થઈ તો આપે ફરમાવ્યું કે,

'જ્યારે મારાથી આ પ્રકારનો બનાવ (કરામત) જાહેર થાય છે ત્યારે એમાં મારો કંઈ હાથ હોતો નથી. માત્ર ઇલ્હામ (ગેબથી પ્રેરણા) થાય છે નહિતર મુખ્લિસ અને આજિઝ ફકીરથી તકસીર (કોતાહી અને કુસૂર) સિવાય બીજું થઈ જ શું શકે છે!

'હઝરત રિસાલતપનાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને (અલ્લાહ તઆલાથી નિહાયત) કુર્બ (સામીપ્ય) હાસિલ હોવા છતાં ખિતાબ થયો કે:

'વમા રમૈત ઇઝ રમૈત વલા કિન્નલ્લાહ રમા'.
(હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ!)

જ્યારે તમે ધૂળની મુઠ્ઠી ફેંકી હતી ત્યારે તમે ફેંકી ન હતી

● ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૯૨

બલ્કે અલ્લાહે જ ફેંકી હતી.[1]

□

'એનાથી જાણી લો કે આપ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બીચારી ઉમ્મતની શી હાલત હશે! જે કંઈ દુરવેશોથી જાહેર થાય છે તેમાં તેઓનો કોઈ અખત્યાર હોતો નથી અને

● ૧ સૂરએ 'અન્ફાલ', આયત : ૧૭, પારો : ૯

આ આયત શરીફમાં બદ્રની લડાઈની ઘટના તરફ સંકેત છે. જ્યારે બદ્રમાં સખત લડાઈ શરૂ થઈ અને કાફિરોએ એકદમ હુમલો કર્યો ત્યારે હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે દુઆ શરૂ કરી કે,

'હે ખુદા ફતેહમંદીનો જે વાયદો તેં મારી સાથે કર્યો છે તેને પૂરો ફરમાવ!'

હઝરત જિબ્રાઈલ (અલૈ.)એ આવીને કહ્યું કે ધૂળની એક મુઠ્ઠી ભરી દુશ્મનો તરફ ફેંકો!

હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે એક મુઠ્ઠી રેતી કાફિરોના લશ્કર તરફ એમ કહીને ફેંકી કે કાફિરોના મોં ખરાબ થજો. આ પ્રમાણે ત્રણ વખત કહ્યું.

ખુદાની કુદરતથી તે રેતી દરેકની આંખમાં જઈ પહોંચી. સૌ આંખો ચોળતા રહી ગયા અને આ બાજુથી મુસલમાનોએ એકદમ હુમલો કરી દીધો. આખરે ઘણાં કાફિરો મરાયા. તેને જ અહીં (અલ્લાહે) ફરમાવ્યું છે કે:

'હે નબી (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)!
જોકે જાહેરમાં તમે પોતાના હાથથી રેતી ફેંકી, પરંતુ
આ વાત સામાન્ય રીતે માનવશક્તિથી બહાર છે, કે
એક મુઠ્ઠી રેતી ફેલાઈને શત્રુઓના દરેક સૈનિકની
આંખમાં જઈ પડે! અને એક હથિયારબંધ સૈન્યના
પરાજયનું કારણ બની જાય! બલ્કે એ તો
ખુદાઈ હાથ હતો કે એક મુઠ્ઠી રેતીના તમારા હાથમાંથી
નીકળ્યા પછી તેણે શત્રુઓના સૈન્યના મોં ભરી દીધાં!'

ન તેમાં એમને કોઈ આનંદ મળે છે. એ તો માત્ર તાલિબોની રેહનુમાઈના માટે હોય છે.'[૧]

## કામિયાબી શરીઅત પર અડગ રહેવામાં છે

રોઝ મુહમ્મદ તુર્ક કોફતી નામનો હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો એક દુરવેશ હતો. તે બુખારાના બજારમાં એક દુરવેશની દુકાને બેઠેલો હતો. તેમના જઝબહની હાલત ઝોર પર (ઉગ્રતાએ) હતી. ઊંચી ઊંચી વાતો કરી રહ્યો હતો.

તે કહેતો હતો કે,

'દુરવેશ એવો હોવો જોઈએ કે જો કોઈ મચ્છર બગદાદમાં કોઈ પાતળા ઝાડની ડાળી ઉપર બેઠેલો હોય તો તે દુરવેશ તે મચ્છરને અહીંથી જોઈ શકે!'

તે પછી હઝરત ખ્વાજા સાહબ (રહ.) ત્યાં તશરીફ લાવ્યા. હઝરતે ફરમાવ્યું,

'તારી આ વાતો તને શું કામમાં આવશે! તારે દીન અને ઈસ્લામની ચિંતા કરવી જોઈએ. શરીઅતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર સાબિત કદમ (અડગ) રહેવું જોઈએ. આવી વાતોથી એ કામ બનતું નથી.'

આપની શફકકત (મમતા) અને બુઝુર્ગી જોઈને સૌ દંગ થઈ ગયા![૨]

## ઔલિયા અલ્લાહને ફનાનો તસર્રુફ હાસિલ છે

હઝરતના ખલીફા ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે કે:

એક દિવસે હું હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના મુબારક પગ દાબતો હતો. સંજોગવશાત્ શરીફ ખાનદાનનો એક પુત્ર એ મજલિસમાં બેઠો હતો. હઝરત ખ્વાજા સાહબ (રહ.) 'ફના'ના

૧ 'અનીસુત્તાલિબીન' પાનું ૯૩, ૯૪
૨ 'અનીસુત્તાલિબીન' પાનું ૧૦૨

મકામ વિશે વાત કરતા હતા.

આપ (રહ.)એ ફરમાવ્યું કે,

'ઓલિયા અલ્લાહને 'ફના'નો તસર્રુફ[1] હાસિલ છે.'

પેલા શરીફઝાદાએ હઝરત ખ્વાજા સાહબ (રહ.)ને પૂછ્યું કે,

'ઓલિયાઅલ્લાહને કેવી રીતે 'ફના'નો તસર્રુફ હાસિલ થાય છે?'

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ પોતાનો કદમે મુબારક મારા સીના પર મૂકયો. તરત જ હું બેહોશ થઈ ગયો. આપની એ ઈનાયત મારા પર અસરની નમાઝથી લઈ સવારની નમાઝ સુધી રહી! જ્યારે હું અસલી હાલત પર આવ્યો અને હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતથી મુશર્રફ થયો ત્યારે હઝરતે ફરમાવ્યું કે,

'તારી સાથે મેં આ પ્રમાણે એટલા માટે કર્યું કે શરીફઝાદાને દુરવેશોની હાલતનો યકીન થઈ જાય.'

**અલ્લાહવાળા પોતાના વીતકમાંથી માત્ર એક અંશ પણ વર્ણવે તો સાંભળનારની હાલત અસ્ત-વ્યસ્ત થઈ જાય!**

હજ્જના પ્રથમ પ્રવાસ વખતે ખુરાસાનમાં હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો ઉતારો ખ્વાજા મુઅય્યિદના ઘરે હતો.

એક દિવસે બહારથી પધારેલા એક દુરવેશ પણ જમવામાં સામેલ હતા. જમી પરવાર્યા પછી ખ્વાજા મુઅય્યિદ પેલા દુરવેશ સાથે તરીકતના મસાઈલ પર વાદ-વિવાદ કરવા લાગ્યા. જ્યારે બંનેની ચર્ચામાં ખૂબ ઉગ્રતા આવી ગઈ ત્યારે પેલા દુરવેશ ઘરમાંથી બહાર નીકળ્યા અને પંખીની જેમ ઊડીને એક ઊંચા સ્થાને જઈને બેસી ગયા.

હઝરત ખ્વાજા સાહબ (રહ.) તેના આ કાર્યથી મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

'એ (કાર્ય) આસાન છે.'

જ્યારે અસરની નમાજનો સમય થયો ત્યારે તે દુરવેશ હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં આવ્યો.

1 તસર્રુફ : પરિવર્તન, કરામત

ખ્વાજા સાહબે તેને કહ્યું,

'તેં આ શું કામ કર્યું ! અલ્લાહ તઆલાના બંદાઓ નજીક આવાં કામોની કંઈ વિસાત નથી ! ખુદાના કેટલાક એવા બંદાઓ પણ છે કે તેઓ પર જે ગુઝરે છે-વીતે છે તેમાંથી જો કંઈ (અંશ) પણ લોકો સમક્ષ જાહેર કરે તો તેઓના અહેવાલ અસ્ત-વ્યસ્ત થઈ જાય ! (તેઓના અંતરમાં ઊથલપાથલ થઈ જાય !)'

દુરવેશે કહ્યું કે,

'પીસ્તાલીસ વરસથી હું જંગલો અને સાગરોમાં શોધ કરું છું પરંતુ મને તો કોઈ એવો શખ્સ મળ્યો નથી જેનામાં આ પ્રમાણેના અહેવાલ જોવામાં આવે ! મેં દસ વખત હજ્જ કરી છે તેમ જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રોઝાએ મુબારકની ઝિયારત કરી છે પરંતુ આ વાત કોઈનામાં જોઈ નથી !' (આવા અહેવાલવાળો કોઈ શખ્સ મને પ્રવાસમાં મળ્યો નથી !)

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'અગર એક ક્ષણમાં તને બતાવી દેવામાં આવે તો તું સ્વીકારશે કે એવા લોકો દુનિયામાં છે ?'

તે પછી આપે તેને ફરમાવ્યું કે,

'મારી પાસે આવીને બેસી જા !'

તે પછી હઝરતે પોતાની આંગળી દુરવેશના ઘૂંટણને અડકાવી. તેની હાલત બદલાઈ ગઈ. તે નીચે ઢળી પડયો અને તેનો રંગ બદલાઈ ગયો. તેનો શ્વાસ પણ નીકળી શકતો ન હતો. એ જ હાલતમાં તે મોડે સુધી પડેલો રહ્યો !

તે પછી હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ પોતાની આંગળી તેની પેશાની પર ઘસી. તેણે આંખો ખોલી અને હરકત કરવા લાગ્યો.

તેણે ઘણી આજિઝી કરી અને કહ્યું કે,

'મેં બૂરું કર્યું અને બૂરું કહ્યું. આપના કમાલને જોયા પછી મને આ વાતો જાહેર થઈ. ખરેખર અલ્લાહ તઆલાના બંદાઓ એના કરતાં પણ ચઢિયાતા છે, જેવા કે આપે ફરમાવ્યા છે.'

તે પછી તેણે હઝરત ખ્વાજાનો પાલવ મજબૂત પકડીને કહ્યું કે,

'મહેરબાની કરીને મને મારા મકસદ સુધી પહોંચાડો, કારણ કે આખી જિંદગી હું એની જ તલાશમાં ભટકતો ફર્યો છું. હવે મેં એવા શખ્સ મેળવી લીધા છે.'

## હકને અખત્યાર કરવાનું ફળ

એક દિવસે (હઝરતના એક મુરીદ) શેખ શાદી હઝરતની ખિદમતમાં હાજર થયા ત્યારે તેમની હાલત ખૂબ જ બસ્ત (વિશાળ) અને સુરૂર (આનંદ)ની હતી.

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'તારી હાલત ઘણી ખુશ છે!'

તેણે કહ્યું કે,

'એ માત્ર આપની ખિદમતમાં હાજર થવાનો નતીજો છે.'

હઝરતે ફરમાવ્યું કે,

'તારો આ બસ્ત મારા કારણે નથી.'

આ પ્રમાણે ફરમાવીને હઝરતે તેને કોઈ કામ માટે મોકલ્યો. તેના ગયા પછી હઝરતે ફરમાવ્યું,

'એનો આ બસ્ત હકના કારણે છે. બહાર એને રૂપિયાની કેટલીક થેલીઓ મળી હતી પરંતુ એણે એ થેલીઓ લીધી નહિ.'

જ્યારે શેખ શાદી પાછા આવ્યા ત્યારે ખ્વાજા સાહબે તેને પૂછયું કે,

'આજે તેં કયો અમલ કર્યો?'

શેખ શાદીએ કહ્યું કે,

'હું આપની પાસે આવતો હતો. મેં કેટલીક રૂપિયાની થેલીઓ પડેલી જોઈ. પ્રથમ તો એને લઈ લેવાનો વિચાર આવ્યો પરંતુ પછી મેં મનોમન પસ્તાવો કર્યો અને વિચાર કર્યો કે મારા માટે બેહતર એ જ છે કે એના તરફ જરાપણ ધ્યાન ન આપું. જ્યારે

માત્ર હું ત્રણ જ કદમ આગળ વધ્યો ત્યારે મારી આ હાલત થઈ ગઈ !'

હઝરતે ફરમાવ્યું કે,

'ગૈર હકના બદલે જે હકને અખત્યાર કરે છે તેની અદના સઆદત આ છે.'[૧]

## સફરજન પણ તસ્બીહ પઢે છે

એક દુરવેશ એક સફરજન લાવ્યો.

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'થોડો સમય થોભો. અત્યારે આ સફરજન ખાશો નહિ કારણ કે આ સફરજન અત્યારે તસ્બીહ પઢે છે.'

હમા અર્રાત દર નુત્ક અંદ લેકિન,
તૂ બે સમઈ નમીદાની શનૂદન.

**ભાવાર્થ :**

દરેક રજકણ બોલે છે (અલ્લાહની તસ્બીહ પઢે છે) પરંતુ તું બહેરો છે એટલે તને સંભળાતું નથી.

□

અને ખરેખર હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ફરમાવવા પ્રમાણે સફરજન તસ્બીહ પઢતું હતું જેને હાજર જનોમાંથી કેટલાકે પોતાના કાનો વડે સાફ સાંભળ્યું !

## મને લોકોની રેહનુમાઈ માટે પેદા કર્યો છે

ગદયૂત નામના ગામમાં જ્યારે હઝરત જતા ત્યારે પોતાના ચાહકોને ત્યાં રહેતા હતા. જ્યારે કોઈ શખ્સ આપ (રહ.)ને પોતાના ઘરે બોલાવતો ત્યારે આપ (રહ.) સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલહિ વ સલ્લમની પૈરવી કરતા અને બોલાવનારને ત્યાં તશરીફ લઈ જતા.

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૨૪

શેખ શાદી નામના હઝરતના એક મુરીદ પણ એ જ ગામમાં રહેતા હતા. એમના ઘરવાળાઓની ઇચ્છા એ હતી કે ખ્વાજા સાહબ (રહ.) હમેશાં એમના ઘરે જ રહે.

સંજોગવશાત્ એક રાતે ખ્વાજા સાહબ (રહ.) એક દુરવેશના ઘરે થોભેલા હતા. શેખ શાદીના ઘરવાળાઓએ તે રાતે ખુદાની દરગાહમાં ખૂબ જ આજિઝી કરી અને રડીને કરગર્યા કે, આ ગામમાં ખ્વાજા સાહબ માત્ર અમારા ઘરે જ ઉતારો કરે.

સવારે ખ્વાજા સાહબ (રહ.) શેખ શાદીના ઘરે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાએ મને લોકોની રેહનુમાઈ-માર્ગદર્શન માટે પેદા કર્યો છે અને તમે ચાહો છો કે શેખ બહાઉદ્દીન આ ગામમાં માત્ર તમારા ઘરે જ રહે! એ કેવી રીતે સંભવી શકે! શફક્ત—સહાનુભૂતિ રાખવી જોઈએ! બધું—સર્વસ્વ પોતાના માટે જ ખ્યાલ કરવું ન જોઈએ!'[૧]

## ઔલિયાએ ખિદમત બીમારપુર્સી માટે આવ્યા

એક વખતે હઝરત ખ્વાજા સાહબ (રહ.) કુર્શી નામના ગામમાં હતા. ત્યાં આપ (રહ.) બીમાર પડ્યા. એક રાત્રે કેટલાક ઉઝલતી[૨] આપની બીમારપુર્સી માટે આવ્યા. તેઓમાં હરેક પ્રકારના (દરજ્જાના) લોકો મોજૂદ હતા.

તેઓમાંથી દરેકે પોતાનો અહેવાલ અને મકામ ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં બયાન કર્યો, અને ખ્વાજા સાહબ (રહ.)ને સવાલો પૂછ્યા.

કેટલાકે અરબી ભાષામાં સવાલો પૂછ્યા.
કેટલાકે ફારસી ભાષામાં સવાલો પૂછ્યા.
કેટલાકે તુર્કી ભાષામાં સવાલો પૂછ્યા.

૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૪૯
૨ ઉઝલતી : ગોસ, અબ્દાલ વગેરે ઔલિયાએ ખિદમત જેઓ ગોશાનશીન—એકાંતવાસી હોય છે.

ખ્વાજા સાહબ (રહ.)એ દરેકને તેની ભાષામાં જવાબો આપ્યા. તે આખી રાત હઝરત ખ્વાજા સાહબ (રહ.) તેઓની સાથે જ મશગૂલ રહ્યા.

## હઝરત ખિઝર (અલૈ.) સાથે વારંવાર વાતચીત થતી

શૈખ ખુસરૂ કરમીની બયાન કરે છે કે:

એક દિવસે હઝરત ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂ કસરે આરિફાંમાં બાગમાં હતા જ્યાં હવે આપનો મઝારે મુબારક છે. આપ (રહ.) હોઝના કિનારે ઊભા રહીને એક વૃદ્ધ આદમી સાથે વાતચીત કરતા હતા. એકાએક હું પણ ત્યાં જઈ ચડ્યો. મેં સલામ કરી. પેલા વૃદ્ધ બાગની તરફ રવાના થયા.

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું,

'એ ખિઝર અલૈહિસ્સલામ છે.'

આપ (રહ.)એ બે વખત એ પ્રમાણે ફરમાવ્યું પરંતુ હું ચુપ રહ્યો. અલ્લાહ તઆલાની મહેરબાનીથી હું જાહેરમાં કે બાતિનમાં એ તરફ આકર્ષિત ન થયો.

□

બે ત્રણ દિવસ વીત્યા પછી ફરી મેં જોયું કે હઝરત ખ્વાજા સાહબ (રહ.) એ જ વૃદ્ધ આદમી સાથે વાતચીત કરી રહ્યા છે.

□

એ વાતને લગભગ બે મહિના વીત્યા પછી (મેં જોયું કે) એક દિવસે આપ બુખારામાં તે વૃદ્ધ આદમી સાથે વાતચીત કરી રહ્યા છે.

□

એ વાતને જ્યારે લગભગ બે મહિના વીતી ગયા ત્યારે બુખારામાં એક દિવસે તે વૃદ્ધથી મારી મુલાકાત થઈ. તે વૃદ્ધ મુસ્કુરાયા. મેં સલામ કરી. તેઓ મને ભેટી પડ્યા અને ખૂબ જ આનંદ-ઉલ્લાસથી મારી સાથે વર્તન કર્યું તેમ જ મારા અહેવાલ વિષે મને પૂછપરછ કરી.

જ્યારે હું કસરે આરિફાનમાં ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયો ત્યારે આપે ફરમાવ્યું કે,

'તમે ખિઝર અલૈહિસ્સલામ સાથે મુલાકાત કરી હતી.'

□

## ખુદાને તલબ કરો

શૈખ અમીર હુસૈન બયાન કરે છે કે,

એક દિવસે ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂએ એક કામ માટે મને બુખારા મોકલ્યો. રસ્તામાં એક નૂરાની મર્દ, સાહબે સફા સાથે મારી મુલાકાત થઈ. તેમની સાથે ઘણી વાતચીત થઈ. તે પછી મને થોડું ખમીર આપીને તે શખ્સ મારા કરતાં આગળ ચાલવા લાગ્યા અને અદૃશ્ય થઈ ગયા.

બુખારા પહોંચી મેં ખ્વાજા સાહબ (રહ.) તરફથી સોંપવામાં આવેલું કામ પૂરું કર્યું અને ફરી પાછો કસરે આરિફાં આવી હઝરતની ખિદમતમાં હાજર થયો.

આપ (રહ.) એ ફરમાવ્યું,

'શું તું તે શખ્સને ઓળખે છે જેણે તને રસ્તામાં થોડું ખમીર આપ્યું હતું?'

મેં ના પાડી તો આપે પૂછ્યું કે,

'તેણે તારી સાથે શી વાતચીત કરી?'

મેં બધું જ કહી દીધું.

તે પછી આપે ફરમાવ્યું કે,

'તેઓ ખિઝર અલૈહિસ્સલામ હતા. પરંતુ તું ખિઝર અલૈહિસ્સલામને શું કરશે?! તેઓ પણ ગૈર છે. તું હકને તલબ કર!'

## પીર તરફના એ'તિકાદમાં ફેર પડવો ન જોઇએ

કસરે આરિફાંમાં હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની વાડીમાં એક દિવસે શૈખ અમીર હુસૈન અને બીજા કેટલાક દુરવેશો ટાપલાઓમાં માટી ભરીને બીજે ક્યાંક ખસેડતા હતા.

તેઓએ એક જુવાનને જોયો. તે પક્ષીની જેમ ઊડતો હતો. દુરવેશો નજીકથી પણ તે ઊડતો પસાર થયો. તેઓ તેને મુગ્ધ ભાવે જોતા રહ્યા અને ઈરાદો કર્યો કે કામ છોડીને તેની પાછળ જાય.

તે જ વખતે હઝરત ખ્વાજા સાહબ (રહ.) પોતાના મકાનમાંથી બહાર આવ્યા અને તેઓને સંબોધીને કહ્યું કે,

'થોડો સમય સબર કરો! મને ત્યાં આવી જવા દો!'

ખ્વાજા સાહબ (રહ.)ની વાત સાંભળીને સૌ ગભરાઈ ગયા અને સૌની હાલત ફેરવાઈ ગઈ.

ખ્વાજા સાહબ(રહ.)એ નજીક આવીને ફરમાવ્યું કે,

દુરવેશના માટે યોગ્ય એ છે કે દરેક ચીઝને જોઈને બેખુદ થઈ ન જાય. એનો એ'તિકાદ પોતાના પીરના હકમાં કોઈ રીતે બદલાઈ નહિ. અહીં સુધી કે અગર ખિઝર અલૈહિસ્સલામને પણ જુએ તો તેમની તરફ પણ ધ્યાન ન આપે!'

વળી આપે આગળ ફરમાવ્યું કે,

'હવામાં ઊડવું તો આસાન છે માખી પણ ઊડી શકે છે!'

તે પછી અમીર હુસૈન અને અન્ય દુરવેશોને ફરમાવ્યું કે,

ટોપલીને માટીથી ભરીને છોડી દો!'

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ ટોપલીને ઈશારો કર્યો. ટોપલી આપોઆપ ઊડીને ચાલી ગઈ અને માટી નાંખીને ફરી પાછી આપની પાસે ચાલી આવી! કેટલીયે વાર એ જ પ્રમાણે થયું!

આ જોઈને દુરવેશોની હાલત બદલાઈ ગઈ.[1]

## વિરાટ સ્વરૂપ

એક દુરવેશ બયાન કરે છે કે:

અત્યારે હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો જ્યાં મઝારે મુબારક છે તે બાગ (વાડી)માં હઝરત એક દિવસે આરામ ફરમાવતા હતા. હું એક બીજા દુરવેશ સાથે આપની ખિદમતમાં હાજર હતો.[1]

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૫૩, ૧૫૪

એક ઘડી પછી ખ્વાજા સાહબ (રહ.)માં બાદૈબત હાલત પૈદા થઈ. પેલો દુરવેશ બેખુદ થઈને ઢળી પડ્યો. હઝરત ખ્વાજા સાહબ (રહ.) ઊઠીને ઊભા થયા અને હોઝની ફરતે ફરવાનું શરૂ કર્યું. થોડી વાર પછી સફરજનના એક ઝાડને બાથમાં લીધું. એક પળ પછી આપનું પવિત્ર શરીર વિરાટ થઈ ગયું. સમગ્ર વાડી (બાગ) આપના પવિત્ર શરીરથી ભરપૂર થઈ ગઈ! હું જે તરફ નજર કરતો હતો તે તરફ આપનું પવિત્ર શરીર જ દેખાતું હતું!'

તે પછી મેં જોયું કે આપનું પવિત્ર શરીર નાનું થવા માંડ્યું, અને ઘટતા ઘટતા બિલકુલ વિલીન થઈ ગયું! તે પછી મેં જોયું કે આપનું પવિત્ર શરીર પોતાની અસલ સ્થિતિમાં આવી ગયું છે. અને આપે પેલાં જ ઝાડને બાથમાં લીધેલું છે!

આ જોઈને હું ખૂબ જ નવાઈ પામ્યો કે એ શી બાબત હશે!

પછી ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'આવા અહેવાલ હઝરત અઝીઝાન અલૈહિર્રહમત વર્રિદવાનથી નકલ થયેલાં છે.'[1]

## શરીઅતમાં ખલેલ પડે તો તેની અસર તરીકત પર થાય છે

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે કે:

અમારા ખ્વાજા સાહબ (રહ.)નો તરીકો ઇસ્તિકામત અને સુન્નતે નબવી (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ની પૈરવી હતી એટલે બહુધા આપ (રહ.) ઉલમા સાથે મેળમેળાપ રાખતા હતા.

આપ (રહ.)ના સમયમાં બુખારામાં સૌથી મોટા આલિમ મૌલાના હિસામુદ્દીન અસીલી અને મૌલાના હમીદુદ્દીન શાશી (રહ.) હતા. આ બંને આલિમો ઘણી વેળા ખ્વાજા સાહબ (રહ.) જોડે સત્સંગ કરતા રહેતા હતા.

'એક દિવસે હઝરત ખ્વાજા સાહબ (રહ.) કેટલીક બદામ લઈને

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૬૮

મૌલાના હમીદુદ્દીન શાશીની પાસે તશરીફ લઈ ગયા. તે વખતે મૌલાના પોતાના સાથીઓ જોડે શર્બઆબાદમાં હતા.

જ્યારે ખ્વાજા સાહબ (રહ.)ની મુલાકાત મૌલાના સાથે થઈ ત્યારે હઝરતે ફરમાવ્યું કે,

'હું આપની જુસ્તજૂમાં અને આપ મારી ગુફતગૂમાં!'

હઝરતના આ શબ્દો સાંભળીને મૌલાનાની સંગાથમાં બેઠેલા વિદ્વાનોની હાલત બદલાઈ ગઈ કારણ કે ખરેખર હઝરતના ત્યાં આવવા પહેલાં મૌલાના આપ (રહ.) વિષે જ વાતો કરતા હતા.

મૌલાનાએ હઝરતનો ખૂબ જ આદર સત્કાર કર્યો. હઝરતે બદામ મૌલાનાની ખિદમતમાં પેશ કરી. જ્યારે મૌલાના અને તેમના સાથીઓએ બદામ ખાધી તો ખ્વાજા સાહબ (રહ.)એ બદામના છિલકા (છોતરાં) ભેગાં કરી લીધાં અને એક પવિત્ર સ્થળે દાટી દીધાં. મૌલાનાના કેટલાક સાથીઓએ આ કાર્યની ટીકા કરી તો મૌલાનાએ તેઓ તરફ નફરત કરી અને ફરમાવ્યું કે,

'ટીકા ન કરો, ધીરજ ધરો!'

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'મગઝ (માવો) છિલકાની હિફાઝતમાં હોય છે. જો છિલકામાં કંઈ ખલેલ પડે તો તેની અસર મગઝ (માવા) ઉપર થાય છે. જો શરીઅતમાં ખલેલ થાય તો તેની અસર તરીકત પર પહોંચે છે.'

મૌલાના હમીદુદ્દીને ખૂબ આભાર માન્યો અને ટીકા કરનારાઓને સંબોધીને ફરમાવ્યું કે,

'તમે ધીરજ ન ધરી એટલે ખ્વાજા સાહબ (રહ.)એ (તમારી ટીકાનો) જવાબ આપી દીધો. અલ્લાહ તઆલાના દોસ્તોની ગુસ્તાખી કરવી નહિ જોઈએ.'

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'ખ્વાજગાનનો આ કૌલ છે કે અમે ઉલમાના ખોશહચીં (લાભ લેનારા) છીએ તો અમે કોને પ્રમાણિત કરીએ છીએ? એક દિવસે એક બુઝુર્ગે મને પ્રશ્ન પૂછ્યો કે:

"લાંબા સમયથી મારી મુલાકાત આપની સાથે છે પરંતુ આપનો તરીકો જાણવા નથી મળ્યો !"

તે બુઝુર્ગવારને મેં જવાબ આપ્યો કે, અમારો તરીકો સુન્નતની મુતાબિઅત (પૈરવી) છે. અમે હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નિસ્બત તસ્દીકને સાબિત કરી છે અને અમે અમલમાં ઉલમાની પૈરવી કરીએ છીએ કારણ કે તેઓ જે કંઈ બયાન કરે છે તે હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી નકલ કરે છે. એટલા માટે અમે તેઓની પૈરવી કરીએ છીએ. તેમ જ સુન્નતમાં તેઓની ઈત્તિબાઅ કરીએ છીએ. શરૂઆતથી અત્યાર સુધી અમારો એ જ તરીકો રહ્યો છે.'[1]

## મશાઈખ ખુલ્લી તલવાર સમાન છે

એક અઝીઝે બયાન કર્યું કે :

એક દિવસે ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂ ગધેડા પર સવાર થઈને બુખારા જતા હતા. રસ્તામાં એક દુરવેશ મળ્યા. તે દુરવેશે દરખ્વાસ્ત કરી કે ગધેડા ઉપરથી નીચે ઉતરવાની જરૂર નથી.

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું,

'મારી ગરજી તો ઊતરવાની ન હતી એટલે (આ પ્રમાણે) દરખ્વાસ્ત કરવાની કોઈ જરૂરત ન હતી.'

તે દુરવેશ નારાઝ થઈ ગયો અને તેણે ખ્વાજા સાહબ (રહ.)ને અયોગ્ય શબ્દો કહ્યા. ખ્વાજા સાહબ (રહ.) મુસ્કુરાયા અને ખુશી જાહેર કરી. ત્યાં હાજર લોકોને આપના મહેરબાનીથી નવાઈ લાગી. સંજોગવશાત્ બીજા દિવસે ખ્વાજા સાહબ (રહ.) દુરવેશો જોડે ફૈન તરફ ગયા. પેલા દુરવેશને એક સખત રોગ લાગુ પડચો. પેલા પ્રસંગે હાજર હતા તે શખ્સોમાંથી કેટલાંકે તેને કહ્યું કે આ રોગ હઝરત ખ્વાજા સાહબ (રહ.) જોડે કરેલી બેઅદબીનું પરિણામ છે. એનો ઈલાજ પણ તેઓ જ કરશે.

તે દુરવેશ હમેશાં ખ્વાજા સાહબ (રહ.)ને યાદ કરતો હતો.

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૭૫

એક દિવસે તેણે મને બોલાવ્યો અને કહ્યું કે,

'જો ખ્વાજા સાહબ (રહ.) તશરીફ ન લાવશે તો હું હલાક થઈ જઈશ.'

જ્યારે હું બહાર આવ્યો ત્યારે એક કામના માટે એક તરફ જવા લાગ્યો. મને ખ્વાજા સાહબ (રહ.) મળ્યા. તેઓ એ જ વખતે ફૈનથી આવતા હતા. મેં આપને સલામ કરી.

આપે મને પૂછ્યું કે,

'પેલા બીમાર દુરવેશની હાલત કેમ છે જેની પાસે તું હમણાં બેઠેલો હતો ? !'

હું ખૂબ જ નવાઈ પામ્યો અને અરજ કરી કે,

'તે સખત બીમાર છે અને આપના દીદારનો ઈંતઝાર કરે છે !'

ખ્વાજા સાહબ (રહ.) ઘરે ન ગયા અને સીધા તેની ખબર લેવા ગયા. હું પણ આપની સાથે ગયો. આપે દુરવેશને તેનો હાલ પૂછ્યો.

પછી આપે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલા તને શિફા આપનાર છે. તું તંદુરસ્ત થઈ જશે. ડરવાની જરૂર નથી, તું આ રોગથી મરશે નહિ.'

આપની દુઆથી તેના (શરીર)માં તંદુરસ્તીનાં ચિહ્નો દેખાવાં. તેણે ખ્વાજા સાહબ(રહ.)ની માફી માંગી અને કહ્યું કે,

'આપનું દિલ મારાથી નારાઝ છે. મેં બેઅદબી કરી છે. આપ મને માફ ફરમાવો !

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'મારું દિલ તારાથી નારાઝ નથી. કોઈ પ્રકારનો અણગમો તારા તરફ મારા દિલમાં નથી.'

તે પછી ખ્વાજા સાહબ (રહ.) તે દુરવેશ પાસેથી પાછા આવ્યા અને ફરમાવ્યું કે, -

'હું પૈગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પદ્ધતિનું અનુસરણ (પૈરવી) કરું છું. લોકોએ આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના

મુબારક દાંત શહીદ કર્યા છતાં આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"હે પરવરદિગાર! મારી કોમને હિદાયત કર! તેઓને ભાન નથી."

પરંતુ કહેવત છે કે:

મશાઈખ ખુલ્લી તલવાર (સમાન) છે.

લોકો પોતે જ પોતાની જાતે એમના ઉપર અથડાય છે.

તેઓ (મશાઈખ) પોતે કોઈના ઉપર હુમલો નથી કરતાં!

હઝરત અઝીઝાન સિર્રુંહૂને પૂછવામાં આવ્યું કે,

'ફલાણા શખ્સને મશાઈખની તલવાર લાગી. એની અસલિયત શું છે?'

આપે ફરમાવ્યું કે,

'જે શખ્સ મર્દ (અલ્લાહનો વલી) છે તે ગૈરથી મશગૂલ નથી થતો અને જે નામર્દ (દુનિયામાં ડૂબેલો) છે તેનાથી એ વાત થઈ શકતી નથી. પરંતુ મશાઈખની પાસે આ રાહમાં ખુલ્લી તલવાર છે કે જેના ઉપર લોકો ખુદ પોતે જ પછડાય છે.'[1]

## ઔલિયા અલ્લાહનો બોજ જાનવર પર નથી હોતો

હઝરત ખ્વાજા સાહબ (રહ.) બીજી વખતે હજ્જ કરવા માટે તશરીફ લઈ ગયા ત્યારે આપ એક ખૂબ જ દુબળા પાતળા કમજોર ઊંટ પર સવાર હતા પરંતુ આપનું ઊંટ બીજા સશક્ત અને જોરાવર ઊંટો કરતાં હમેશાં આગળ આગળ રહેતું હતું!

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ઘણી વેળા ફરમાવતા કે,

'કેટલાયે ઔલિયા અલ્લાહ એવા થઈ ગયા છે જેઓ જાહેરમાં જાનવર પર સવાર થતા હતા પરંતુ હકીકતમાં તેઓનો બોજ જાનવર પર હોતો નથી. સુલતાન અબૂયઝીદ બુસ્તામી કુદ્દેસ સિર્રુંહૂ

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૮૭, ૧૮૮

વિષે કહેવાય છે કે આપ સફરમાં એ જ પ્રમાણે કરતા હતા.'

□

હઝરતનો ઈશારો નીચેના પ્રસંગ તરફ હોવાનું અનુમાન છે.

મદીના મુનવ્વરાની સફર વેળા હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ની પાસે એક ઊંટ હતું. તેની ઉપર આપે બેહદ માલ સામાન લાદેલો હતો. લોકો કહેવા લાગ્યા કે,

'આ કાર્ય બુઝુર્ગોની શાનથી ખિલાફ છે કે જાનવર પર બેહદ બોજ લાદવામાં આવે!'

આપે ફરમાવ્યું કે,

'જરા ધ્યાનથી જુઓ કે બોજ ઊંટ પર છે કે નહિ!'

જ્યારે લોકોએ ધ્યાનથી જોયું તો જણાયું કે તમામ બોજ ઊંટની પીઠથી ઊંચે અધ્ધર છે!

## નસીહતની અનોખી રીત

હઝરતના એક દરવેશ શેખ અમીર હુસૈન બયાન કરે છે કે:

ખ્વાજા સાહબ (રહ.) સાથે મારી ઉલ્ફત-મુહબ્બત થવાનું સૌ પ્રથમ કારણ નીચે પ્રમાણે છે.

હું કસરે આરીફાંમાં ખ્વાજા સાહબ (રહ.)ના મકાનની નઝદીક રહેતો હતો. તે વખતે મારી ઉંમર વીસ વરસની હતી. મારો ધંધો ખેતી હતો. પરંતુ હું હંમેશાં ખાવા-પીવા અને ઉંઘવામાં મશગૂલ રહેતો હતો. કુર્આન, ઈસ્લામી આદાબ અને અહકામની મને ખબર ન હતી.

ખ્વાજા સાહબ (રહ.) મારા મકાનના દરવાજા આગળથી પસાર થઈને મસ્જિદ જતા-આવતા હતા. જ્યારે આપ ત્યાંથી પસાર થતા ત્યારે મારી તરફ જોઈને મુસ્કુરાતા. કેટલીયે વાર આપે એમ જ કર્યું તો મને ઘણો સંકોચ થયો કે હું નમાઝ કેમ અદા કરતો નથી! મારા મનની વાતની કોઈને ખબર ન હતી. એ જ વિચારોમાં હું ઉંઘી ગયો તો (ખ્વાબમાં) મે જોયું કે હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના મુબારક હાથમાં એક મોટો આયનો છે અને આપે તે

આયનો મારા હાથમાં આપ્યો. હું મારું મુખ તે આયનામાં જોતો હતો કે એટલામાં મારી આંખ ખૂલી ગઈ.

ઊઠીને મેં રડવાનું શરૂ કર્યું. હરઘડી મને ચિત્કાર કરવાનું અને ચીસ પાડવાનું મન થતું હતું પરંતુ મેં સંયમ જાળવ્યો. હું એ જ હાલતમાં હતો કે એટલામાં ખ્વાજા સાહબ (રહ.) મારા મકાનમાં તશરીફ લાવ્યા અને આવીને મારી પાસે બેસી ગયા.

આપે પૂછ્યું : 'તને શું થઈ ગયું ?'

હું ખામોશ રહ્યો.

આપે પૂછ્યું કે,

'જે શખ્સે આયનો તારા હાથમાં આપ્યો હતો તે કોણ હતો ?'

મેં કહ્યું કે, 'આપ જ હતા.'

આપે ફરમાવ્યું કે,

'જ્યારે તને જાણ થઈ ગઈ તો હવે ખામોશ રહે.'

તે પછી આપે પૂછ્યું કે,

'તું નમાઝ કેમ નથી પઢતો ?'

હું રડી પડ્યો અને જવાબ આપ્યો કે,

'મને નમાઝ પઢતા આવડતી નથી ! હું કુર્આન પણ પઢ્યો નથી !'

આપે ફરમાવ્યું કે,

'હું તને (કુર્આન) પઢાવીશ અને તર્બિયત તેમ જ શફકત પણ હું જ કરીશ.'

અને આપે જેવું ફરમાવ્યું તેવું જ કર્યું.

આપ (રહ.)થી મુહબ્બત પેદા થવાનો સબબ આ બનાવ છે.

તે પછી તો હું હમેશાં ઈન્તેઝાર કરતો રહેતો કે આપ ક્યારે મને કોઈ હુકમ ફરમાવે અને હું તેનું પાલન કરું.[1]

• 1 'અનીસુત્તાલિબીન' પા. ૧૮૯

## ઔલિયાને અલ્લાહ તઆલાએ અદ્ભુત શક્તિ આપી છે

શેખ ઉમર તાનકુની નામના દુરવેશ બયાન કરે છે કે:

હું તાનકુની (તુર્કસ્તાન)માં રહેતો હતો. હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના બુખારી દુરવેશો સાથે દોસ્તી હતી. મારી શક્તિ પ્રમાણે હું તેઓની ખિદમત કરતો રહેતો હતો. એ દુરવેશોથી ખ્વાજા સાહબ (રહ.)ની સિફત અને પ્રશંસા ઘણી સાંભળી હતી એટલે મને પણ ખ્વાજા સાહબ (રહ.)ની સુહબતનો શોખ થઈ ગયો.

ખ્વાજા સાહબ (રહ.)ની બરકતથી આપના દુરવેશોમાં ઘણાં પસંદીદા અવસાફ હતા. એક દિવસે હું કોઈ કામ અંગે એક દુરવેશના ઘરે ગયો. મારુ ધ્યાન ખ્વાજા સાહબ (રહ.)ના વિચારોમાં મગ્ન હતું. થોડી વારમાં પેલો દુરવેશ ખાવાનું લઈને આવ્યો. તે વખતે મેં ખ્વાજા સાહબ (રહ.)ની સૂરત જોઈ! વળી મારા કાનમાં અવાજ સંભળાયો કે, 'તારે ખુરાસાન આવવું જોઈએ!' મારામાં એક ખાસ હાલત પેદા થઈ. ખાવાનું ખાઇને હું સમરકંદ તરફ રવાના થયો.

રસ્તામાં હું કશ (નામના) ગામમાં પહોંચ્યો. ત્યાં મૌલાના જલાલુદ્દીન ખાલિદી (રહ.)ની ખિદમતમાં હાજર થયો જેઓ ખ્વાજા સાહબ (રહ.)થી ખૂબ નિકટ હતા.

મૌલાનાએ ફરમાવ્યું કે,

'તમારો મકસદ ખ્વાજા સાહબ (રહ.)થી પૂરો થશે.'

તે પછી આપે ખ્વાજા સાહબ (રહ.)ના ઘણાં વખાણ કર્યાં અને આપના કમાલ બયાન કર્યા પછી ફરમાવ્યું કે,

'આખી દુનિયા તો "હાલ"નો ઈન્તેઝાર કરે છે અને "હાલ" હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો ઈન્તેઝાર કરે છે!'

હું મૌલાનાથી વિદાય થઈને નસફની તરફ રવાના થયો. હું એક વહાણમાં બેઠો. થોડો માર્ગ કાપ્યા પછી ઝોહરની નમાઝનો સમય થયો. મેં અઝાન આપી પરંતુ વહાણવાળાઓમાંથી કોઇએ

કુબૂલ ન કર્યું ! મને એનાથી ઘણું દુઃખ થયું. મેં તેઓને નસીહત કરી. મને તેઓની સુહબતથી નફરત થઈ અને મારી હાલત ઘણી તંગ થઈ ગઈ. મેં પાણીમાં કૂદી પડવાનો ઈરાદો કર્યો. જ્યારે મેં વહાણમાંથી પાણી ઉપર પગ મૂક્યા તો હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની તવજ્જુહની બરકતથી હું પાણી ઉપર ચાલવા લાગ્યો !

મને પાણી ઉપર ચાલતો જોઈને વહાણવાળા (દંગ થઈ ગયા) અને રડવા લાગ્યા.

તેઓ કહેવા લાગ્યા કે,

'અમે ખોટું કર્યું. અમે તોબા કરીએ છીએ અને તું જે કહેશે તે અમે માનીશું પરંતુ અમારી વિનંતી છે કે તું વહાણમાં આવી જા !'

હું ફરી પાછો વહાણમાં આવ્યો અને ઝોહરની નમાઝ બાજમાઅત અદા કરી.

જ્યારે હું કિલ્લા આમૂએ પહોંચ્યો તો ત્યાં પણ અજબ બનાવો બન્યા !

ત્યાંથી હું એકલો મર્વના રસ્તે ચાલવા લાગ્યો. હું હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની તરફ ધ્યાનિત (મુતવજ્જેહ) થયો. જ્યારે હું જૂસજરદકના બયાબાન (રણપ્રદેશ)માં પહોંચ્યો ત્યારે મને ભૂખ લાગી. મારા દિલમાં ખ્યાલ આવ્યો કે, જો અહીં તાંબાની દેગમાં સાલન અને રોટલીઓ તેમ જ શાકભાજીનું દસ્તરખ્વાન હોય તો કેવું સારું થાય !

હું એ જ વિચારમાં હતો કે રેતીની એક ટેકરીની છાયામાં એવું જ ભોજન મારા જોવામાં આવ્યું. એ જોઈને મારી હાલત કંઈક ઓર જ થઈ ગઈ. હું ખૂબ રડ્યો.

મેં કહ્યું કે,

'હે પરવરદિગાર ! જે કોઈ તારો તાલિબ હોય છે તેને તે ચાહે તે મળી જાય છે ! મેં શા માટે તારા ગૈરને તારાથી તલબ કર્યો !'

આ કહેતાં જ મારામાં કશિશ (આકર્ષણ) જેવું પેદા થયું.

તે ખાવાનું ત્યાં જ છોડીને હું રણ પ્રદેશમાં આગળ ચાલવા લાગ્યો. થોડું ચાલ્યા પછી હરણોનું એક ઝૂંડ મને મળ્યું. મને જોઈને હરણો ભાગી ગયાં.

મારા દિલમાં ખ્યાલ આવ્યો કે,

'જો મારી તલબ સાચી છે અને ખ્વાજા સાહબ (રહ.)ની તરફ મારી તવજ્જુહ (ધ્યાન) દુરુસ્ત છે તો આ જાનવરોએ મારાથી ભાગવું ન જોઈએ.'

તરત જ તે હરણો મારી પાસે આવ્યાં અને પોતાનાં શરીરો મારા શરીર સાથે ઘસવા લાગ્યાં! ફરી પાછી મારી હાલત કંઈ ઓર જ થઈ ગઈ. હું ખૂબ રડ્યો. તે પછી ખ્વાજા સાહબના ધ્યાનમાં મગ્ન થઈને આગળ વધ્યો.

હું માખાન પહોંચ્યો. હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની તવજ્જુહથી ત્યાં પણ અજબ બનાવો જાહેર થયા! ત્યાથી હું સરખસની તરફ રવાના થયો. જ્યારે હું સરખસની નજીક પહોંચ્યો ત્યારે મારા દિલમાં વિચાર આવ્યો કે,

'કોઈ સ્થળ અને પ્રદેશ અલ્લાહ તઆલાના દોસ્તોથી ખાલી નથી હોતો. જ્યાં સુધી મને આ સાહબે દૌલત (આ સ્થળના અધિકારી ઔલિયા)ની પરવાનગી ન મળશે ત્યાં સુધી હું આ શહેરમાં દાખલ થઈશ નહિ.'

સંજોગવશાત્ મર્દના દુરવેશો મારી સાથે હતા. એક પળ વીત્યા પછી તેઓએ કહ્યું કે,

'આ દાઉદ દીવાના આવી પહોંચ્યા. આ મુલ્ક આ દીવાના-નો જ છે.'

જ્યારે હું નજીક પહોંચ્યો ત્યારે મેં તેમનો આદર સત્કાર કર્યો અને સલામ કરી.

સલામનો જવાબ આપીને તેમણે કહ્યું કે,

'હે તુર્કસ્તાની દુરવેશ! તું ખુશ આવ્યો.'

તે પછી મને બાથમાં લીધો અને એક રોટલી કાઢી તેના બે ટુકડા કર્યા અને એક ટુકડો મને આપીને કહ્યું કે,

'અરધો મુલક મેં તને આપ્યો. તું બેશક અંદર આવી જા!'

જ્યારે હું સરખસના ચોકમાં પહોંચ્યો તો ત્યાં મેં જોયું કે કેટલાક છોકરાઓ બીજા એક દીવાનાને પથ્થરો મારે છે.

તેને મેં પૂછ્યું કે, 'આ કોણ છે?'

તેણે કહ્યું કે,

'એને છારદાર દીવાનો કહે છે. એ પણ દીવાનો છે.'

મારા મનમાં વિચાર આવ્યો કે એની પાસે પણ શહેરમાં દાખલ થવાની પરવાનગી લઈ લેવી જોઈએ. છોકરાઓ તેને પથ્થર મારતા હતા તે જ હાલતમાં તેણે કહ્યું કે,

'હે તુર્કસ્તાની દુરવેશ! દાઉદ દીવાનાએ તને જે વાત કરી છે તે બરાબર છે!'

□

તે પછી મને ભૂખ લાગી. મેં મનમાં કહ્યું કે,

'આ શહેરમાં હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો કોઈ ખાદિમ જરૂર હશે. બેહતર એ છે કે સૌ પ્રથમ હું તેના હાથે જ ખાવાનું ખાઉં.'

એટલામાં ત્યાં એક ભિસ્તી આવ્યો. તેણે કહ્યું કે, હું હઝરત ખ્વાજા સાહબ (રહ.)નો ખાદિમ છું. આ પ્રમાણે કહીને તે મને પોતાના ઘરે લઈ ગયો અને ત્રણ પ્રકારની વાનગીઓ મારા માટે લાવ્યો. પછી તેણે કહ્યું કે હઝરત ખ્વાજા સાહબ (રહ.) હિરાત તશરીફ લઈ ગયા છે. જ્યાં સુધી તેઓ પાછા ન આવે ત્યાં સુધી તમારો ઉતારો અહીં જ રાખો. હું તમારો ખાદિમ છું.

થોડા દિવસો પછી સમાચાર મળ્યા કે ખ્વાજા સાહબ (રહ.) તશરીફ લાવ્યા છે. હું પેલા દુરવેશ જોડે ખ્વાજા સાહબ (રહ.)ની ઝિયારત માટે ગયો. તે વખતે ખ્વાજા સાહબ (રહ.) ઘોડા ઉપર સવાર થયેલા હતા. ઘણા લોકો આપની સાથે હતા અને આપ

ચહલ દુખ્તરાન (ચાલીસ દીકરીઓ)ના મઝારની તરફ જઈ રહ્યા હતા. લોકોની ભીડના કારણે હું ખ્વાજા સાહબ (રહ.)ની મુલાકાત કરી શકયો નહિ.

મારા મનમાં વિચાર આવ્યો કે,

'ખ્વાજા સાહબ (રહ.) તો લોકોમાં મશગૂલ છે. હું આટલી મુસીબતો ઉઠાવીને અહીં પહોંચ્યો છું છતાં મારી તરફ ધ્યાન પણ ન આપ્યું !'

જેવો આ વિચાર મારા મનમાં આવ્યો કે તરત જ આપ ઘોડા ઉપરથી નીચે ઊતરી પડયા અને લોકોની ભીડને ચીરીને રસ્તો કરતા મારી પાસે આવ્યા.

આપે મને સંબોધીને ફરમાવ્યું કે,

'હે તાનકુની દુરવેશ ! તું ખુશ છે. જ્યારે તુ અહી પહોંચ્યો હતો ત્યારે મને જાણ થઈ ગઈ હતી. હું તને એકાંતમાં મળવા ચાહતો હતો પરંતુ તારા આવા વિચારોના કારણે ટૂંકમાં જ તું પોતાના અમલોને અને પેલા સાહબે દોલતના ઇશારાઓને વેડફી નાંખનાર હતો એટલે આ ભીડમાં આવી રીતે મારે તને મળવું પડયું.'

□

જ્યારે હઝરત ખ્વાજા સાહબ (રહ.) (ચહલ દુખ્તરાન)ના મઝારથી પાછા પોતાના ઉતારા પર આવ્યા અને લોકોની ભીડ ઓછી થઈ ત્યારે મને એકાંતમાં બોલાવ્યો.

આપે ફરમાવ્યું કે,

'તું શું વિચારોમાં છે ! જ્યારે તું તાનકુનમાં મારા ફલાણા દુરવેશના ઘરે કામ કરવા માટે ગયો હતો અને તને જઝબહ પેદા થયો હતો ત્યારથી લઈ અત્યાર સુધી તારા ઉપર જે કંઈ વીત્યું છે તે તમામ વાતોની મને ખબર છે !

'જે અહેવાલા તારા પર કે તારાથી વારિદ થયા કે સાદિર થયાં તે તમામ મારી તવજ્જુહથી થયાં અને એ મારી મિલ્કત છે !

'જે દિવસે તું મૌલાના જલાલુદ્દીન ખાલિદીના પાસે હતો અને તેમણે તારા ઉપર મહેરબાની કરી હતી, ત્યારે હું તે મજલિસમાં હાજર હતો. અને તેમણે જે ઇશારાઓ કર્યા હતા તે બધાંથી હું વાકિફ છું!

'જે વખતે (વહાણમાંથી) તેં પાણી ઉપર પગ મૂક્યા હતા ત્યારે તારો સુકાની હું હતો!

'કિલ્લા આમૂએમાં તમામ અહેવાલ જે તારાથી જાહેર થયા તે બધાં મારી તવજ્જુહથી થયા!

'જે ભોજન તેં શેર સુતુરના રણ પ્રદેશમાં જોયું હતું તે મેં જ હાજર કર્યું હતું!

'હરણોનું જે ઝૂંડ તારી પાસે આવ્યું હતું તેનો રખેવાળ હું જ હતો!'

તે પછી આપે દાઉદ દીવાના અને ઝારદાર દીવાના અને ભિસ્તીવાળા કિસ્સા બયાન ફરમાવ્યા!

તે પછી આપે ફરમાવ્યું કે,

'આ હાલ જે અત્યારે તારામાં છે તે મારી તવજ્જુહના કારણે છે અને હું એનો માલિક છું. ચાહું તો લઈ લઉં અને ચાહું તો તારી પાસે રાખી મૂકું.'

તે પછી ફરમાવ્યું કે,

'જો હમણાં છીનવી લઉં છું!'

એક પળ પછી મેં જોયું કે હું બિલકુલ ખાલીખમ-કોરોકટ છું. મારામાં જે કંઈ હતું તે બધું જ ખ્વાજા સાહબ (રહ.)એ છીનવી લીધું!

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું,

'શું તું પાછો એને લેવા ચાહે છે?'

મેં અરજ કરી કે,

'હાં જનાબ લેવા ચાહું છું.'

એક પળ પછી મેં જોયું તો ફરી પાછી મારી હાલત પહેલાંના જેવી જ થઈ ગઈ!

કેટલીક વખત એ પ્રમાણે જ થયું!

હું નવાઈ પામતો હતો કે કેવી રીતે લઈ લેતા હશે!

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'મારો એના ઉપર કાબૂ છે. જો ચાહું તો લઈ શકું છું. આ હાલ તારામાં જઝબહના કારણે પેદા થયો છે એટલે હું એને છીનવી શકું છું. પરંતુ જે હાલ મુતાબિઅત (પૈરવી) અને સુલૂકથી પેદા થાય છે તેના ઉપર કોઈનો કાબૂ નથી હોતો.'

એ જ અરસામાં મેં બુઝુર્ગીની હાલત જોઈ. મારામાં રિક્કત (રુદનની કૈફિયત) પેદા થઈ. હું ખૂબ રડયો.

ખ્વાજા સાહબ (રહ.)એ પૂછયું કે,

'તું શા માટે રડે છે?'

મેં અરજ કરી કે,

'એટલા માટે કે મેં આટલી જિંદગી અંધારામાં વીતાવી!'

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'તું એવું ન કહે કારણ કે જે કંઈ આ પહેલાં તને ખબર હતી તે પણ ખરી હતી. અને હવે તું જે કંઈ જુએ છે તે એના કરતાં મોટું છે એટલા માટે વીતેલા અહેવાલ તને એ પ્રમાણે (નાના) દેખાય છે.'

તે પછી મને ફરમાવ્યું કે,

'શું તને એ હાલ જોઈએ છે કે વીતેલો હાલ?'

મેં અરજ કરી કે,

'મોજૂદા હાલાત જોઈએ છે.'

આપે ફરમાવ્યું કે,

'એ મુતાબિઅત (પૈરવી-તાબેદારી) વગર હાસિલ થતા નથી.'

મેં અરજ કરી કે,

'હું કબૂલ કરું છું અને આપ જે હુકમ આપશો તેને શિર-આંખોથી કબૂલ કરીશ.'

ખ્વાજા સાહબે ફરમાવ્યું,

'મર્ગેનવ (નવું મોત) તને મુબારક થાઓ!'[1]

## તું મને ચાહે છે કે હું તને ચાહું છું?

ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે કે:

શરૂઆતમાં જ્યારે હું ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રહૂને મળ્યો અને આપની નઝરે અકદસથી મુશર્રફ તેમ જ શકબૂલ થયો ત્યારે આપની મુહબ્બતે મારામાં એટલી અસર કરી કે મારો આરામ અને કરાર છીનવાઈ ગયા. હું એક પળ માટે પણ આપની સુહબત વગર રહી શકતો ન હતો.

એક દિવસે હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ મારી તરફ ધ્યાનિત થઈને પૂછ્યું કે,

'તું મને ચાહે છે કે હું તને ચાહું છું?'

મેં અરજ કરી કે,

'હે મખ્દૂમ! આપને આ ફકીરની તરફ શું તવજ્જુહ હશે! હું જ આપને ચાહું છું.'

ખ્વાજા સાહબે ફરમાવ્યું કે,

'એક ઘડી સબર કર, તને ખરી હકીકતની ખબર પડી જશે!'

જ્યારે થોડો સમય વીત્યો ત્યારે જોયું કે મારામાં ખ્વાજા સાહબ (રહ.)ની મુહબ્બતનું નામોનિશાન પણ નથી!

ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'હવે તને ખબર પડી ને કે મુહબ્બત અને દોસ્તી મારા તરફથી છે?'[2]

● ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૯૭થી ૨૦૨
૨ 'અનીસુત્તાલિબીન' પા. ૨૦૪

## ઔલિયાની સુહબતથી મોત ઈમાન પર આવે છે

એક દુરવેશ બયાન કરે છે કે,

ખ્વાજા સાહબ (રહ.)ની સુહબત મેળવવા પહેલાં મારી એ હાલત હતી કે મારો નફસ બિલકુલ નાફરમાંબરદાર અને ખૂબ જ અભિમાની હતો. નજીક જ હતું કે મારી હાલત અસ્તવ્યસ્ત થઈ જાય અને હું બદબખ્ત થઈ જાઉં.

એકાએક મારામાં જઝબહ પેદા થયો અને હું બેઈખ્તિયાર ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયો. તે વખતે ઘણાં દુરવેશો ત્યાં હાજર હતા. ખ્વાજા સાહબે મને પોતાની તરફ ખેંચ્યો અને મારી ગર્દન પર એક થપ્પડ મારી. મારી હાલત કંઈ જુદી જ થઈ ગઈ. એ હાલતમાં મેં રડવાનું શરૂ કર્યું.

ખ્વાજા સાહબે મને ધમકાવ્યો અને ફરમાવ્યું કે,

'ચુપ રહે. આ ક્યાં રડવાનો મોકો છે! જો તું રડતે નહિ તો તારું કામ આ એક જ સુહબતમાં સુધરી જતે. જો તું ચુપ ન રહેશે તો તારી હાલત દુરુસ્ત ન થશે. હવે કહે તારી હાલત કેવી છે?

મેં અરજ કરી કે,

'હું મારી ઝાતને પાખાનામાં રગદોળાયેલી જોઉં છું!'

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ કસમ ખાઈને ફરમાવ્યું કે,

'એ બિલકુલ ઠીક કહે છે. ખરેખર એની હાલત એ જ છે.'

તે પછી, આપે સાથીઓ તરફ ધ્યાનિત થઈને ફરમાવ્યું કે,

'જો (એ) મારી સુહબતમાં ન આવતે તો દુનિયાથી બેઈમાન જતે!'[1]

## આ દિરમોમાંથી ફરઝંદની બૂ આવે છે

એક દુરવેશ બયાન કરે છે કે:

• 'અનીસુત્તાલિબીન' પા. ૨૦૫

જ્યારે મારા દિલમાં ખ્વાજા સાહબ (રહ)ની સુહબત શરીફની તાલાવેલી થઈ તો તાનકુન (તુર્કસ્તાન)થી બુખારા તરફ રવાના થયો. મારી બીવીએ મને કેટલાક દિરમ આપ્યા અને કહ્યું કે એને ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં પહોંચાડી દેજો. મેં એને ઘણું પૂછ્યું કે તું શા માટે આ દિરમ મોકલે છે? પરંતુ તેણે કારણ બતાવ્યું નહિ.

હું બુખારા પહોંચ્યો અને ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયો. પેલા દિરમ મેં આપ (રહ.)ની ખિદમતમાં પેશ કર્યા.

આપ (રહ.) મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

'આ દિરમોમાંથી ફરઝંદની બૂ (ગંધ) આવે છે! ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા તને પુત્ર આપશે.'

તે પછી ખ્વાજા સાહબ (રહ.)ની દુઆથી મારે ત્યાં પુત્ર પેદા થયો.[1]

## ઔલિયાની સુહબત ઘણી ભારી નેઅમત છે

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ઘણી વેળા ફરમાવ્યા કરતા કે,

'ઔલિયા અલ્લાહની સુહબત ઘણી ભારે નેઅમત છે.'

આં કસ કે બયાફ્ત દોસ્તે યાફ્ત અઝીમ,

જેને અલ્લાહના દોસ્તની સુહબત મળી તેને મહાન નેઅમત મળી.

વાંકસ કે નયાફ્ત દાગે નાયાફ્ત બસ અસ્ત.

જેને અલ્લાહના દોસ્તની સુહબત ન મળી તેને ન મળ્યાનો બસ દાગ અને અફસોસ છે.

## મોત મોમિનના માટે રાહત છે

કહે છે કે જ્યારે કોઈ અઝીઝ (પ્રિયજન)નું મૃત્યુ થતું ત્યારે હઝરત ખ્વાજા સાહબ (રહ.) આ હદીસ બયાન કરતા,

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૦૫, ૧૦૬

જ્યારે મારા દિલમાં ખ્વાજા સાહબ (રહ.)ની સુહબત શરીફની તાલાવેલી થઈ તો તાનકુન (તુર્કસ્તાન)થી બુખારા તરફ રવાના થયો. મારી બીવીએ મને કેટલાક દિરમ આપ્યા અને કહ્યું કે એને ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં પહોંચાડી દેજો. મેં એને ઘણું પૂછ્યું કે તું શા માટે આ દિરમ મોકલે છે? પરંતુ તેણે કારણ બતાવ્યું નહિ.

હું બુખારા પહોંચ્યો અને ખ્વાજા સાહબ (રહ.)ની ખિદમતમાં હાજર થયો. પેલા દિરમ મેં આપ (રહ.)ની ખિદમતમાં પેશ કર્યા.

આપ (રહ.) મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

'આ દિરમોમાંથી ફરઝંદની બૂ (ગંધ) આવે છે! ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા તને પુત્ર આપશે.'

તે પછી ખ્વાજા સાહબ (રહ.)ની દુઆથી મારે ત્યાં પુત્ર પેદા થયો.[1]

## ઔલિયાની સુહબત ઘણી ભારી નેઅમત છે

હઝરત ખ્વાજા સાહબ (રહ.) ઘણી વેળા ફરમાવ્યા કરતા કે,

'ઔલિયા અલ્લાહની સુહબત ઘણી ભારે નેઅમત છે.'

આં કસ કે બયાફ્ત દોસ્તે યાફ્ત અઝીમ,

જેને અલ્લાહના દોસ્તની સુહબત મળી તેને મહાન નેઅમત મળી.

વાંકસ કે નયાફ્ત દાગે નાયાફ્ત બસ અસ્ત.

જેને અલ્લાહના દોસ્તની સુહબત ન મળી તેને ન મળ્યાનો બસ દાગ અને અફસોસ છે.

## મોત મોમિનના માટે રાહત છે

કહે છે કે જ્યારે કોઈ અઝીઝ (પ્રિયજન)નું મૃત્યુ થતું ત્યારે હઝરત ખ્વાજા સાહબ (રહ.) આ હદીસ બયાન કરતા,

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૧૦૫, ૧૦૬

'અલમવ્તુ રાહતુલ મુઅમિન'

મોત મોમિનના માટે રાહત છે.

આ હદીસનો ભાવાર્થ એ છે કે, મોત મોમિનના માટે હકની રાહતનો વસીલો છે.

હદીષમાં આવ્યું છે કે,

'મોમિનને અલ્લાહ તઆલાની લિકાઅ (ઝિયારત અને મુલાકાત) વગર રાહત થતી નથી.'

આ દુનિયાના કેદખાનામાં લિકાએ બદનના હિજાબ (પરદા)ના કારણે લિકાએ ઈલાહી થવું શકય નથી.

એની દલીલ એ છે કે,

'અદ્દુનિયા સિજનુલ મૂમિન'

દુનિયા મોમિનના માટે જેલખાનું છે.

એટલે (લિકાઅ અર્થાત્ અલ્લાહ તઆલાની ઝિયારત તેમ જ મુલાકાતની) રાહત મેળવવા માટે મોતનો (સ્વાદ) ચાખવો જરૂરી છે.

હદીષ શરીફમાં આવ્યું છે કે,

'અલમવ્તુ દુનુલ્લિકાઅ'

મોત લિકાઅ અર્થાત અલ્લાહ તઆલાની ઝિયારત અને મુલાકાત માટેની ઘાટી (મિલન સ્થાન) છે.

## મિત્રોને મળવાની તાલાવેલી

એક સહીહ હદીષમાં (હઝરત) આયશા (રદિ.)થી રિવાયત છે કે,

'હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પેટ ભરીને ખાવાનું ખાતા ન હતા. મેં દરખ્વાસ્ત કરી તો આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હે આયશા! રસૂલો અને ઉલૂલઅઝમોમાંથી મારા ભાઈઓ અને દોસ્તોએ આના કરતાં વધારે સખત કામો પર સબર કર્યો

છે અને પોતાની એ જ હાલતમાં દુનિયાથી પસાર થઈ ગયાં છે અને અલ્લાહ તઆલાની બારગાહમાં જઈ પહોંચ્યા છે. અલ્લાહ તઆલાએ તેઓને મોટો ભારી સવાબ અને સુંદર બદલો ઈનાયત કર્યો છે.

"અને મને મારા દોસ્તો અને ભાઈઓને મળવાથી વધારે કોઈ ચીઝ અઝીઝ (પ્રિય) નથી."

□

ખુદ આયશા (રદિ.) ફરમાવે છે કે, એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પૂરું એક અઠવાડિયું પણ દુનિયામાં ન રહ્યા અને આ જહાંનથી રહલત ફરમાવી ગયા. (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન)

□

કહેવાય છે કે ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂ પણ જિંદગીના આખરી દિવસોમાં ફરમાવ્યા કરતા હતા કે,

'દોસ્તો ચાલ્યા ગયા છે. હવે પેલું જહાન ઘણું સારું છે!'

તે પછી આપ (રહ.) ખ્વાજગાન કુદ્દેસલ્લાહૂ અસરારહુમના તબકાતનો ઝિક્ર ફરમાવ્યા કરતા હતા.

એના થોડાં અરસા પછી જ આપ (રહ.) આ દારે ફાની (નાશવંત દુનિયા)માંથી રહલત ફરમાવી ગયા.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.[1]

## મરવાની રીત શીખવીશ

ખ્વાજા સાહબ (રહ.) ફરમાવ્યા કરતા હતા કે,

'જ્યારે મારો આખરી વખત હશે ત્યારે હું દુરવેશોને મરવાની તરકીબ (રીત) શીખવીશ.'

જ્યારે હઝરતનો આખરી વખત આવ્યો ત્યારે ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.) સૂરએ 'યાસીન' પઢતા હતા. જ્યારે અરધે

● ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૨૦૭

પહોંચ્યા ત્યારે અનવાર જાહેર થયા. આપે બંને હાથો દુઆ માટે ઉઠાવ્યા અને ઘણા લાંબા સમય સુધી દુઆ કરતા રહ્યા. તે પછી બંને હાથ ચહેરા ઉપર ફેરવ્યા અને મુશાહિદએ હકની એજ હાલતમાં રહલત ફરમાવી ગયા.[૧]

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.

## ખાવું પણ સારી રીતે જોઈએ અને કામ પણ સારી રીતે કરવું જોઈએ

ખ્વાજા અલાઉદ્દીન ગજદવાની (રહ.) બયાન કરે છે કે,

હઝરતની નઝાઅ (મૃત્યુ પહેલાં)ની હાલતમાં હું આપની ખિદમતમાં હાજર થયો. આપે મને ફરમાવ્યું કે,

'હે અલા! દસ્તરખ્વાન લાવ અને ખાવાનું ખા!'

હઝરત હમેશાં મને 'અલા' કહ્યા કરતા હતા. આપના હુકમના પાલન માટે હું દસ્તરખ્વાન લાવ્યો અને ત્રણ લુકમા લઈને દસ્તર-ખ્વાન લપેટી લીધું.

હઝરતે આંખ ખોલીને જોયું કે મેં દસ્તરખ્વાન ઉઠાવી લીધું છે. પછી આપે ફરમાવ્યું કે,

'અલા! દસ્તરખ્વાન બીછાવ અને ખાવાનું ખા!'

મેં ફરી થોડા લુકમા ખાઈને દસ્તરખ્વાન ઉઠાવી લીધું. ફરી પાછું હઝરતે આંખ ખોલીને ફરમાવ્યું કે,

'ખાવાનું સારી રીતે ખાવું જોઈએ અને કામ પણ સારી રીતે કરવું જોઈએ.'

ચાર વખત આપે એજ પ્રમાણે ફરમાવ્યું.[૨]

- ૧ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પા. ૧૯૯
  'તારીખે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' પા. ૧૪૪
- ૨ 'હઝરાતુલ કુદ્સ' ભાગ ૧, પા. ૧૯૯
  'જવાહરે ઉલ્લ્યહ પા. ૬૯/૭૦

## અલ્લાહ તઆલા હુકમ આપશે

આપ (રહ.)ની બીમારીના આખરી દિવસોમાં આપના મુરીદોની એક જમાઅતને ખ્યાલ પેદા થયો કે હઝરત કોને ખિલાફત અને ઈરશાદ માટે મુકર્રર કરે છે?

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ને આ વિચારની કશ્ફથી ખબર થઈ ગઈ. આપે ફરમાવ્યું કે,

'અત્યારે મને પરેશાનીમાં ન નાંખો. એ કામ મારા અધિકારમાં નથી. અલ્લાહ તઆલા તમને જ્યારે એ વાતથી મુશર્રફ કરવા ચાહશે ત્યારે કરશે. તે હાકિમ છે, હુકમ કરશે.'

□

ખ્વાજા સાહબ (રહ.)ના કેટલાક મુરીદોએ કહ્યું છે કે, હઝરતે ત્યારે એવું ફરમાવ્યું કે વાત તેજ છે જે મેં હિજાઝના રસ્તામાં કહી હતી કે,

'જે મને જોવાની આરઝૂ ધરાવતો હોય, તે ખ્વાજા મુહમ્મદ પારસાને જોઈ લે!

આ ઈરશાદના બીજા દિવસે આપે રહલત ફરમાવી.[1]

## જનાઝાની આગળ કઈ પંક્તિઓ પઢીએ?

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ઈન્તેકાલ પહેલાં લોકોએ પૂછ્યું કે, આપના જનાઝા સમક્ષ કઈ આયતો પઢીએ?

હઝરતે ફરમાવ્યું કે,

'જ્યારે શૈખ અબૂ સઈદ અબૂલ ખૈર કુદ્દેસ સિર્રુહૂને લોકોએ આ પ્રશ્ન પૂછયો હતો ત્યારે આપે ફરમાવ્યું હતું કે,

"આયત પઢવી તો મોટું કામ છે, આ પંક્તિઓ પઢજો!"

ચીસ્ત અઝીં ખૂબતર દર હમહ આફાકે કાર
દોસ્ત રસદ નઝદે દોસ્ત, યાર બ નઝદીકે યાર.

■ ૧ 'હઝરાતુલ કુદ્દસ' પા. ૨૦૦ [હવાલો : 'રશહાત' પા. ૧૫૭]

**ભાવાર્થ :**

આખી દુનિયામાં એથી વધારે સારું કામ કર્યું છે કે એક દોસ્ત પોતાના દોસ્તની પાસે પહોંચી ગયો !

□

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ તે પછી ફરમાવ્યું કે,

'આ પંક્તિઓ પઢવી (પણ) ઘણું મોટું કામ છે. મારા જનાઝા આગળ આ પંક્તિઓ પઢજો !'

મુફલિસાનીમ આમદહ દર કૂએ તૂ,
શયઅન લિલ્લાહ અઝ જમાલે રૂએ તૂ.[1]

**ભાવાર્થ :**

એક મુફલિસ તારી શેરીમાં, તારા કાંતિમય મુખના દર્શનની અભિલાષા લઈને આવ્યો છે.

## તારીખે વફાત

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની ઉંમર શરીફના ૭૩ (તોતેર) વરસ પૂરા થયાં હતાં અને આપ (રહ.) ૭૪ (ચુમ્મોતેર)મા વરસમાં પ્રવેશ્યા હતા ત્યારે સોમવારની રાતે, ૩ (ત્રીજી) રબીઉલ અવ્વલ હિજરી સન ૭૯૧માં આખેરતની સફરે આપનું પ્રાણ પંખીડું ઊડી ગયું.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક બુખારા શરીફ (રશિયા)માં છે. 'કસરે ઈરફાં' શબ્દોમાં આપની વફાતનો હિજરી સન ૭૯૧નો અદદ મળે છે.

## ત્યાં સુધી હું કોઈના તરફ ધ્યાન આપીશ નહિ

બરકતુઝઝમાન કુત્બે ઉઝલતિયાન અબ્દુલ કુદ્દુસ અલ વહહાબ

● ૧ 'નફહાતુલ ઉન્સ' પા. ૪૧૮
'અનીસુત્તાલિબીન' પા. ૭૨
'તારીખે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ' પા. ૧૪૪

વિષે બયાન કરવામાં આવે છે કે તેમણે ફરમાવ્યું કે,

જ્યારે અમારા ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂને દફન કરવામાં આવ્યા ત્યારે આપના મુખ મુબારકની તરફથી જન્નતમાંથી એક બારી આપની કબરે મુનવ્વરમાં ખોલવામાં આવી. તેમાંથી બે હૂરો અંદર આવી અને આપને સલામ કરી.

હૂરોએ અરજ કરી કે,

'અમે આપની મિલ્કત છીએ. જ્યારથી અલ્લાહ તઆલાએ અમને પેદા કરી છે ત્યારથી અમે આપની ખિદમતનો ઈન્તેઝાર કરીએ છીએ.'

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

'મેં અલ્લાહ તઆલાથી પ્રતિજ્ઞા કરેલી છે કે જ્યાં સુધી હું દીદારે ઈલાહીથી મુશર્રફ ન થઈ જઈશ અને તે તમામ આદમીઓને જેઓ મારી સાથે મળ્યા છે અને મારી પાસે તેમણે કલમએ પાક સાંભળ્યો છે અને તેના પર અમલ કર્યો છે, તેઓને બખ્શાવી ન દઈશ ત્યાં સુધી હું કોઈ ચીઝ અને આદમીની તરફ મુતવજ્જેહ (ધ્યાનિત) થઈશ નહિ.'[1]

## આપ (રહ.)ની એક રૂબાઈ

હઝરત ખ્વાજા સાહબ (રહ.) કોઈ કોઈ વખતે કવિતાની રચના પણ કરતા હતા. આપની રૂબાઈઓ કૈફ આવર (મનને મસ્ત કરી દેનારી) છે. નમૂના રૂપે મુનાજાત (દુઆ)ની એક રૂબાઈ નીચે પ્રમાણે છે :

યારબ ઝ કરમ બર મને દુરવેશ નિગર,
બર હાલે મને ખસ્તઓ દિલરેશ નિગર.
હરચંદ નીમ લાઈક બખ્શાઈશે તૂ,
બર મન મનિગર બર કરમે ખેશ નિગર[2]

• ૧ 'અનીસુત્તાલિબીન' પા. ૨૦૭, ૨૦૮
૨ 'મશાઈખે નકશબંદિયહ' પા. ૪૨, ૪૩

ભાવાર્થ :

હે અલ્લાહ ! કૃપા કરીને આ દુરવેશ પર નજર કરો !
આ દુઃખી અને જખ્મી દિલવાળાની હાલત પર નજર કરો !
ભલે ગમે એટલો તારી બખ્શિશને લાયક હું નથી,
પરંતુ મને ન જુઓ, પોતાની કૃપા અને મહેરબાનીને જુઓ !

## આપ (રહ.)ની ઔલાદે મુબારક

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ની ઔલાદમાં (આપના ઈન્તેકાલ વખતે) માત્ર એક સાહબઝાદી (હયાત) હતી. આપ (રહ.)ના સાહબઝાદાનો ઈન્તેકાલ આપ (રહ.)ની હયાતીમાં જ થઈ ગયો હતો.

આ સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ આપ (રહ.)ને નસીબ થઈ.[1]

## વફાત પછીની કેટલીક કરામતો

એક અહલે ઇલ્મે બયાન કર્યું છે કે,

જ્યારે અમારા ખ્વાજા સાહબ કુદ્દેસ સિર્રુહૂએ આ નાશવંત જગતમાંથી અમર જગત તરફ પ્રયાણ કર્યું ત્યારે હું કશ (નામના ગામમાં) હતો. જ્યારે મેં આ ખબર સાંભળી ત્યારે મને આઘાત લાગ્યો. મેં મનમાં વિચાર કર્યો કે હું ફરી પાછો મદ્રેસામાં (તાલીમ આપવા માટે) જઈશ.

તે જ રાતે મેં હઝરત ખ્વાજા સાહબ (રહ.)ને ખ્વાબમાં જોયા.

આપ (રહ.) આ આયત પઢતા હતા :

'અફ ઇમ્માત અવ કુતિલન કલબ્તુમ અલા અઅકાબિકુમ'[2]

(અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો એક રસૂલ જ છે, આપ (સલ.)ના પહેલાં પણ ઘણાં રસૂલો થઈ ગયા છે.) ફરી જો

• ૧ 'ચશ્મએ હિદાયત' પા. ૨૨
૨ સૂરએ 'આલેઈમ્રાન' આયત : ૧૪૩

આપ (સલ.) મૃત્યુ પામે અથવા શહીદ થઈ જાય તો પછી શું તમે (ઈસ્લામથી) પાછા પગે ફરી જશો ?

તે પછી આપે ફરમાવ્યું કે,

'ઝેદ બિન હારિસાએ કહ્યું છે.'

જ્યારે મારી આંખો ખૂલી ત્યારે હું ખ્વાજા સાહબ (રહ.)ના ઈશારાને સમજી ગયો કે એનો એ મતલબ છે કે રૂહાની તૌરપર તે તમામ ફકીરો પર જેઓ પ્રત્યે આપ (રહ.) જિંદગીમાં મુતવજ્જેહ (ધ્યાનિત) થયા છે, હવે પણ ઈનાયત કરતા રહેશે,

પરંતુ આપે જે ફરમાવ્યું હતું કે,

'ઝેદ બિન હારિસાએ કહ્યું છે.'

એનો મતલબ મારી સમજમાં આવ્યો નહિ.

એ જ દિવસોમાં મેં ફરી પાછા ખ્વાજા સાહબ (રહ.)ને ખ્વાબમાં જોયા. આપે ફરમાવ્યું કે,

'ઝેદ બિન હારિસાએ કહ્યું છે કે દીન એક જ છે.'

ખ્વાજા સાહબ (રહ.)નો આ ઈશારો મને હમેશાં યાદ રહ્યો.

આ ખ્વાબ આપ (રહ.)ની હક્કાનિય્યતની દલીલ છે કે અલ્લાહ તઆલાના ખાસ બંદાઓ જિંદગી અને મોત બંને હાલતોમાં રાહે રાસ્ત બતાવે છે. અને જે કંઈ બતાવે છે તે કુર્આન, સુન્નત તેમ જ આસારે સહાબા અને ગુઝિશ્તા સાલિહીનની સીરતના મુતાબિક હોય છે.

અલ્લાહ તઆલા મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આલ તેમ જ અસહાબના સદકામાં એ અરવાહે પાકની બરકતોનો ફૈઝ આપણને નસીબ કરે. આમીન.[1]

□

કોઈ બાદશાહે એક શખ્સ પર નારાઝ થઈને તેને મિનારા

[1] 'અનીસુત્તાલિબીન' પા. ૨૦૮

ઉપરથી નીચે ફેંકાવી દીધો. તે જમીન પર સહીસલામત પડ્યો. લોકોએ એનું કારણ પૂછ્યું.

તેણે કહ્યું કે,

'મેં ખ્વાજા સાહબના મઝારની તરફ તવજ્જુહ કરી હતી. મઝારમાંથી એક હાથ દેખાયો જેણે મને (ઊંચકીને) જમીન પર મૂકી દીધો !'[૧]

□

એક શખ્સની દાઢી ન હતી. તેણે ખ્વાજા સાહબ (રહ.)ના મઝારે મુબારક પર દુઆ કરી. તરત જ તેની દાઢી ઊગી નીકળી ![૨]

□

એક જાહિલ કાઝી (મઝારે મુબારકની) ઝિયારત માટે આવ્યો.

તેણે અરજ કરી કે,

'હું કાઝી તો છું પરંતુ જાહિલ છું.'

તે તરતજ આલિમ અને ફકીહ બની ગયો ![૩]

## આપ (રહ.)ના મહાન ખલીફાઓ અને મુરીદો

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના મહાન ખલીફાઓ અને મુરીદોની સંખ્યા ઘણી મોટી છે. એમાંથી અહીં માત્ર થોડાકનો પરિચય ટૂંકાણમાં આપવામાં આવ્યો છે.

### હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)

આપ (રહ.) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના પ્રથમ ખલીફા અને દામાદ છે.

આપ (રહ.)નો વિગતવાર પરિચય ઈન્શાઅલ્લાહ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ ત્રીજામાં એક અલગ પ્રકરણમાં લખવામાં આવશે.

### હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.)

આપ (રહ.) હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ના બીજા અગ્રણી

• ૧, ૨, ૩, 'જવાહરે ઉલ્વ્યહ' પા. ૭૧

ખલીફા છે. આપ (રહ.) મુહદ્દિસ, આલિમ, હાફિઝ, મુહક્કિક અને આરિફ હતા. આપ (રહ.) લેખક પણ હતા. તફસીર ફસલુલ ખિતાબ, તહકિકાત, ફસલુલ સિત્તહ... વગેરે આપની મશહૂર કિતાબો છે.

એક દિવસે હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)એ નોકરાનીને પૂછ્યું કે, દરવાજા પર કોણ છે?

તેણે કહ્યું કે, એક પારસા (નેક) યુવાન ઈન્તેઝાર કરતો ઊભો છે.

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ બહાર આવીને જોયું તો ખ્વાજા મુહમ્મદ ઊભા હતા.

હઝરતે ફરમાવ્યું કે 'તમે પારસા છો.'

તે જ દિવસથી આપનો લકબ 'પારસા' મશહૂર થઈ ગયો.

આપ (રહ.) ઈશાની નમાઝ બાદ ઊભા થતાં અને હાલાત તેમ જ કેફિયાતમાં સવાર સુધી ડૂબેલા રહેતા.

મસ્જિદ બનાવતી વેળા હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)એ સૌને બપોરે આરામ કરવાની પરવાનગી આપી હતી. બીજા બધાં તો થાકીને બપોરે આરામ કરતાં પરંતુ ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.) ધૂળમાં રગદોળાયેલાં જ તડકામાં બેસીને મુરાકિબાહ કરતા. ખ્વાજા સાહબ (રહ.) આપના પગ પર માથું મૂકીને જનાબે ઈલાહીમાં દુઆ કરતા કે,

'હે પરવરદિગાર! આ જુવાન પારસાની બદોલત બહાઉદ્દીન પર રહેમ કર!'

□

હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.) ફરમાવતા કે,

'જે કંઈ પારસા કહે છે, અલ્લાહ તઆલા તે જ પ્રમાણે કરે છે પરંતુ પારસા અલ્લાહ તઆલાની રઝા પર છે, અને તેના ખિલાફ કંઈ કહેતા નથી.

'કુબે' ઈલાહીના જે મરતબાઓ મને બારગાહે ઈલાહીથી

હાસિલ થયાં હતા, તે બધાં પારસાએ હાસિલ કર્યા. મારા ઝહૂરથી મકસૂદ મુહમ્મદ (પારસા)નો છે.'

□

આપની વફાત ૨૩મી ઝીકઅદ હિજરી સન ૮૨૨માં બુધવારના દિવસે થઈ. આપનો મઝારે મુબારક મદીના સકીનામાં હઝરત અબ્બાસ (રદિ.)ના મઝારે મુબારકની નજીક સફેદ પથ્થરનો બનેલો છે.

આપની તારીખે વફાત આ શબ્દોમાંથી નીકળે છે:

'ઈજાબતે દાઈ ફરમૂદ'[1]

□

હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા (રહ.)ના સાહબઝાદા ખ્વાજા અબૂનસર પારસા (રહ.) બયાન કરે છે કે:

હું મારા વાલિદ સાહબની વફાત વખતે હાજર ન હતો. આપના ઈન્તેકાલ થઈ જવા બાદ હું આવ્યો. મેં આખરી દીદારના માટે આપના ચહેરાને ખોલ્યો. આપે આંખો ખોલી અને મુસ્કુરાયા.

એનાથી મારું દુઃખ અને ગમ ઓર વધી ગયાં. હું આપ (રહ.)ના પગ તરફ ગયો અને મારા મુખને આપના પગ પર રગડયું પરંતુ આપે પગ ઉપર ખેંચી લીધાં![2]

## હઝરત મૌલાના યાકૂબ ચરખી (રહ.)

આપ (રહ.) પણ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના મહાન ખલીફા છે. આપ (રહ.)ના વિગતવાર હાલાત ઈન્શાઅલ્લાહ 'નકશબંદી ઓલિયા' ગ્રંથ ત્રીજામાં એક અલગ પ્રકરણમાં લખવામાં આવશે.

## હઝરત ખ્વાજા અલાઉદ્દીન ગજદવાની (રહ.)

આપ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના જલીલુલ

१ 'જવાહરે ઉલૂવ્યહ' પા. ૭૨, ૭૩
૨ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પા. ૨૨૬
[હવાલો : 'રશહાત' પા. ૬૧, ૬૨]

-કદ્ મુરીદોમાંથી છે.

આપ ખૂબ જ મધુરભાષી હતા. ઈસ્તિહલાક અને ઈસ્તિગરાક સંપૂર્ણ કક્ષાનો ધરાવતા હતા. વાતો કરતાં કરતાં બેખુદ થઈ જતા હતા.

આપ એક જ બેઠકમાં, બેઠક બદલવા વગર આખી આખી રાત એવી રીતે વીતાવી દેતા હતા કે એક પગથી બીજો પગ પણ બદલતા ન હતા જો કે ત્યારે આપની ઉમર ૯૦ (નેવું) વરસની હતી અને આપ ઘણા કમજોર થઈ ગયા હતા.

આપ (રહ.) ફરમાવે છે કે,

'હું સમજતો થયો ત્યારથી એટલા (અલ્પ) સમય માટે પણ યાદે ખુદાથી ગફલત કરી નથી, જેટલો સમય પાણી પીવા માટે ચકલી પોતાની ચાંચ પાણીમાં ડૂબાડે છે. ન મેં ઊંઘમાં ગફલત કરી ન મેં જાગતામાં (ગફલત કરી).'[1]

## શૈખ સિરાજુદ્દીન પીરમસ્તી (રહ.)

આપ પણ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ)ના ખલીફા છે. શરૂઆતમાં આપ (રહ.) સૈયદ અમીર કુલાલ (રહ.)ના ફરઝંદ સૈયદ અમીર હમ્ઝા (રહ.)ના મુરીદ હતા. આખરી જમાનામાં આપ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)થી મુરીદ થયા.

કહે છે કે સૈયદ અમીર હમ્ઝા (રહ.)ની શરૂઆતની સુહબતના જમાનામાં ઘણી રિયાઝતો કરી. એક વખતે આપને એવી બેખૂદીની હાલત થઈ ગઈ કે ત્રણ રાત દિવસ સુધી મદહોશ પડેલા રહ્યા. એ હાલતની હઝરત સૈયદ હમ્ઝા (રહ.)ને જાણ કરવામાં આવી.

આપે ફરમાવ્યું કે,

'તેના કાનમાં કહી દો કે અમીર હમ્ઝા કહે છે કે તમે જ્યાં પહોંચ્યા છો ત્યાંથી પાછા આવી જાઓ!'

• ૧ 'હઝરાતુલ કુદસ' ભાગ ૧, પા. ૨૧૫

જ્યારે હઝરતનો આ કલામ તેમના કાનમાં કહેવામાં આવ્યો. ત્યારે તેમનામાં જાગૃતિ આવી.[૧]

## મૌલાના સૈફુદ્દીન મિનારી (રહ.)

આપ (રહ.) સમરકંદ અને તાશ્કંદ નજીક આવેલા મિનાર નામના ગામના રહેવાસી હતા. આપ (રહ.) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના મહાન મુરીદો અને મેહબૂબીન-પ્રિયજનોમાંથી હતા. આપ પોતાના સમયના અલ્લામા હતા. આપ મૌલાના હમીદુદ્દીન શાશી (રહ.)ના શાગિર્દ હતા.[૨]

## મૌલાના સૈફુદ્દીન ખૂશખાં બુખારી (રહ.)

આપ (રહ.) હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહ.)ના મહાન મુરીદો અને મકબૂલીનમાંથી છે. આપે કામિલ હિમ્મતની સાથે હઝરત ખ્વાજાની નિસ્બતની તરફ તવજ્જુહ કરી અને હઝરત ખ્વાજાની બરકત તેમજ તવજ્જુહથી કમાલના દરજ્જે પહોંચ્યા.[૩]

● ૧, ૨ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પા. ૨૧૬
૩ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ ૧, પા. ૨૧૭

યાદદાશ્ત

આ કિતાબનું લેખન કાર્ય
૪, રબીઉલ આખર, હિજરીસન ૧૪૧૧
૨૪, ઓક્ટોબર, ઈસ્વીસન ૧૯૯૦
બુધવારના રોજ બપોરે ૩-૩૦ કલાકે
પૂર્ણ થયું.
અલહમ્દુલિલ્લાહ.

# વ્યક્તિઓ

સૂચના : બારાખડીનો ક્રમ જાળવવા માટે, બુઝુર્ગોના નામોની આગળ વપરાતા માનવાચક શબ્દો પાછળ કૌંસમાં લખ્યા છે તે આગળ વાંચવા વિનંતી.

## આ

# સ્થળો



# ઈમારતો





# કિતાબો

□

હવે પછી પ્રગટ થશે

# નક્શબંદી ઔલિયા

## ગ્રંથ ત્રીજો

સંપાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

□

### આ દળદાર ગ્રંથમાં ઈન્શાઅલ્લાહ

૧ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)
૨ હઝરત ખ્વાજા યાકૂબ ચરખી (રહ.)
૩ હઝરત ખ્વાજા નાસિરુદ્દીન ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)
૪ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહ.)
૫ હઝરત ખ્વાજા દુરવેશ મુહમ્મદ (રહ.)
૬ હઝરત ખ્વાજા મુહમ્મદ મુકતદા અમકંગી (રહ.)
૭ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ (રહ.)

ના નૂરાની જીવનની વિગતો, અખ્લાક, આદાત, મુજાહિદા, રિયાઝતો, કશ્ફો, કરામતો, નસીહતો વગેરે અનેક બાબતોનું રસપ્રદ અને પ્રવાહી શૈલીમાં આલેખન કરવામાં આવશે.

□

'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળા પ્રથમ બે ગ્રંથો આપને પસંદ પડ્યા? તો આપના મિત્રોને પણ ભલામણ કરો. આપના મિત્રોનાં નામ–સરનામા અમને લખી જણાવો. અમારાં પ્રકાશનોની વિગતો અમે તેમને મોકલીશું.

**'અંજુમને હિદાયત'**
C/o. 'સત્કાર કાપડ કેન્દ્ર' (ગુ. મુસ્તફાભાઈ કાપડીઆ)
ઝાંપાબજાર, પો. ઓ.ની સામે, સુરત ૩૯૫ ૦૦૩